# સુંદરી સૌભાગ્ય સર્વસ્વ

## ( સચિત્ર )



કર્તા

**છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.**

ઉપનિષદ્ આત્મપુરાણ આદિના અનુવાદક.

ઠે. ઘર ના. ૪૧, નાગરવાણીઆનો માળો,

ભુલેશ્વર મુંબઈ.







સંવત ૧૯૭૭ સને ૧૯૨૧



કીમત રૂા૦ ૩-૦-૦

# પ્રસ્તાવના.

સુંદરી સૌભાગ્ય સર્વસ્વ, આમાં સુંદરી શબ્દનો અર્થ એ છે કે, દરી કહેતાં જે ગૃહ, તેને સુ કહેતાં સમ્યક્ પ્રકારે શોભાવાય જેના વડે, તે સુંદરી કહેવાય. આવી સુંદરીનુ પ્રથમ તથા શ્રેષ્ઠ સૌભાગ્ય એ છે કે, ગૃહમાં રહી સંસારવ્યવહારના સતી ધર્મને છાજે એવા ધર્મોનું અવલંબન કરવું. આ રીતે ધર્માવલંબી થવું, તે જ સ્ત્રીનું સર્વસ્વ છે. આપણી આર્ય ભૂમિમાં કેવીકેવી સદ્વર્તનશીલ મહિલાઓ થઇ ગઇ છે, તેનું દિક્દર્શન પ્રથમ કરાવવાનું કારણ એ કે, તેવીનો દાખલો લઇ હવે પછી થનારી બાળાઓ પણ તેજ પ્રમાણે વર્તી, આપણી આર્ય ભૂમિને તેઓની માફક શોભાવે. મુખ્યત્વે પુત્ર કે પુત્રી સારાં કેળવણી પામેલ તથા શૂરાતનવાળાં થવામાં જનની મુખ્ય કારણ છે. આપણા શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,

गुणिगणगणनारंभे न पतति कठिनी ससंभ्रमाद्यस्य ।
तस्याम्बा यदि सुतिनी वद वंध्या किदृशी नाम ॥

અર્થઃ-જે ગુણવાન્ મનુષ્યો થઇ ગયા છે, તેઓની ગણત્રીમાં પુત્રનું નામ જો ન આવ્યું તો તેની માતા વંધ્યા સમાન જાણવી" હવે આવા શૂરવીર રત્ન ઉત્પન્ન થવામાં મુખ્ય સ્ત્રી સારા શિક્ષણને પામેલી હોવી જોઇએ. જો સ્ત્રી કેળવણી પામેલ હોય તો જ તે પોતાના બાળકને સારી કેળવણી આપી શકે. સારા કેળવણીવાળા થવામાં મુખ્ય કઇ બાબતો જાણવાની જરૂર છે, તે હું મારી આર્ય મહિલાઓને જણાવું છું. પૂર્વે આપણી આર્ય ભૂમિમાં જે સતીઓ થઇ ગઇ કે, જેઓએ પોતાના સતીત્વના પ્રભાવવડે આપણી આર્યભૂમિને સારી રીતે શોભાવી, તેવી સતીઓનાં ચરિત્રો જાણવાં જોઇએ. હવે આની બાબતમાં ઘણી સતી- ઓનાં ચરિત્રો મારા મિત્રે આ લઘુ પુસ્તકમાં લીધાં નથી. તેનું કારણ એ કે, તેવાં ચરિત્રો તો સતીમંડળ, ભારતનાં સ્ત્રીરત્ન તેમજ પ્રતિવ્રતા સતીઓ વગેરે અનેક પુસ્તકોમાં કેવળ તેજ સંબંધી દિગ્દર્શન કરાવ્યું છે. માટે તે સંબંધી પિષ્ટપેષણ કરવું તે ખોટું, તેવું જાણી તે બાબતનું પિંજણ આ ગ્રંથમાં વધારે લેવાયું નથી. હવે બીજી બાબત એ છે કે, બાળાના મગજપર સંસ્કાર સારા પડવા જોઇએ. જો સંસ્કાર સારા પડશે

હોય તો જ સારા ગુણવાળા થવાનો સંભવ હોય છે. એકજ છોકરૂં, કે જેને આપણા આર્ય શાસ્ત્રમાં કહેવાયેલ સોળે સંસ્કાર કર્યા હોય તથા તેના મગજપર જેવી .આસ્તિકપણાની બુદ્ધિ રહે છે, તેવી બુદ્ધિ જેને સંસ્કાર કરવામાં નથી આવતા, તેવાની હોતી નથી. સંસ્કારનો અર્થ જ એ છે કે, **संस्क्रियते चित्तं येन कर्मणा इति संस्कारः** જે કર્મવડે મન પવિત્ર બને છે, તેનું નામ સંસ્કાર. હાલમાં આપણી આર્ય ભૂમિમાં સાપ જાય ને લીસોટો રહી જાય. તે રીતે જો કે સંસ્કાર થોડે ઘણે અંશે કરવામાં આવે છે, પણ તેનું તાત્પર્ય ભાગ્યે કર્મ કરાવનાર જ જાણતો હોય. ત્યારે કર્મ કરનારના મનપર તો કેવી જ રીતે સચોટ છાપ પડે. આવા જ હેતુને લઇ સંસ્કારની કેટલીબધી મનુષ્યજીવન માટે આવશ્યકતા છે, તેનું દિગ્દર્શન મહાત્મા શ્રી કૂટસ્થશ્રીની કલમથી કરવામાં આવેલુ છે. જો કે વિષય ઘણો કઠણ છે, પણ સૂક્ષ્મદેહની સાથે સંસ્કારને કેટલો નિકટનો સંબંધ છે, તે સંબંધી બહુજ સારી રીતે આમાં પરિસ્ફોટન કરવામાં આવ્યું છે તથા છેવટમાં જણાવવામાં આવ્યું છે કે, સંસ્કાર સારા પડાવવામાં જેટલાં માબાપ જવાબદારી ભોગવે છે, તેટલી જ જવાબદારી બ્રાહ્મણની છે. દ્વિજ શુશીલ તથા કર્મનું ખરૂં રહસ્ય સમજનાર ન હોય તો તે કર્મ કરનારપર કેવી જ રીતે સારી અસર પાડી શકે ? હવે લગ્નમાં પ્રસંગપર પતિ તથા પત્ની વચ્ચે કેવા પ્રકારના કોલકરાર થાય છે, તેમજ એક બીજાં કેવી શરતોથી બંધાય છે, તે આર્ય બાળાઓએ જાણવું જોઇએ. પ્રથમ તો કન્યાનો પિતા તથા વરના પિતા વચ્ચે કોલકરાર થાય છે. કન્યાનો પિતા કહે છે કે, મારી કન્યામાં જે કાંઇ ગુણ દોષ હોય તે આપ જોઇલો. તે જ પ્રમાણે વરનો પિતા કહે છે કે, મારા પુત્રમાં જે કાંઈ દોષ હોય તે તમો તપાસી લો. આ રીતના જે કોલકરાર થાય છે, તેને વાક્દાન કહે છે. આ થઇ રહ્યા પછી જે વરરાજા, કન્યાના પિતાને માંડવે અતિથિ તરીકે આવેલ હોય છે, તેનું પાદ્ય, અર્ઘ્ય તથા મધુપર્કાદિવડે શાસ્ત્રીય રીતિએ પૂજન કરવામાં આવે છે. પછી ત્યાં લગ્નના બંધારણમાં ત્રણને સાક્ષી રાખવામાં આવે છે:—ગાય, બ્રાહ્મણ તથા અગ્નિ. આ ત્રણને સાક્ષી રખાય છે. તેજ કારણને લઇ વર ગાયની તથા અગ્નિની પ્રાર્થના કરે છે. આ થઇ રહ્યા

પછી શિલાપર કન્યાનો પગ મૂકાવવામાં આવે છે. આ વખતે વર કહે છે કે, જો, આ પથર કેવો સ્થિર છે. જેમ આ પથ્થર સ્થિર છે, તેમ તું પણ સર્વ રીતે સંસાર વ્યવહારમાં મારી સાથે સ્થિરપણાથી વર્તજે. જો એક બીજા વચ્ચે પ્રેમની દૃષ્ટિ હોય છે તોજ બેક એક બીજા તરફ સ્થિર દૃષ્ટિથી જુવે છે. આ વખતે અગ્નિ તથા વાયુ આદિની પ્રાર્થના કરી કહેવામાં આવે છે કે આ દેવો, જેમ જળ સર્વ બાજૂએથી સ્થિર છે તથા તે સપાટપણાથી રહે છે, તેમ અમારા બેઉનાં ચિત્ત પણ સ્થિર થાઓ. જો આ પ્રમાણે બેઉનાં ચિત્ત સ્થિર નથી થતાં તો સંસારસુખનું સાધન નથી નીવડતું, પણ દુઃખના સાધનરૂપ થાય છે. આજ હેતુને લઇ લગ્નસમયે એક બીજા વચ્ચે કોલકરારના જે બંધારણથી જોડાય છે, તે બંધારણને યાદ કરી, સંસારવ્યવહારમાં વર્તનશીલ બને તો એક બીજા વચ્ચે કુસંપનો પ્રસંગ આવે છે તે બને નહિ. તેજ રીતે ભાતની ધાણીને અગ્નિની પ્રદક્ષિણા કરી હોમવામાં આવે છે તથા અગ્નિના અધિષ્ઠાતા દેવોની કન્યા પ્રાર્થના કરી કહે છે કે, મારા પતિનું આયુષ્ય તમે વધારો તથા હું વૈધવ્યને પ્રાપ્ત ન થાઉં, તે પ્રમાણે કરો. દશ ડગલાં જેની સાથે ચાલીએ છીએ, તેની સાથે સ્વાભાવિક રીતે મૈત્રી બંધાય છે તો સાત પર્વતનું ઉલ્લંઘણ કરવાવડે વધૂપોતે કોલકરારથી બંધાય છે કે, હું આપની સાથે સર્વ રીતે આપનું ભલુ થાય, તે રીતે કરીશ તથા તે પ્રમાણે રહીશ. ત્યાર બાદ વર કન્યાનો હાથ પોતાના હાથમાં લઇને કહે છે કે, હું તારી સાથે રહી, ગાર્હપત્યાગ્નિનું સર્વદા સેવન કરીશ. આ ગાર્હપત્યાગ્નિ ચોરીમાંથી લાવી તેજ અગ્નિને ઘરમાં અગ્નિહોત્ર રાખી પૂજવો જોઇએ. ગૃહસ્થનો અર્થ એ જ છે કે, ગાર્હપત્ય નામનો અગ્નિ ગૃહમાં રાખી તેનું પૂજન કરવું. હાલમાં તો જેટલો બ્રાહ્મણ વર્ગ છે તે જ જ્યારે આ પ્રમાણે અગ્નિની ઉપાસના નથી કરતો, તો પછી ઇતર વર્ણની તો વાતજ શી? આ પછી જગતમાં વ્યાપી રહેલા ત્રણ દેવો, જેવા કે અગ્નિ, વાયુ તથા સૂર્ય આ ત્રણ દેવને કન્યામાં વંધ્યત્વનો દોષ હોય તો તે ટળી જવા માટે પ્રાયશ્ચિત્ત હોમ કરવામાં આવે છે. ત્યાર બાદ ધ્રુવનો તારો કન્યાને દેખાડવામાં આવે છે. તેજ વખતે કન્યા પ્રતિજ્ઞા લે છે કે, જે રીતે ધ્રુવનો તારો અચળ છે, તેજ રીતે હું પણ

મારા પતિ સાથે અચળ રીતે રહીશ. આ સર્વ વાતનું બંધારણ ક્યારે કહેવાય કે, બેઉ એક પાત્રમાં બેસી ભોજન કરે ત્યારે. આજ હેતુને લઇ દંપતી ભાત, ખાંડ તથા ઘી, જે હવિષ્યાન્ન કહેવાય છે તેનું ભક્ષણ પતિપત્ની એક બીજાને કરાવે છે. આનું નામ કંસારભક્ષણ છે. આ પ્રમાણે લગ્નમાં વરવધૂ એક બીજા સાથે જોડાય છે. સુવાસિનીએ પોતે સતી વૃંદાના જેવી થવા માટે દરરોજ તુળસીનું પૂજન કરવું જોઇએ. કારણ કે વૃંદાનું જે સ્વરૂપ છે તેજ તુળસી છે. આ વૃંદા એવી પતિવ્રતા હતી કે, વિષ્ણુ ભગવાનને પણ તેને ત્યાં છડીદારરૂપે રહેવું પડ્યું હતું. આમાં તુળસીની પૂજા કેવી રીતે દરરોજ કરવી, તેમજ પતિની પૂજા કેવી રીતે કરવી, તે વિસ્તારપૂર્વક આપવામાં આવ્યું છે.

આમ સદાચાર પાળતાં છતાં પૂર્વના પ્રારબ્ધને યોગે જો વૈધવ્ય પ્રાપ્ત થાય તો તેણે કેવા સદ્વર્તનશીલ થઇ રહેવું, કે જેથી થનારો જન્મ સારો થાય. આ સર્વનું આમાં વિવેચન કર્યું છે. છેવટમાં સ્ત્રી કે પુરૂષ પોતાના તેમજ પારકાના રૂપથી મોહિત થઇ આડે માર્ગે ન વર્તે, તેવા હેતુને લઇ વૈરાગ્ય સંબંધી કેટલોક ઉપદેશ કર્યો છે. આપણા શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,

अस्थिरं जीवितं लोके अस्थिरं धन यौवनम ।
अस्थिरं पुत्रदाराश्च धर्म कीर्तिद्वयं स्थिरम ॥

અર્થ:–આ લોકમાં જીવન સ્થિર નથી વળી ધન તથા યૌવન અસ્થિર છે અર્થાત્ આજે છે ને કાલે ચાલ્યા જાય તેવાં છે. વળી પુત્ર તથા સ્ત્રી પણ કાળે કરી આવે છે તથા કાળે કરી મરણને શરણ થાય છે. કેવળ મનુષ્યની પાછળ બે વસ્તુઓ રહી જાય છે. આ બે વસ્તુ તે ધર્મ તથા કીર્તિ છે. કીર્તિ આ જગતમાં તેના મુવા બાદ પણ ગવાઇ રહે છે તથા તેના મરણ પછી તેના બાંધવો બાળીને ચાલ્યા આવે છે, પણ ધર્મ તેની સાથે જાય છે. માટે મારી આર્યબાળાઓએ ધર્મ તથા કીર્તિ સંપાદન કરવા શાસ્ત્રમાં કહેલ નિયમોને અનુસરી ચાલવું, એજ શ્રેયસ્કર છે.

માણેકઠારી
પુર્ણિમા.
સંવત ૧૯૭૭

શ્રી અંબાપુત્ર,
મગનલાલ કરૂણાશંકર ઓઝા.

તા૦-ક૦–પેજ ૩૬મામાં ગાર્ગીના ચરિત્રમાં પ્રથમ જ લીટીમાં 'વચકનુ મુનિની પત્ની'ને બદલે 'વચકનુ મુનિની પુત્રી' એમ વાંચવું.

# અનુક્રમણિકા.

॥ श्री मन्महालक्ष्म्यैनमः ॥

# સુંદરી સૌભાગ્ય સર્વસ્વ.



**परुषाण्यपि चोक्ता या दृष्टा रुष्टेन चक्षुषा ।**
**सुप्रसन्नमुखी भर्तुर्या नारी सा पतिव्रता ॥**

અર્થ:—પતિએ કઠોર વચન કહ્યાં હોય તેમ જ ક્રોધ દૃષ્ટિએ જોયું હોય, તો પણ તેના પ્રત્યે જે નારી સારી રીતે પ્રસન્ન મુખવાળી રહે, તે નારી પતિવ્રતા કહેવાય છે.

પતિવ્રતા સ્ત્રીના કેવા પ્રકારના ધર્મો, તે સંબંધી જણાવતાં પહેલાં આપણી આર્ય ભૂમિમાં કેવી પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિને પણ પવિત્ર કર્યો છે, તે સંબંધીનું દિગ્દર્શન મારી વ્હાલી બહેનોને પ્રથમ કરાવશું.

## पातिव्रताचारित्र.

### (૧) અરૂન્ધતી.

અરૂન્ધતી દેવી મહાત્મા વસિષ્ઠનાં પત્ની હતાં. તેઓ પોતાના પતિ સાથે રહી સર્વ કાળ તપ કરવામાં ગુજારતાં હતાં. અનેક ઋષિઓ તથા ઋષિપત્નીઓ તેમને પગે લાગતાં હતાં. તીર્થયાત્રામાં જ તેઓ કાળ નિર્ગમન કરતાં હતાં. એક વેળા મોટો દુષ્કાળ પડયો. આ સમયે અરૂન્ધતી પોતાના પતિ સાથે તેમજ અત્રિ આદિ બીજા ઋષિઓ સાથે

તીર્થાટન કરતાં હતાં. આ વખતે વૃષાદર્ભિ નામના રાજાએ અરૂંધતીને તથા તેના પતિને પુષ્કળ ધન આપવા માંડયું, જે લેવામાટે અરૂન્ધતીએ ના પાડી. રાજાએ ઘણો આગ્રહ કર્યો તથા કહ્યું કે, આપ ભૂખ્યાં છો, માટે મારા અન્નનો સ્વીકાર કરો. તે વખતે અરૂન્ધતીએ કહ્યું કે, રાજાનું અન્ન લેવું, તે નરકમાં જવા જેવું છે. જેમ મધ પ્રથમ તો સારૂં લાગે છે, પણ તે જેમ નરકમાં નાંખે છે, તેમ રાજાનું દાન લેવું, તે પણ મનુષ્યને નરકમાં નાંખે છે. બીજું તપનો સંગ્રહ કરવો તે સારો, પણ ધનનો સંગ્રહ આખરે નાશવાન્ હોવાથી તે ત્યાગ કરવા યોગ્ય છે. રાજાએ દૂતો મોકલી ધન તથા ધાન્ય લેવા માટે બહુ લલચાવ્યાં, પણ અરૂન્ધતી એકનાં બે થયાં નહિ. તપનો નાશ કરે, એવા ધનની તેમણે જરાપણ દરકાર કરી નહિ. રાજાને આથી ક્રોધ ચઢયો. તેણે આ અરૂન્ધતી વગેરેને મારવા માટે એક કૃત્યા મોકલી. આ કૃત્યા એક તળાવની પાળપર બેઠી. આ વખતે અરૂન્ધતી તથા વસિષ્ઠાદિને ઘણી તરસ લાગી હતી. તેથી તેઓ ત્યાં પાણી પીવા આવ્યા. આ વખતે કૃત્યાએ તેને કહ્યું કે, 'તમારૂં નામ કહ્યાવિના હું તમને તળાવનું પાણી પીવા નહી દઈશ.' આ વખતે અરૂન્ધતી સમજી ગયાં કે, આ કારસ્તાન રાજાનું છે. તેમણે આ કૃત્યાને અમોને મારવા માટે મોકલી છે. આથી તેણે પોતાનું ખરૂં નામ આપ્યું નહિ. તેજ પ્રમાણે વસિષ્ઠાદિએ પણ પોતાનું ખરૂં નામ આપ્યું નહિ. આથી કૃત્યા ગુંચવણમાં પડી તથા ત્યાંથી ચાલી ગઇ. ત્યાર બાદ જળનું પાન કરી તેઓ સઘળાં પોતપોતાને માર્ગે પડયાં. તેણે એટલો બધો ટેક લીધો કે, રાજાનો ક્રોધ સહન કર્યો, પણ તેમના ધનનો પ્રતિગ્રહ કર્યો નહિ. આ તેમનો ટેક જોઇ ઇન્દ્ર તથા ઇન્દ્રાણી તેમનાપર

ઘણાં જ પ્રસન્ન થયાં. એમના નામનો તારો હજી પણ આકાશવિશે ઉગે છે, જે અરૂંધતીના તારાને નામે ઓળખાય છે. લગ્નમાં પણ વરવધૂની વચ્ચે જ્યારે પ્રતિજ્ઞા લેવામાં આવે છે ત્યારે વરવધૂને કહે છે કે, તું પેલો અરૂંધતીનો તારો જો. વધૂ કહે છે કે, મેં તે તારો જોયો તથા જેમ અરૂંધતી દેવી પોતાની સર્વ ઇન્દ્રિયોનું રૂંધન અર્થાત્ દમન કરી શકતાં હતાં, તેમ હું પણ મારી સર્વ ઇન્દ્રિયોનું દમન કરીશ. આ રીતે અરૂંધતીનો દાખલો લે છે. આ જ પ્રમાણે સર્વે ભગિનીઓએ દેવી અરૂન્ધતીનો દાખલો લઇ, તેમની માફક પતિપરાયણમાં તત્પર થવું જોઇએ. આ જ સ્રીઓનું તપ છે.

---

## (૨) અનસૂયા.

કર્દમ નામના મુનિને દેવહૂતિ નામની સ્રીથી એક પુત્ર તથા એક પુત્રી થયાં હતાં. તેમાં પુત્રનું નામ કપિલ પાડવામાં આવ્યું હતું. આ કપિલ મુનિ સાંખ્ય શાસ્ત્ર રચી મહાન્ તત્ત્વવેત્તા થઇ ગયા છે. આ કપિલમુનિએ પોતાની મા દેવહૂતિને બિન્દુ સરોવરના તટપર તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરી તેમનો ઉદ્ધાર કર્યો હતો. અનસૂયા પોતાના તત્ત્વજ્ઞાની ભાઇ સાથે ઇતિહાસ તથા પુરાણ આદિ વાંચી પોતાનો કાળ વિદ્યાભ્યાસમાં ગાળતાં હતાં. આ અનસૂયાનાં લગ્ન અત્રિ જેવા મહાન્ ઋષિ સાથે થયાં હતાં. તેઓ સવારમાં ઉઠી સંધ્યાવંદન કરતાં, વડીલ જનોની સેવા કરતાં, પોતાના પતિને ધર્મકાર્યમાં સહાય કરતાં તથા પતિની સાથે પોતે પણ દુઃખ સુખ સહન કરતાં હતાં. તે પોતાના પતિનાં અગ્નિહોત્રનાં પાત્રો સવારમાં ઉઠી સાફ કરતાં, પુષ્પોના હાર બનાવી પો-

તાના પતિને માટે પૂજા કરતી વખતે તૈયાર રાખતાં, નિયમ પ્રમાણે પોતાના પતિ માટે ભોજન તૈયાર રાખતાં. આ રીતે પતિસેવામાં પોતાનો કાળ નિર્ગમન કરી અનસૂયા ( ઇર્ષ્યા નહિ કરનાર ) આવા પોતાના નામને સાર્થક કર્યું હતું. તેમની પતિસેવા જોઈ આખું જગત્ તેમનાં વખાણ કરવા લાગ્યું. એક વેળા નારદ મુનિ અત્રિ ઋષિને આશ્રમે આવ્યા તથા અનસૂયાની પતિભક્તિ જોઇ તેમનાં પાતિવ્રત્યનું બ્રહ્માને મોઢે વખાણ કર્યું. બ્રહ્માને કહ્યું કે, અનસૂયાના પાતિવ્રત્ય આગળ તમારી સ્ત્રી કાંઈ વિસાતમાં નથી. તેજ પ્રમાણે વિષ્ણુ ભગવાનને પણ કહ્યું કે, આપની પત્ની લક્ષ્મીનું પાતિવ્રત્ય અનસૂયાના પાતિવ્રત્ય આગળ કશી વિસાતમાં નથી. આજ પ્રમાણે શિવજીની પાસે જઇને કહ્યું કે, પાર્વતીજીનું પાતિવ્રત્ય અનસૂયાના પાતિવ્રત્ય આગળ કંઈ પણ વિસાતમાં નથી. આ પ્રમાણેનું નારદ મુનિનું કહેવું સાંભળી બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર ત્રણે જણા અનસૂયાના પાતિવ્રત્યની પરીક્ષા કરવા અત્રિમુનિના આશ્રમપ્રતિ ગયા. આ ત્રણ અતિથિને ભિક્ષા કરવા માટે અનસૂયાએ કહ્યું. આ સમયે ત્રણે દેવોએ એમ કહ્યું કે, અમો એમને એમ તમારી પાસે ભિક્ષા લઇએ નહિ. પણ જો નગ્નાવસ્થામાં આપ ભિક્ષા પીરશો તો ગ્રહણ કરીએ. સતી અનસૂયાએ પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી ધ્યાન કરી જાણી લીધું કે, આ ત્રણે દેવો મારી પરીક્ષા લેવા આવ્યા છે. આથી તેણે પોતાના કમંડળમાંથી પાણી છાંટી, તેને છ છ માસનાં બાળકો કરી મૂકયાં. ( જુઓ ચિત્ર ) જયારે અત્રિ મુનિ ઘેર આવ્યા ત્યારે તેમણે આ ત્રણ બાળકોને જોયાં તથા ધ્યાનથી જાણી લીધું કે, આ ત્રણ બાળકો બીજું કોઇ નથી, પણ બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર છે. ઋષિ અત્રિએ આ ત્રણે બાળકોને

બાળભાવમાંથી મુક્ત કર્યા. તેઓ અનસૂયાનાં ચરણકમળમાં મસ્તક નમાવી સતીના પતિવ્રતપણાનાં વખાણ કરતા પોતાને આશ્રમે ગયા. એક વેળા મોટો દુષ્કાળ પડયો. ઘણો વખત-સૂધી વરસાદ નહિ પડવાથી વાવ, કુવા તથા તળાવ વગેરે સૂકાઇ ગયાં. અન્ન તથા પાણી નહિ મળવાથી મનુષ્ય તથા પશુ પક્ષીઓ મરણ પામવા માંડયાં. નગરો તથા આશ્રમો ઉજ્જડ થઇ જવાથી અત્રિ ઋષિના મનમાં ઘણો ખેદ થયો. આ દુઃખ તે નજરે જોઇ શકયા નહિ. આથી સમાધિ ચઢાવી પરમાત્માના ધ્યાનમાં તેઓ મગ્ન થયા. સમાધિમાં બેઠેલા પોતાના પતિને કોઇ પણ રીતનું દુઃખ ન થાય, તેથી સતી તેમની પાસે બેસી સેવા કરવા લાગ્યાં. તેઓ ભુખ તથા તરશ વેઠી એક ચિત્તથી પતિની સેવા કરતાં હતાં. આ રીતે લગભગ સો વર્ષ વીતી ગયાં. જો કે સો વર્ષ થઇ ગયાં, છતાં તેટલો સમય કયાં ગયો, તે પણ તેઓ જાણી શકયાં નહિ. પછી જ્યારે તેઓ સમાધિમાંથી જરા જાગૃત થયા ત્યારે ઋષિએ પોતાની સ્ત્રીને પોતાના કમંડળમાં પાણી લઇ આવવા આ-શ્રમમાંથી બહાર મોકલ્યાં. અનસૂયા પાણીને માટે આમ તેમ બહુ રખડવા લાગ્યાં. પણ કોઇ સ્થળે પાણી મળ્યું નહિ. તે-ઓ ઘણે સ્થળે ફર્યાં, પણ સર્વ વાવ કુવા આદિમાં પાણીનો એક છાંટો મળે નહિ. તેણે પોતાના મનમાં કહ્યું કે, " આ-જ દિવસ સૂધી આ નદી નાળાંઓ પાણીથી ભરપૂર હતાં; તથા આજે હું જ્યારે પતિની સેવા કરવા પાણી લેવા માટે નીકળી ત્યારે તે સૂકાં જણાય છે. " તે સતીને સો વર્ષ જેવડો કાળ વીતી ગયો હતો, તેની કશી ખબર નહતી, જે-થી આ પ્રમાણે તે બોલી. આ દુકાળમાં પાણી ન મળે, એટ-લુંજ નહિ, પણ સઘળાં મનુષ્યો તથા પશુ પક્ષીઓ ટળવ-

ળીને મરણ પામ્યાં હતાં. જયારે પાણીની આશાએ તેઓ આમતેમ ભટકતાં હતાં, તેવામાં પતિતપાવિની ગંગાએ તેમને અણુધાર્યાં દર્શન આપ્યાં તથા તેમની પાસે આવીને કહ્યું કે, "આપ કયાં ભટકો છો ?" અનસૂયાએ ચાલતાં ચાલતાં જ જવાબ આપ્યો કે, હું મારા પતિને માટે પાણીની શોધમાં નીકળી છું.મારા આશ્રમમાં જાઓ.હું હમણા મારા પતિનેમાટે પાણી લઇને આવું છું. આ વચન સાંભળી ગંગાદેવી બોલ્યાં; " હે અનસૂયે ! તમે પાણી કેવી રીતે લાવી શકશો ? તમને સો સો ગાઉમાં પણ પાણી મળી શકશે નહિ. તમારો પ્રયત્ન વ્યર્થ છે." આ શબ્દ સતીને વજ્રસમાન લાગ્યા. ગંગામાતાનું વચન સાંભળતાં તેઓ મૂર્છા પામી ગયાં તથા ચેતના આવી ત્યારે તેઓ પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યાં કે, " જો મેં એક ચિત્તથી પતિની સેવા કરી હોય તો આ કમંડળમાં મને પરમાત્મા પાણી આણી આપો." આ સમયે ગંગામાતાએ તેને ધીરજ આપી કહ્યું કે, " હે સતી ! તમે ગભરાઓ નહિ. તમે અહીં ખાડો ખોદશો, એટલે તેમાંથી જળ નીકળશે. હું જાતે ગંગાદેવી છું. તમારા પાતિવ્રત્યનો પ્રભાવ સાંભળી હું આપનાં દર્શન કરવા માટે આવી છું."જેવા આ શબ્દો અનસૂયાને કાને પડયા, એટલે તુરત તે ગંગાદેવીને પગે પડયાં. ત્યાર બાદ તેણે ત્યાં ખાડો ખોદ્યો. એટલે તે ખાડો મીઠા પાણીથી ભરાઇ ગયો. અનસૂયાએ તેમાંથી પાણી ભરી લીધું. પછી અનસૂયાએ ગંગાજીને પોતાને આશ્રમે પધારવા આગ્રહ કર્યો. ગંગાજીએ કહ્યું કે, હું તમારા પતિ આવશે ત્યાં સૂધી અહીંજ રહીશ, પણ તે એટલી શરતે કે, તમારા પાતિવ્રત્યનું એક વર્ષનું ફળ તમારે મને આપવું. સતીએ તે બાબતની હા પાડી. ત્યાર બાદ પાણી લઇ સતી પોતાને આશ્રમે ગયાં.

અત્રિમુનિ જળનું પાન કરી સંતુષ્ટ થયા. ત્યાર બાદ તેઓ સતીને પૂછવા લાગ્યા કે, આવા સો વર્ષના દુષ્કાળમાં તમો પાણી કેવી રીતે મેળવી શકયાં? ત્યારે સતીએ ગંગામાતાની સાથે જે વાતચીત થઇ હતી, તે કહી સંભળાવી. આ સાંભળી અત્રિ ઋષિ ગંગામાતાનાં દર્શન કરવા ગયા. પછી અત્રિ ઋષિએ ગંગામાતાને કહ્યું કે, "આપ મારા આશ્રમમાં રહો તો સારૂં" ગંગામાતા બોલ્યાં કે; "હું આપના આશ્રમમાં રહું તો ખરી, પણ આપનાં સતી મને એક વર્ષનું પતિવ્રતાપણાનું ફળ આપે તથા આપ શંકરને પ્રસન્ન કરો તો હું આ સ્થળે રહું" અત્રિમુનિએ તે પ્રમાણે હા પાડી.. આથી ગંગામાતા અત્રિમુનિના આશ્રમ પાસે નદીના આકારે રહ્યાં. હાલમાં પણ દક્ષિણમાં જયાં અત્રિમુનિનો આશ્રમ છે ત્યાં અત્રિગંગા બીરાજે છે. આ લાભ સતીના પતિવ્રતાના પ્રભાવથી મળ્યો છે.

રામ તથા લક્ષ્મણ વનમાં ભટકતાં ભટકતાં એક વેળા અત્રિમુનિના આશ્રમમાં આવી ચઢયા. અત્રિમુનિએ તેમનો સત્કાર કર્યો; સતી સીતાને ઉદ્દેશી તેમણે કહ્યું કે, " આ જે વચમાં રહેલાં છે, તે સીતાજી છે. તે રાજકુળમાં ઉછરેલાં છે, મહાન્ વૈભવો ભોગવેલા છે, છતાં પોતાના પતિની સાથે તેમણે આ વનવાસ સહન કર્યો છે" ત્યાર પછી પોતાની સ્ત્રીની તરફ આંગળી કરી સતીસીતાને કહ્યું કે, " આ સતી સાધ્વી અનસૂયા મારી પત્ની થાય છે. તે પોતાનો કાળ સર્વદા પતિસેવામાં ગાળે છે. તેમના પાતિવ્રત્યનો મહિમા ઘણો છે. જ્યારે સો વર્ષનો દુષ્કાળ પડયો તથા જ્યારે સઘળાં નદીનાળાં સૂકાઇ ગયાં હતાં, તેવામાં મેં સમાધિમાંથી ઉઠી તેમની પાસે પાણી માગ્યું ત્યારે સતીએ પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી ગંગાજીને અહીં બોલાવ્યાં, જે હાલમાં પણ આશ્રમની

પાસે નદીરૂપે છે. તમો તેમનાં દર્શન કરો તથા પાવન થાઓ. પછી રામચંદ્રજી સીતાજીને ઉદ્દેશી કહેવા લાગ્યા કે, “આ અનસૂયા મહાપતિવ્રતા છે. તેમને જઇને તમો પગે લાગો.” પછી સીતાજી ઉઠીને અનસૂયાના પગમાં પડયાં. આ વખતે અનસૂયાએ તેમને આશીર્વાદ આપ્યો કે; “હે જનક પુત્રી! તું અખંડ સૌભાગ્યવતી થા તથા વીર પુત્રવતી તું થા.” સતીએ સીતાને આ રીતે આશીર્વાદ આપ્યા પછી કહ્યું કે, “જો કે તું રાજકુમારી છે તથા મોટા રાજાના પાટવી કુંવરની પટરાણી છે, છતાં બધું ઐશ્વર્ય છોડી દઇ પતિપરાયણ થઇ પતિની સાથે નીકળી પડી છો, તેથી તને જેટલો ધન્યવાદ આપું, તેટલો ઓછો છે.” આ વખતે કેટલાંક ધર્મ શાસ્ત્રના વચનનો અનસૂયાએ ઉપદેશ કર્યો. જેમકે,

“दुःशीलः कामवृत्तो वा धनैर्वा परिवर्जितः ।
स्त्रीणामार्यस्वभावानां परमं दैवतं प्रभुः ॥

અર્થઃ—પતિ સારા આચરણવાળો નહોય કામી હોય અથવા ધનથી રહિત હોય, છતાં આર્ય સ્ત્રીઓનો એ ધર્મ છે કે, તેણે પોતાના પતિને પ્રભુરૂપે માની તેની સેવા કરવી.

प्राप्नुवंत्ययश श्चैव धर्मभ्रंशं च मैथिल ।
अकार्यवशमापन्नाः स्त्रियो याः खलु तद्विधाः ॥

હે સીતા! જે સ્ત્રીઓ ન કરવા યોગ્ય કર્મ કરે છે, તે પોતે અયશને પામે છે તથા તે પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે.

હે સીતા! તું તારા પતિના કાર્યમાં સર્વદા તત્પર રહેજે. હું તારાપર અત્યંત પ્રસન્ન થઇ છું.”

સીતાએ કહ્યું કે, આપનો ઉપદેશ હું માથે ચઢાવું છું તથા આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ. આ અનસૂયા પોતાનું જીવન ધર્મના કાર્યમાં તથા પતિની સેવામાં જ ગાળતાં હતાં. તેમને એક મહાન્ પુત્ર થયો હતો, જે ગુરૂ દત્તને નામે પ્રસિદ્ધ થયો.

---

## (૩) અહલ્યા

અહલ્યા સતી ગૌતમ ઋષિનાં પત્ની હતાં. તેમનું રૂપ અનુપમ હતું. તે પોતાનો સઘળો સમય પતિની સેવામાં તથા ધર્મના કાર્યમાં ગાળતાં હતાં. તેમને શતાનંદ નામે એક પુત્ર તથા અંજની નામે એક પુત્રી હતાં. તેમનું સ્વરૂપ-સૌન્દર્ય જોઇ ઇન્દ્ર તેના પર મોહિત થઇ ગયો હતો તથા તે સતી પાસે જવા લાગ શોધતો હતો. પણ તેને ગૌતમ ઋષિનો ઘણો ભય લાગતો હતો. એકવાર લાગ સાંધી તેણે કુકડાનું સ્વરૂપ ધારણ કર્યું તથા મધ્ય રાત્રીએ આશ્રમની સમીપ આવી બોલ્યો. ઋષિએ જાણ્યું કે, સવારનો પહોર પડયો હશે, જેથી તે ગંગામાં સ્નાન કરવા ગયા. આ વખતે ઇન્દ્રે ગૌતમનું રૂપ ધારણ કર્યું તથા સતી અહલ્યાની પાસે ગયો. પણ તેની દુષ્ટ ધારણા પાર પડી નહિ. જલદી ગૌતમ સ્નાન કરી આશ્રમમાં આવ્યા. તેણે ઇન્દ્રને પોતાના આશ્રમ આગળ પોતાનું રૂપ ધારણ કરી ઉભેલો જોયો, એટલે તેને શાપ આપ્યો કે; "જા, તારા શરીરમાં હજાર છિદ્ર થશે તથા તું પુરૂષાર્થથી રહિત થઇશ" પછી જ્યારે ઇન્દ્રે ઘણા કાલાવાલા કર્યા ત્યારે કહ્યું કે; તારાં આ છિદ્રો આંખોરૂપે ફેરવાઇ જશે. ત્યારબાદ આશ્રમમાં આવી અહલ્યાને શાપ આપ્યો કે, તું આ સ્થળે

શીલારૂપે થઇ જા. પણ જ્યારે વિશ્વામિત્ર, રામ તથા લક્ષ્મણને સાથે લઇ આ આશ્રમ આગળ આવશે ત્યારે રામચંદ્રના ચરણના સ્પર્શથી તું પાછી પોતાના અસલ સ્વરૂપને પામીશ. આમ કહી ગૌતમ ઋષિ પોતે હિમાલય તરફ તપ કરવા ચાલ્યા ગયા. કેટલોક કાળ વીત્યા પછી વિશ્વામિત્ર સહિત રામ તથા લક્ષ્મણ ગૌતમ ઋષિના આશ્રમ પાસે આવ્યા. આ વખતે રામચંદ્રજીના પગનો અહલ્યાની શીલાને સ્પર્શ થતાં જ અહલ્યા પોતે પોતાના મૂળ સ્વરૂપને પામ્યાં. આ વખતે અહલ્યાજી રામચંદ્રજીને પગે લાગ્યાં તથા રામચંદ્રજીએ તથા લક્ષ્મણે અહલ્યાને પ્રણામ કર્યા તથા ગૌતમે જાણ્યું કે, આશ્રમમાં વિશ્વામિત્ર, રામચંદ્ર તથા લક્ષ્મણ સહિત આવેલા છે, એટલે તે પણ ત્યાં આવ્યા તથા વિશ્વામિત્રે પ્રણામ કર્યા અને ત્યારબાદ રામ તથા લક્ષ્મણ, વિશ્વામિત્રની સાથે સૌને પ્રણામ કરી અયોધ્યાતરફ પધાર્યા.

---

## (૪) અદિતિ.

અદિતિ પ્રજાપતિનાં પુત્રી તથા કશ્યપ મુનિનાં ધર્મપત્ની હતાં. આ અદિતિ નાનપણથી જ પોતાના પિતાને ત્યાં રહી ધર્મનું શિક્ષણ લેવામાં પોતાનો કાળ નિર્ગમન કરતાં હતાં. તેઓ પરણ્યા પછી પણ પોતાના પતિની સેવા કરવામાં તથા ધાર્મિક અને વ્યાવહારિક કાર્યોમાં પોતાનો કાળ વ્યતીત કરતાં હતાં. એમને દિતિ નામે બીજી બેન હતાં. આ દિતિ મનસ્વી હતાં. જ્યારે અદિતિના પુત્રોમાં સાત્વિક ગુણ પ્રધાન હતો ત્યારે દિતિના પુત્રોમાં તમો ગુણ પ્રધાન હતો. આથી અદિતિના પુત્રો દેવોને નામે ઓળખાયા તથા દિતિના પુત્રો

દૈત્યોને નામે ઓળખાયા. અદિતિના પુત્રો દેવો દૈત્યોથી હારી ગયા તથા દેવોનું રાજ્યપાટ વગેરે સઘળું દૈત્યોએ લઇ લીધું. આથી અદિતિનું શરીર સંતાપવડે બળવા માંડયું. કેટલોક વખત પછી કશ્યપ ઋષિ સમાધિમાંથી જાગૃત થઇ, પોતાના આશ્રમમાં આવ્યા ત્યારે ત્યાં સઘળી વસ્તુ અવ્યવસ્થિત તથા છિન્નભિન્ન જોઇ. આથી તેમણે આદિતિને પૂછયું કે, આ થવાનું શું કારણ છે? ત્યારે અદિતિએ કહ્યું કે, સઘળું કુશળ તો છે. પણ દૈત્યોએ મારા પુત્રોનું રાજ્ય છીનવી લીધું છે તથા મને મારા સ્થાનમાંથી કહાડી મૂકી છે. માટે મારી એવી માગણી છે કે, મારા પુત્રોને રાજ્ય પાછું મળે, એવી ગોઠવણ આપ કરો. કશ્યપે કહ્યું કે, તેં મારી સેવા કરીને પતિધર્મ ઘણો સારી રીતે બજાવ્યો છે. પતિસેવા એ જ સ્ત્રીઓનું કર્તવ્ય છે. તેં પતિસેવાવડે આ લોક તથા પરલોકના પર જય મેળવ્યો છે. હું તને કહું છું કે, તું પયો-વ્રતવડે શ્રી ભગવાનનું પૂજન કરીશ તો તારૂં કાર્ય સફળ થશે. આ વ્રત ફાગણ માસના શુકલ પક્ષની દ્વાદશીથી આરંભવું તથા તે વ્રત બાર દિવસ સૂધી કરવાનું છે. આ બાર દિવસ કેવળ દૂધ પીને રહેવું તથા સઘળો કાળ વિષ્ણુ-ભગવાનના આરાધનમાં ગાળવો. દરરોજ અગ્નિમાં હોમ કરવો, પરમાત્માનું પૂજન કરવું, બ્રાહ્મણભોજન તથા દાનાદિ કરવાં. આ વ્રત કરનારે બ્રહ્મચર્ય પાળવું, મિથ્યા ભાષણ કરવું નહિ તથા ક્રોધનો ત્યાગ કરવો. આદિતિએ કશ્યપ મુનિના કહ્યા પ્રમાણે આ પયોવ્રત કર્યું. આથી અદિતિને ત્યાં ઉપેન્દ્ર ભગ-વાન્ પ્રકટ થયા. આ ભગવાને બલિરાજા પાસે ત્રણ ડગલાં પૃથ્વી માંગી તથા તેમ કરી ત્રણે લોકો લઇ લીધા. દૈત્યોએ દેવોનું જે રાજ્ય લઇ લીધું હતું, તે તેઓને પાછું આપ્યું.

આ રીતે અદિતિએ પતિસેવાના પ્રભાવથી પોતાના પુત્રોએ જે રાજ્ય ખોયું, તે પાછું મેળવ્યું હતું.

---

## (૫) ઈલા.

ઈલા મનુની પુત્રી હતાં. નાનપણમાંથી જ તેના પિતાએ ધર્મશાસ્ત્રમાં તથા વ્યાવહારિક કાર્યમાં સારૂં શિક્ષણ આપ્યું હતું. માતા થયા પછી તેણે પોતાના પુત્રને કેવી રીતે કેળવવા, તે સંબંધી મનુ મહારાજાએ તેમને ઘણું જ્ઞાન આપ્યું હતું. આ ઇલાદેવી કશ્યપના પુત્ર શક્તિની સાથે પરણ્યાં હતાં. શક્તિ નામના મુનિથી ઇલાને એક પુત્ર થયો હતો, જે પરાશર મુનિને નામે ઓળખાયો હતો. આ પરાશર મુનિ ધર્મશાસ્ત્રમાં પારંગત હતા. તેણે પારાશરસ્મૃતિ નામનું ધર્મશાસ્ત્ર રચ્યું છે. માતાના નાનપણના શિક્ષણથી પરાશર મહાજ્ઞાની નીવડ્યા હતા. માતાનું એજ કર્તવ્ય છે કે, પોતાનાં બાળકોને નાનપણથી સારી કેળવણી આપી, તેઓને સારી નીતિવાળાં બનાવવાં. જો બાળકોને નાનપણથીજ નીતિનું સારૂં શિક્ષણ આપ્યું હોય તો આગળ જતાં તે મહા જ્ઞાની થઇ શકે, માટે માતાનું આ મુખ્ય કર્તવ્ય છે.

---

## (૬) ઇન્દ્રાણી.

પુલોમ નામના રાજાને શચી નામે પુત્રી હતી. આ શચી નાનપણથી જ ધર્મના કાર્યમાં ઘણી કુશળ હતી. પોતાને પાતિવ્રત્ય કેમ પાળવું, તેનું શિક્ષણ એણે નાનપણથી બહુ સારી રીતે કર્યું હતું. આ શચી દેવીનાં લગ્ન તેમના પિતાએ

ઇન્દ્ર સાથે કર્યાં હતાં. ઇન્દ્રને જ્યારે જ્યારે દૈત્યો તરફથી દુઃખ પડતું હતું ત્યારે તે પોતાની પત્ની શચીની સલાહ લેતાં હતાં. આપત્તિ વખતે પત્ની એ જ ખરો મંત્રી છે. શચી પણ સમયે સમયે પોતાના પતિને સારી સલાહ આપી, તેમને દૈત્યોના હુમલામાંથી બચાવી લેતાં હતાં. એક વેળા વૃત્ર નામનો બ્રાહ્મણ દૈત્યોનો પક્ષ લઇ ઇન્દ્રની સામે લડવા આવ્યો. આ યુદ્ધમાં ઇન્દ્રે વૃત્રને મારી નાંખ્યો. આથી ઇન્દ્રને બ્રહ્મહત્યાનું પાપ લાગ્યું. બ્રહ્મહત્યા ઇન્દ્રની પુઠે પડવાથી ઇન્દ્ર કમળના જાળમાં છૂપાઇ ગયો. હવે સ્વર્ગનું રાજ્ય ઇન્દ્રવિના અવ્યવસ્થિત થવા માંડ્યું. આથી દેવો ભેગા થયા તથા ઇન્દ્રનું રાજ્ય જ્યાં સૂધી ઇન્દ્ર ન આવે, ત્યાં સૂધી નહુષ નામના ધર્માત્મા રાજાને સોંપ્યું. નહુષ પ્રથમ તો ઘણી સારી રીતે રાજ્ય ચલાવતો હતો. પણ પાછળથી ઇન્દ્રાણીના રૂપથી મોહિત થઇ, તેની તેનાપર બદ દાનત થઇ. તેણે ઇન્દ્રાણીને સમજાવ્યું કે, ઇન્દ્ર હવે આવી શકે એમ નથી. માટે તું મારી સાથે લગ્ન કર. આપણે બેઉ સારી રીતે સ્વર્ગનું રાજ્ય ભોગવશું. ઇન્દ્રાણીએ કહ્યું કે, શિયલ વ્રત ગુમાવી હું સ્વર્ગનું રાજ્ય આપની સાથે ભોગવવા માગતી નથી. આમ કરવાથી હું ઉભય લોકથી ભ્રષ્ટ થાઉં. મને કોઇ પણ પ્રકારની તમે લાલચ આપો તે ફોકટ છે. આથી નહુષ ક્રોધે ભરાયો. ઇન્દ્રાણીએ કેટલોક વખત સૂધી તેને આડા અવળા જવાબ આપી અટકાવ્યો. પછી નહુષે ઇન્દ્રાણીપર બળાત્કાર કરવાનું કહાવ્યું. આથી ઇન્દ્રાણી ગભરાઇને બૃહસ્પતિને શરણે ગઇ. તેણે બૃહસ્પતિને કહ્યું "હે ગુરૂદેવ! આપે મને પૂર્વે દાન આપ્યું હતું કે, તું અખંડ સૌભાગ્યવતી રહીશ તથા પતિવ્રતા થઇશ. પણ હાલમાં તે વચન મિથ્યા થાય એમ છે."

બૃહસ્પતિએ કહ્યું કે, તું ગભરાઇશ નહિ. થોડા સમયમાં તું તારા પતિને પાછો મેળવશે. નહુષને આ વાતની ખબર પડી. ઇન્દ્રાણી બૃહસ્પતિની પાસે ગઇ છે, આમ જાણી તે ક્રોધે ભરાયો. તે દેવોને કહેવા લાગ્યો કે, "ઇન્દ્રે ઘણા અપરાધો કર્યા છે. તેણે અહલ્યાના શિયળનો ભંગ કર્યો હતો. પણ તમે તેને અટકાવ્યો નહિ તથા મને તમે શા માટે અટકાવો છો ?" દેવો પછી બૃહસ્પતિ પાસે ગયા તથા બૃહસ્પતિને કહ્યું કે, ઈન્દ્રાણી નહુષને આપો તો સારૂ. આ વખતે ઇન્દ્રાણીએ બૃહસ્પતિના કાલાવાલા કરી કહ્યું કે, હું આપને શરણે આવી છું. માટે આપે મારૂં રક્ષણ કરવું જોઇએ. પછી બૃહસ્પતિએ ઇન્દ્રાણીને કહ્યું કે, ઇન્દ્રાણી અમુક સમયની અવધિ માંગી લે. આ રીતે ઇન્દ્રાણીએ નહુષની પાસે જઇ કેટલાક સમયની અવધિ માંગી લીધી. ત્યારબાદ તેઓ તથા બૃહસ્પતિ વિષ્ણુ ભગવાન્ પાસે ગયા તથા ઇન્દ્ર કેવી રીતે બ્રહ્મહત્યામાંથી છૂટે, તે માટે પૂછવા લાગ્યા. વિષ્ણુ ભગવાને કહ્યું કે, જો ઇન્દ્ર અશ્વમેધ યજ્ઞ કરે તો તે બ્રહ્મહત્યાથી મુક્ત થાય. દેવોએ ઇન્દ્ર પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો. આથી ઇન્દ્ર બ્રહ્મહત્યાથી મુક્ત થયો. પણ નહુષની પાસે તે જઇ શકવા સમર્થ થયો નહિ. આ વખતે ઈન્દ્રે ઇન્દ્રાણીને કહ્યું કે, તું નહુષ પાસે જા તથા કહે કે, હું આપની પાસે આવવા તૈયાર છું. પણ આપ કોઇ વાહનમાં બેસીને આવો તો હું નહિ આવું. પણ પાલખીમાં બેસીને તે પાલખી ઋષિઓ પાસે ઉંચકાવી મારી પાસે આવો તો હું આપની સાથે આવવા તૈયાર છું. આ રીતે ઇન્દ્રાણીએ નહુષને કહ્યું. નહુષે અવિચારી હોવાથી તે બાબતની હા પાડી. પછી નહુષ સાત ઋષિઓ પાસે પાલખી ઉંચકાવી ઇન્દ્રાણી પાસે જવા નીકળ્યો. રસ્તામાં નહુષે ઝડ-

પથી ચાલવા માટે ઋષિઓને ધમકી આપી. આથી ઋષિ-ઓએ તેને શાપ આપ્યો કે, તું અજગર થઇ જા. તે જ સમયે નહુષ અજગર થઇ ગયો તથા સ્વર્ગનું રાજ્ય ઇન્દ્રે આવી પોતાને કબજે લીધું તથા ઇન્દ્રાણી સહિત પોતે રાજ્ય ભોગવવા લાગ્યો. આપણે જોઇએ છીએ કે, જો કે ઇન્દ્રાણીને આટલાં દુઃખો પડયાં, છતાં તેણે પોતાનું શિયળવ્રત પાળ્યું.

---

## (૭) ઉત્તરા.

ઉત્તરા વિરાટ રાજાની પુત્રી હતાં. અર્જુને એને નૃત્યકળા શીખવી હતી. તે ગુંથણકળામાં તથા ગાવામાં ઘણાં હોશિયાર હતાં. જ્યારે પાંડવો વિરાટ રાજાને ત્યાં બાર વર્ષ વનવાસ ભોગવ્યા પછી તેરમે વર્ષે છૂપા વેશમાં રહ્યા હતા ત્યારે અર્જુને બૃહન્નટાનો વેશ ધારણ કર્યો હતો તથા ઉત્તરાને નૃત્યકળા શીખવી હતી. કૌરવોને શક ગયો કે, પાંડવો વિરાટના દરબારમાં છે, તેથી ઉત્તર કુમાર પાસેથી ગોધન કૌરવોએ પાછું લઇ જવા માંડયું. તે વેળા અર્જુને ઉત્તર કુમારને સહાય આપી ગોધન પાછું લઇ આવ્યો હતો. આ વખતે યુદ્ધમાં જતી વખતે ઉત્તરાએ અર્જુનને કહ્યું હતું કે, યુદ્ધમાં જિતીને જ્યારે આવો ત્યારે મારી ઢીંગલીમાટે યુદ્ધમાંથી ચોળી તથા ચણીઆનું કપડું લાવશો. અર્જુને યોધાઓને મારી તેના જામાને ફાડી તે કપડું ઉત્તરાને આપ્યું હતું. પછી જ્યારે તેરમું વર્ષ પૂરું થયું અને પાંડવો છતા થયા, તે વેળા વિરાટને ઘણો પસ્તાવો થયો કે, તેણે પાંડવોને પોતાને ઘેર દાસ તરીકે રાખ્યા. વિરાટે પોતાની પુત્રી ઉત્તરા અર્જુનને આપવા જણાવ્યું. અર્જુને કહ્યું કે, હું આ છોકરીનો ગુરૂ

થાઉં, માટે મારાથી આ છોકરીનું ગ્રહણ થઇ શકે નહિ. પછી વિરાટે જ્યારે બહુ વિનવણી કરી ત્યારે યુધિષ્ઠિર રાજાએ કહ્યું કે, આ છોકરીનાં લગ્ન અર્જુનના પુત્ર અભિમન્યુ સાથે કરશું. તરત જ દ્વારકાથી સુભદ્રાને બોલાવ્યાં તથા વાજતે ગાજતે ઉત્તરાનાં લગ્ન અભિમન્યુ સાથે કર્યાં. પછી યુધિષ્ઠિરે કહ્યુ કે, જ્યારે અમે કૌરવો પાછેથી રાજ્ય પાછું મેળવશું ત્યારે ઉત્તરાને ઘેર લઇ જઇશું. કૌરવોપાસે પાંડવોએ રાજ્યને માટે માંગણી કરી, પણ દુર્યોધન આદિએ એક તલ માત્ર પણ પૃથ્વી પાંડવોને આપી નહિ. આ વખતે કૌરવોએ પાંડવો સાથે સાત કોઠામાં લડવાની માંગણી કરી. હવે આ સમયે અર્જુન ત્યાં હતો નહિ તથા કોઠાયુદ્ધ અર્જુન સિવાય બીજો કોઇ જાણતો નહતો. આ વેળા અભિમન્યુએ બહાર આવી કહ્યું કે, હું કોઠાયુદ્ધ સારી રીતે જાણું છું. તમો કોઇ પણ રીતે ગભરાઓ નહિ. યુધિષ્ઠિરે કહ્યું કે, ભાઇ ! તું હજી બાળક છે તથા તું યુદ્ધ કરવા હજી યોગ્ય નથી. આ વખતે અભિમન્યુએ કહ્યું કે, શૂરવીર પુત્રને વયની કશી ચિંતા હોતી નથી. મને યુદ્ધમાં જવા માટે રજા આપો. ત્યાર પછી અભિમન્યુ દ્રૌપદી આદિની રજા લેવા અંતઃપુરમાં ગયો. દ્રૌપદીએ કહ્યું કે, શું તારા કાકાઓ બળમાં આવી થાકયા કે તારા સરખા દૂધ ધાવતા કુમારને યુદ્ધને માટે મોકલે છે ? તારા કાકાઓની બુદ્ધિ ચાલતી નથી. આ વખતે અભિમન્યુએ કહ્યું કે, મને કાકાઓએ ઘણી ના પાડી છે, પણ મારી પોતાની જ મરજી છે કે યુદ્ધમાં જઇ શત્રુઓને મારૂં. આથી દ્રૌપદી ખુશ થયાં તથા તેને વરમાળ પહેરાવી. આ વખતે સુભદ્રાએ કહ્યું કે, જો અભિમન્યુ રણમાં કાલે ચઢવાનો હોય તો આજેને આજે વિરાટ નગર જઇ ઉત્તરાને બોલાવી મંગાવો. તે

પ્રમાણે યુધિષ્ઠિરને કહ્યું. યુધિષ્ઠિરે વિરાટ રાજાને ત્યાં સાંઢણી ઉત્તરાને તેડી લાવવા મોકલી. છેક સવાર પડી તથા યુદ્ધના શંખ નાદ ફુંકાવા લાગ્યા, પણ ઉત્તરા આવી પહોંચી નહિ. પછી અભિમન્યુ કહે કે, હું રણમાં જવા હવે શોભતો નથી. તે સજજ થઇ રથમાં બેસી લડવા માટે ચાલ્યો. જ્યારે તે રસ્તામાં જાય છે, તેવામાં રસ્તામાં જ ઉત્તરા તેને મળી. તેણે ઘોડાને અટકાવ્યા તથા અભિમન્યુને પાછો વાળ્યો. અભિમન્યુ પાછો આવ્યો. આ વખતે ઉત્તરાને જે દહાડા રહ્યા, તેથી પરીક્ષીતરૂપે પાંડવોના વંશનો વધારનાર પુત્ર થયો. અભિમન્યુ લડાઇમાં સાતમા કોઠાની અંદર જયદ્રથને હાથે મરી ગયો. માઠા સમાચાર સાંભળી અર્જુનને ક્રોધ ચઢયો તથા જયદ્રથનું મસ્તક છેદી નાંખ્યું. પાંડવોનાં સઘળાં માણસો આ યુદ્ધમાં મરી ગયાં. જો કે દુર્યોધન પાસેથી મારી નાંખી રાજ્ય લીધું, પણ યુધિષ્ઠિરાદિનો જીવ એટલો બધો ખિન્ન થયો કે, તેણે રાજ્યપાટ છોડી ઉત્તર હિમાલય તરફ પ્રયાણ કર્યું.

---

## ( ૮ ) ઉમા.

ઉમા અથવા પાર્વતી હિમાલય પર્વતને ત્યાં પુત્રીરૂપે જન્મ્યાં હતાં. પૂર્વ જન્મમાં તેઓ સતી હતાં તથા શ્રી શંકરનાં પત્ની તથા દક્ષ પ્રજાપતિનાં પુત્રી થાય. યજ્ઞમાં સતી થયા પછી તેમણે હિમાલયને ત્યાં જન્મ લીધો હતો. પાર્વતીજી પિતાને ઘેર મોટાં થતાં હતાં, તેવામાં એક વેળા નારદ મુનિ હિમાલયને ત્યાં આવ્યા. નારદને હિમાલયે પૂછ્યું કે, આ પુત્રીને માટે કેવો વર મળશે ? નારદે કહ્યું કે, એ ઘણું તપશ્ચરણ કરશે ત્યારે સર્વ જગતમાં પૂજાતા ઇશ્વર ભગવાન્ આ

છોકરીનું પાણિગ્રહણ કરશે. આમ કહી નારદ મુનિ ત્યાંથી ચાલી નીકળ્યા. ત્યાર બાદ ઉમાએ પોતે તપશ્ચરણ કરવા માટે વનમાં જવાનો આગ્રહ લીધો. એમના માતા તથા પિતાએ નહિ જવામાટે ઉમિયાને ઘણું સમજાવ્યાં, પણ ઉમા એકનાં બે થયાં નહિ. આખરે જયા તથા વિજયા નામની પોતાની બે સખીઓને સાથે લઇ તે તપ કરવા વનમાં ગયાં. ત્યાં ઉમાએ મહાન્ તપ આદર્યું. ઋષિઓ પણ તેમનું તપ જોઈ આશ્ચર્ય પામ્યા. આ રીતે તપ કરતાં કેટલોક સમય ગયા કેડે એક વેળા શંકરે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઇ ત્યાં દર્શન દીધાં. તેણે ઉમાને પૂછ્યું કે, આટલું બધું તપ તમો શા માટે આદરી બેઠાં છો ! ઉમાએ કહ્યું કે, શંકર જેવા પતિ મેળવવા માટે હું આ તપ આદરૂં છું. શંકરે કહ્યું કે, તેનામાં એવો શો ગુણ છે કે, તેને માટે તમો આટલું તપ કરો છો ? તેઓ વૃષભ ઉપર બેસનાર છે તથા તમારા સરખાં રાજપુત્રી હાથીપર બેસનાર છો. વળી તે સ્મશાનની રાખ ચોળે છે તથા સ્મશાનમાંજ રહે છે તથા તમો તો રાજમહેલમાં રહો છો. તમને એમની સાથે રહી સ્મશાનમાં રહેવું કેમ ગમશે ? માટે તપ છોડી દો તથા શંકરને પરણવાનો આગ્રહ મૂકી દો. આટલું કહેવાથી ઉમા તે વૃદ્ધ બ્રાહ્મણપર ક્રોધે ભરાયાં. આ સમયે શંકર વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ કાઢી નાંખી પોતે પોતાનું શંકર સ્વરૂપ દર્શાવ્યું તથા ઉમાનો હાથ પકડી લીધો. ઉમા એકદમ શરમાઇ ગયાં તથા તેમની પાસેથી હાથ છોડવી શકયાં નહિ. પછી શંકર ભગવાને કહ્યું કે, તમો ઘેર જાઓ તથા વિવાહની સઘળી તૈયારી કરો. હું તમારી સાથે પરણવા રાજી છું. આમ કહી ઉમા પોતાને ઘેર ગયાં તથા શંકર પોતાના કૈલાસ પર્વત પર ગયા. શંકર પોતાના ગણસહિત હિમાલયને ત્યાં આવ્યા

તથા વિધિપુરઃસર ઉમાનાં લગ્ન શંકરસાથે થયાં. લગ્ન થઇ ગયા પછી શંકરની સાથે ઉમા પોતાને ઘેર ગયાં. ત્યાં પાર્વતી શંકરને પગે લાગી કહેવા લાગ્યાં કે, મેં યજ્ઞમાં આપનું જે અપમાન કર્યું, તે ક્ષમા કરશો. શંકરે કહ્યું કે, પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે કે, પતિને જ સર્વસ્વ માની તેને માટે પોતાનો દેહ અર્પણ કરવો તથા તે જ પતિ ફરી મળવા માટે મહાન્ તપ આદરવું. આપના જેવાં સતીને ધન્ય છે.

---

## (૯) રુક્મિણી.

વિદર્ભ દેશમાં ભીમક નામે રાજા રાજ્ય કરતો હતો. તેને પાંચ પુત્રો તથા એક પુત્રી હતાં. મોટા પુત્રનું નામ રુક્મ હતું તથા પુત્રીનું નામ રુક્મિણી હતું. રુક્મિણીએ નાનપણથી જ શ્રીકૃષ્ણના પરાક્રમનાં વખાણ સાંભળ્યાં હતાં તથા તેનું શ્રીકૃષ્ણને જ પરણવાનું મન હતું. તેના માતા તથા પિતા પણ તે બાબતમાં રાજી હતાં. પણ રુક્મિણીનો મોટો ભાઇ રુક્મ શિશુપાળનો મિત્ર થતો હતો. તેથી તેને આ બાબત પસંદ ન હતી. તેણે શ્રીકૃષ્ણની સાથનાં રુક્મિણીનાં લગ્ન અટકાવ્યાં તથા શિશુપાળ જે શ્રીકૃષ્ણનો કટ્ટો શત્રુ થાય, તેની સાથે રુક્મિણીનો વેવિશાળ કર્યો. લગ્નનો દિવસ પણ નક્કી થયો તથા કુંડિનપુરમાં લગ્નસમારંભ થવા માંડયો. આ બાબતથી રુક્મિણી ઘણીજ ચિંતા કરવા લાગી. તેણે એક વૃદ્ધ બ્રાહ્મણને શોધી કાઢયો તથા તેની સાથે એક પત્રિકા આપી દ્વારિકા મોકલ્યો તથા શ્રીકૃષ્ણને વિનવણી કરી કે, તમો કોઇ પણ રીતે આવી મારૂં હરણ કરી જાઓ. સદરહુ પત્રિકા લઇ પાછળના દ્વારથી વૃદ્ધ બ્રાહ્મણ દ્વારિકા ગયો. શ્રીકૃ-

બ્ણે પેલા વૃદ્ધ બ્રાહ્મણને કુંડિનપુરના સઘળા શુભ સમાચાર પૂછયા. પછી પેલા વૃદ્ધ બ્રાહ્મણે શ્રીકૃષ્ણને રૂકિમણીએ જે પત્રિકા આપી હતી, તે તેના હાથમાં મૂકી. આ પત્રિકા નીચે પ્રમાણે હતી:—

## કાગળ.

દ્વારિકાં પુરી પુરી સોહામણી, તાંહાં બીરાજે શ્રીકૃષ્ણ,
જીવણ વહેલા આવજો. ટેક.

માન મૂકી લુખી ભુખી વીનવું, કાળચક્ર ભમે શીર ઉષ્ણ. જી૦ ૧
કોદી નજરે જોયા નથી આપને, ઓળખાણ વિના ધરૂં હામ; જી૦
માટે માફ કરી હરિ મુજને, વ્હાલા વ્હેલા વળો કહું આમ. જી૦ ૨
મારી છાતી દોડે ધસી તમભણી, ઝીલી લેજો વેળાસર યાર; જી૦
પૂઠે ભમતો શિશુપાળ કાળ તે, મૂઓ આવશે સાંજ સવાર. જી૦ ૩
અહો રાય હું છું હીણ કિંકરી, ઉલટયો ઘરનો સહુ સાથ; જી૦
મારૂં અબળાનું શું જોર ફાવશે, માટે આવી ગ્રહો મુજનાથ. જી૦ ૪
મારૂં ચિત્ત પ્રોવાયું તમમાંહે, વરૂં તો વરૂં શ્રી જદુરાય; જી૦
પ્રીતિજોશ તે નારીની જાતમાં, દુધ ઉભરો ના જ સમાય. જી૦ ૫
માગી માન મૂકી સામહૂં કરૂં, માની રાખો કરી તમ વામ; જી૦
અર્પ્યો પ્રાણ મેં તો વાસુદેવને, હવે ભયથી ઉગારજો સ્વામ. જી૦ ૬
મોટા મોટા રાજા ગુણ સાંભળ્યા, નહીં ભીષ્મક મન મનાય; જી૦
પછી બોલ્યો મોટો ભાઇ રૂકમ તે, યોગ્ય એક શિશુપાળરાય. જી૦ ૭
ભારી ગજવી કીરતી તેહની, તારે બાપે ધર્યો કંઇ કાન; જી૦
વચ્ચે બોલી ઉઠયો રૂકમકેશ તે, બ્હેન લાયક છે નંદકહાન. જી૦ ૮
નામ સુણતાં ગમ્યો વરરાયને, સાચી વાત કહી રૂકમકેશ; જી૦
નથી એની સમાન કો લોકમાં, એ તો ગુણરૂપ રૂડે વેશ. જી૦ ૯
ક્રોધ આવેશમાં રૂકમ ભાઇ તો, ઘણી નિંદા બકયો બહુ વાર; જી૦

ઘણાં વચનોકહ્યાં વળીબાપને, નથીશિશુપાળસમ કોઈસાર. જી૦ ૧૦
તારે કંકાસનું મોહું બાળવા, એમ જાણી ભણી હા રાય; જી૦
શિશુપાળને ટીકો મોકલ્યો, તે તો ભાએગવાન મનાય. જી૦ ૧૧
મારે પલ્લું નથી કાંઇ જોઇતું, પલ્લું મોટું પરાક્રમ હેવ; જી૦
માટે રાક્ષસ વિધિએ વરો, વ્હેલા થાઓ કયારે કરૂં સેવ. જી૦ ૧૨
અંબા મંદીર પૂરીની બહાર છે, હું તાં આવીશ પૂજવા માત; જી૦
તમે વ્હેલા પધારજો ત્હાંખરા, પછી થાશે ત્યાંહાં સંધીવાત. જી૦ ૧૩
હવે ઘડીએ તે ઘુંટ ભરાય છે, માટે આવીને લો જ સંભાળ; જી૦
મૂર્ખ સાથે તે શું ઘર માંડવું. જેથી બન્યો બને બેહાલ. જી૦ ૧૪
રંક રુકિમણી કિંકરી દાસીના, સ્વામ સ્વીકારજો સાષ્ટાંગ; જી૦
પાણી પીવા રહેશો નહિ નાથજી, આવી રાખી કરો અરધાંગ. જી૦ ૧૫

( કવિ નર્મદ. )

કાગળ વાંચી રહ્યા પછી પેલા વૃદ્ધ બ્રાહ્મણે સઘળી હકીકત કહી સંભળાવી તથા જલદી શ્રીકૃષ્ણને કુંડિનપુર ચાલવા માટે કહ્યું. શ્રીકૃષ્ણે કહ્યું કે, ચાલો, હું કુંડિનપુર આવવા તૈયાર છું. ત્યાં જઇ જે કોઇ રાજા સામે થશે, તેને જિતી રુકિમણીનું હું હરણ કરીશ. પછી પેલો વૃદ્ધ બ્રાહ્મણ તથા શ્રીકૃષ્ણ ભગવાન્ કુંડિનપુર આવ્યા. આ વખતે લગ્નને કેવળ બેજ પહોર બાકી રહ્યા હતા. રીત રીવાજ પ્રમાણે લગ્ન થતાં પહેલાં રુકિમણી પગે ચાલી ગામને પાદરે દેવીનાં દર્શન કરવા ગયાં. આ સમયે લાગ સાધી શ્રીકૃષ્ણે રુકિમણીને પોતાના રથમાં બેસાડી રથને હાંકી લઇ જવા માંડયો. આ વખતે શિશુપાળ, રુકિમ તથા અન્ય રાજાઓ શ્રીકૃષ્ણને અટકાવવા નીકળી પડયા. ઘણા રાજાઓ મરી ગયા. રુકિમ કેદ પકડાયો તથા ખડ્ગ કાઢી, જેવા શ્રીકૃષ્ણ રુકિમને મારવા જાય છે ત્યારે રુકિમણીએ વચમાં પડી કહ્યું કે, તમારો જો

મારાપર પ્રેમ હોય તો આ મારા ભાઇને મારશો નહિ. શ્રીકૃષ્ણે હથીઆર પાછું લઇ લીધું. રૂક્મિ જીવતો રહ્યો, પણ નગર તરફ જવાની તેની હિંમત ચાલી નહિ. તે ત્યાં જંગલમાં જ રહ્યો તથા ત્યાં પોતાને નામે નગર વસાવ્યું. ત્યાં રૂક્મિણી શ્રીકૃષ્ણ સાથે પરણ્યાં તથા ભીમકે તથા તેની રાણીએ સારી રીતની પહેરામણી આપી શ્રીકૃષ્ણને તથા રાણી રૂક્મિણીને વિદાય કર્યાં દ્વારિકામાં રહી રૂક્મિણીએ શ્રીકૃષ્ણ સાથે ઘણા પ્રેમપૂર્વક ગૃહસંસાર ચલાવ્યો. એમણે શ્રીકૃષ્ણને સંતોષ આપી ઘણા કાર્યોમાં સહાયતા આપી હતી.

---

## (૧૦) ઓખા.

એક વેળા ભગવાન્ શંકર તપ કરવા માટે જંગલમાં ગયા. આ સમયે પાર્વતીએ કહ્યું કે, મને એકલા સૂના કૈલાસમાં ગમશે નહિ. માટે હું બે બાળકને મેલથી ઉત્પન્ન કરીશ. શંકરે તેમ કરવાની હા પાડી તથા તેઓ તપ કરવા ચાલ્યા ગયા. પાર્વતીએ પોતાના જમણા અંગના મેલથી એક પુત્રને તથા ડાબા અંગના મેલથી એક પુત્રીને ઉત્પન્ન કરી.આ પુત્ર તથા પુત્રી બેઉ પાર્વતીજી પાસે રહેતાં હતાં.એક વેળા નારદ મુનિ ત્યાં કૈલાસપર આવ્યા તથા પેલા પુત્ર તથા પુત્રીને જોયાં. પછી તે મહાદેવ જ્યાં તપ કરતા હતા ત્યાં જઇ કહ્યું કે, તમો તો અહીં તપ કરો છો તથા તમારા ઘરમાં તો એક બાળક તથા બાળકી રમે છે. મહારાજ! આ શું ગજબ! શંકરે જે પાર્વતીને આજ્ઞા આપી હતી કે, તું મેલથી એક બાળક તથા એક બાળકીને ઉત્પન્ન કરજે, તે વાત તેઓ ભૂલી ગયા તથા હાથમાં ત્રિશૂલ લઇ ધસમસ્યા પોતાના કૈલાસ-

વાસ પ્રતિ જવા નીકળ્યા. પછી દ્વારમાં આવતાં ત્યાં તેણે એક પુત્રને તથા એક પુત્રીને જોયાં. બાળકોએ શ્રીશંકરને અંદર જતા અટકાવ્યા તથા કહ્યું કે, અમારી માતા અંદર સ્નાન કરવા બેઠાં છે તથા કોઇપણ પુરૂષને અંદર જવા ના પાડી છે. તે છતાં શંકરે માન્યું નહિ. બાળકે હાથ પકડી શંકરને અટકાવ્યા. આ વખતે શંકર તથા પેલા બાળક વચ્ચે યુદ્ધ ચાલ્યું. આ ગભરાટમાં ઓખા મીઠાની કોટડીમાં સંતાઇ ગઇ. પુત્રનું મસ્તક ત્રિશૂલથી કપાઇ ગયું તથા તે ચંદ્ર લોકમાં જઇ પડયું. પછી શંકર ધસમસ્યા અંદર ગયા. ત્યાં જઇ જૂવે છે તો પાર્વતી નાવા બેઠેલાં હતાં. પાર્વતીએ શંકરને પૂછયું કે, મેં બે બાળકોને બહાર બેસાડયાં હતાં. તેણે તમને કેવી રીતે અંદર આવવા દીધા? મહાદેવે સઘળી બનેલી વાત કહી. પછી શંકરને યાદ આવ્યું કે, મેંજ પાર્વતીને પોતાના મેલથી એક પુત્ર તથા એક પુત્રી ઉત્પન્ન કરવા કહ્યું હતું તથા આ લડાવી મારવાનું સઘળું કારસ્થાન નારદ મુનિનું હતું. પાર્વતી ઘણા જ ચિંતાતુર થયાં. પાર્વતીને પ્રસન્ન કરવા શંકરે નંદીને હુકમ કર્યો કે, રસ્તામાં જે કોઇ પ્રથમ જડે, તેનું મસ્તક મારી પાસે લાવ. હું એ બાળકને જીવતું કરીશ. નંદી આજ્ઞા સાંભળી બહાર ગયો તથા પ્રથમમાં એક હાથી જોવામાં આવ્યો. આ હાથીનું મસ્તક લઇ નંદી મહાદેવ પાસે આવ્યો. મહાદેવે તે બાળકના ધડપર હાથીનું મસ્તક મૂકયું તથા બાળકને જીવતું કર્યું. વળી પ્રસન્ન થઇ કહ્યું કે, કોઇપણ માંગલિક કાર્યમાં આ વિઘ્નરાજનું પ્રથમ પૂજન થશે. લોકમાં આ બાળકનું નામ આજથી ગણપતિ પડશે. હવે ઓખા કયાં છે, તેની શોધ કરવા માંડી. ઓખા મીઠાની કોટડીમાંથી નીકળી. આથી પાર્વતીએ શાપ આપ્યો કે, જા તું મીઠાની માફક

ઓગળશે. આખરે પુત્રીએ પાર્વતીજીની બહુ આજીજી કરી ત્યારે પાર્વતીએ કહ્યું કે, જા, તારે નિમિત્તે ચૈત્ર માસમાં જે અલૂણા કરશે, તેનું સૌભાગ્ય વધશે.

હવે શોણિતપુરમાં બળિરાજાનો પૌત્ર બાણાસૂર રાજ્ય કરતો હતો. તેણે કૈલાસ પર્વત પર જઇ મહાન્ તપવડે શંકરને પ્રસન્ન કર્યા. શંકરે વરદાન આપ્યું કે, તને હજાર હાથ થશે તથા તેને હજાર હાથી જેટલું બળ આવશે. આ વરદાનથી બાણાસુરને ઘણો ગર્વ ચઢયો તથા સઘળા રાજાઓને જિતી પોતે યથેચ્છ વિચરતો હતો. તેને એક પણ સંતાન ન હતું. એક વેળા તે બારીએ સવારમાં ઉભો હતો. તેવામાં ઘેડીએ આડી સાવરણી ધરી. આથી બાણે તેનું કારણ પૂછયું. ઘેડીએ કહ્યું કે, સવારમાં વાંઝિયાનું મુખ જોવું ઉચિત નથી. તેથી મેં આડી સાવરણી ધરી. આથી શંકરને પ્રસન્ન કરવા તેણે પાછું તપ આદર્યું. શંકરને તપ કરી પ્રસન્ન કર્યા તથા એક બાળક માગ્યું. મહાદેવે કહ્યું કે,તારા નસીબમાં સંતાનનું સુખ નથી. પછી તેણે પાર્વતી દેવીને પ્રસન્ન કર્યાં. પાર્વતીએ પોતાની છોકરી ઓખા બાણાસુરને સોંપી. બાણાસુર ઓખાને લઈ પોતાને ઘેર ગયો. એક વેળા તે અત્યંત ગર્વમાં આવી ગયો હતો તથા ગર્વમાં તેણે કૈલાસ પર્વતને ઉંચકયો. કૈલાસ પર્વત હાલવા લાગ્યો. પાર્વતીજી આથી પડી ગયાં. તેમણે આ વખતે શાપ આપ્યો કે, જા મારી છોકરીનો સસરો શ્રીકૃષ્ણ ભગવાન્ તારા હજાર હાથનું છેદન કરશે તથા તને ગર્વરહિત કરશે. પછી તેણે ઘેર આવી ઓખા કોઇને પણ પરણે નહિ, માટે જળમાં એક દંડીઓ મહેલ બાંધ્યો. તેમાં ચિત્રલેખા તથા ઓખા સિવાય બીજું કોઇ જઇ શકે એમ

ન હતું. ઓખા આ એક દંડીઆ મહેલમાં પતિને માટે ઝુર્યા કરતી હતી. એકવાર તે સૂતી હતી, તેવામાં તેને સ્વપ્ન આવ્યું. આ સ્વપ્નમાં ઓખાએ અનિરૂદ્ધનાં દર્શન કર્યાં. (જુવો ચિત્ર). ઓખા એકદમ જાગી ઉઠી તથા પોતાના સ્વપ્નની વાત ચિત્રલેખાને કહી. તેણે ઓખાનું પણ ઘણી રીતે સાંત્વન કર્યું. પણ ચિત્ત શાંત થયું નહિ. તેણે આગ્રહ લીધો કે, જે વર મેં સ્વપ્નમાં જોયો છે, તે જ વર મને ગમે તેમ કરી મેળવી આપ. ચિત્રલેખાએ અનેક રાજાનાં ચિત્રો બતાવ્યાં, પણ તે સર્વની ઓખાએ ના પાડી. છેવટે તેને શ્રીકૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધનું ચિત્ર બતાવ્યું.(જુવો ચિત્ર ) આ ચિત્ર જોઇ ઓખા એકદમ શરમાઈ ગઇ. પછી તેણે ચિત્રલેખાને કહ્યું કે, ગમે તેમ કરી તું મને આ વર મેળવી આપ. ચિત્રલેખાએ કહ્યું કે, ત્યાં આપણાથી જઇ શકાય એમ નથી. કારણ કે ત્યાં શ્રીકૃષ્ણનું ચક્ર દ્વારિકાની રક્ષા કરે છે. ઓખા જ્યારે એકની બે થઇ નહિ, ત્યારે ચિત્રલેખા જવા નીકળી. પછી નારદ મુનિએ ચક્રથી રક્ષા કરી ચિત્રલેખાને દ્વારિકામાં પ્રવેશ કરાવ્યો. દ્વારિકામાં જ્યાં અનિરૂદ્ધ સૂતો હતો, તેને લઇ તે એકદંડીઆ મહેલમાં આવી. અનિરૂદ્ધને સૂવા દીધો. પછી સવારના પહોરમાં જ્યારે નગારાં વાગ્યાં ત્યારે અનિરૂદ્ધ જાગૃત થયો. તે કયાં આવ્યો છે,તે સંબંધી વિચાર કરવા લાગ્યો. પછી ચિત્રલેખાએ તેને સઘળી વાત કહી. ત્યાર બાદ ચિત્રલેખાએ અનિરૂદ્ધ સાથે ઓખાનાં લગ્ન કરાવ્યાં. ચિત્રલેખા પોતે સ્વર્ગમાં ચાલી ગઇ. હવે દ્વારિકાના રક્ષકોને ઘરમાં કોઇ પર પુરૂષ છે, એમ શક આવ્યો. તેથી તે વાત રાજાને કહી. રાજાએ પોતાના મંત્રી કૌભાંડને તથા બીજા માણસોને મહેલમાં તપાસ કરવા મોકલ્યા. પ્રથમ તો

ઓખાએ ધમકી આપી કહ્યું કે, અહીં કોઇપણ પર પુરૂષ નથી. પછી કૌભાંડ મહેલ તપાસવા માંડયો, એટલે અનિરૂદ્ધ ભોગળ લઇ તેની સામે લડવા માટે આવ્યો. તેણે કૌભાંડ તથા બીજા રાજાનાં માણસોને હાંકી કાઢયાં.

---

## ( ૧૧ ) કૌશલ્યા.

કોશલ દેશના રાજાને કૌશલ્યા નામે એક પુત્રી હતી. આને નાનપણથી ઇતિહાસ તથા પુરાણાદિ વાંચવાનો ઘણો શોખ હતો. અયોધ્યાના રાજા દશરથ સાથે તે પરણ્યાં હતાં. આ બાઇ પોતાનો ઘણો વખત આત્મચિંતનમાં ગાળતાં હતાં. ચૈત્ર મહિનાની નવમીને દિવસે તેમણે પુત્રરૂપી રત્નને જન્મ આપ્યો હતો. આ રામચંદ્ર અવતારી પુરૂષ હતા. તેઓ નાનપણથી પિતા તથા વડિલો તરફ આજ્ઞાંકિત હતા. તેઓ પોતાના માતા કૌશલ્યા પાસેથી ઘણીવાર ધર્મ તથા નીતિનું નાનપણમાં શિક્ષણ લેતા હતા. કૌશલ્યા માતાએ રામચંદ્રજીને એવું શિક્ષણ આપ્યું હતું કે, તેમને નાનપણથી જ એક ધર્મની મૂર્તિ બનાવી દીધા હતા. જ્યારે કૈકયીએ હઠ કરી કે, રામને વનવાસ કાઢો તથા મારા પુત્ર ભરતને રાજ્યગાદી આપો ત્યારે દશરથે ઘણા રડતા અવાજે રામને વનવાસ જવાની આજ્ઞા આપી. આ સમયે ભરત તથા શત્રુઘ્ન આદિ સઘળાં પરિવારજનો કૈકયીનાપર ઘણા ક્રોધે ભરાયાં હતાં, પણ રામની તેનાપર ક્ષમા જોઇ સઘળાં શાંત પડી ગયાં હતાં. રામ વનવાસ જવા નીકળ્યા ત્યારે તેમનાં માતા કૌશલ્યા ઘણોજ શોક કરવા લાગ્યાં તથા તેમને ન જવા માટે ઘણું સમજાવવા લાગ્યાં. ( જુવો ચિત્ર ) પણ રામચંદ્રજીએ કહ્યું કે, જો હું પિતાની આજ્ઞા

નહિ પાળું તો આ લોક તથા પરલોક બેઉથી ભ્રષ્ટ થઇશ. માટે માતુશ્રી ! મને જવાની આજ્ઞા આપો. આખરે કૌશલ્યા માતાજીએ આજ્ઞા આપી. રામને વનવાસ ગયા પછી છઠ્ઠી રાત્રીએ દશરથે કૌશલ્યાને કહ્યું કે, " હે રાણી ! મેં એક સુકુમાર બાળકને વનવાસ મોકલી ઘણો અનર્થ કર્યો છે. માટે તમે મને ક્ષમા કરો. હે રાણી ! તમો મારી તરફ સ્નેહભાવથી વર્તજો, પણ મારા કર્તવ્ય તરફ જરા પણ દ્વેશભાવ રાખશો નહિ. આ વચન સાંભળી કૌશલ્યા અત્યંત ખિન્ન થયાં. તે બોલ્યાં કે, હે પ્રાણનાથ ! આપ મારી પાસે ક્ષમા માગી, મારૂં અપમાન કરો છો. રામ તમને જેટલો વહાલો છે, તેટલોજ મને વહાલો છે. જે સ્ત્રીને પતિ કાલાવાલા કરી મનાવે તથા જે સ્ત્રી પોતાના પતિ દુઃખમાં હોય, તે વખતે તેમને વધારે દુઃખ આપે, તેવી સ્ત્રીને ધિક્કાર હજો. આપે તો કેવળ આપનું કર્તવ્ય જ બજાવ્યું છે. આ કર્તવ્યથી આપ સત્યવાદી કહેવાયા છો. આપ જ્ઞાનદૃષ્ટિથી જોઇ આપનો શોક શાંત કરો." આ રીતનું કૌશલ્યાનું નિર્મળ હૃદય જોઈ દશરથ રાજા શાંત થયા તથા તેમની ઉદાર વૃત્તિની ઘણીજ પ્રશંસા કરવા લાગ્યા. કૌશલ્યાના આ રીતના વર્તનથી તેને ઘણો જ ધન્યવાદ ઘટે છે.

---

## ( ૧૨ ) કૈકયી

કૈકયી કેકય રાજાની પુત્રી હતાં. તેમને રાજાએ અભ્યાસ કરાવી તથા ગૃહ કેળવણી આપી પાવરધાં કર્યાં હતાં. તેમનામાં રાજવી ગુણો ઉતરી આવેલા હતા તથા કૌશલ્યા જેટલાં જ તે ઉદાર મનનાં હતાં. પણ રામના વનવાસ કાઢતી વખતે જે તે વચન બોલ્યાં હતાં, તેમાં તે જો કે અપરાધી નહતી, પણ

દેવોએ સરસ્વતીને આજ્ઞા કરી કે, તું કૈકયી પાસે જા તથા તેના મનને ફેરવી નાંખ કે, જેથી રામ વનવાસ જાય તથા રાવણ સરખા રાક્ષસનો સંહાર થાય. આથી જ કૈકયીનું મન ફેરવાઇ ગયું હતું તથા તે અપકીર્તિને પામી હતી. કૈકયી દશરથ રાજા સાથે પરણ્યાં હતાં તથા પતિસેવાથી તેમણે દશરથને પોતાને વશ કરી લીધા હતા. એક વેળા જ્યારે દેવો તથા અસુરો વચ્ચે યુદ્ધ ચાલ્યું ત્યારે દેવોએ દશરથ રાજાને સહાય કરવા આમંત્રણ કર્યું હતું. પછી દશરથ રાજા દેવો તરફથી લડવા માટે ગયા હતા. ત્યાં રાત્રીના યુદ્ધમાં માયા-વડે અસુરોએ દશરથ રાજાને નિદ્રાવશ કર્યા તથા તેના રથની ધરી ભાંગી નાંખી. આ વખતે કૈકયીએ રથની એક તરફની ધરી જ્યાં સૂધી પતિ સાવધ ન થયા ત્યાં સૂધી પોતાની કાંધપર મૂકી, રણના મેદાનમાં દૈત્યોને મારવામાં દશરથને સહાય કરી હતી. જો આ વખતે કૈકયીએ રથની ધરી પોતાની ખાંધપર ન લીધી હોત તો દશરથ રાજાનો નક્કી પરાજય થાત. આવી રીતના કૈકયીના સાહસથી દશરથ તેનાપર પ્રસન્ન થયા તથા તેને બે વર માંગવા કહ્યું. આ સમયે કૈકયીએ ના પાડી કે, હાલમાં મારે કોઇ પણ પ્રકારનાં વરદાન જોઈતાં નથી. ઘેર ગયા પછી સૌ થઇ રહેશે.

દશરથ રાજાને કૈકયીથી ભરત, કૌશલ્યાથી રામચંદ્ર તથા સુમિત્રાથી લક્ષ્મણ તથા શત્રુઘ્ન પુત્ર હતા. આ સૌમાં રામ-ચંદ્રજી મોટા હતા. તેમને જ્યારે દશરથ રાજાએ રાજ્યાભિષેક કરવા માંડયો ત્યારે મંથરા નામની દાસીએ આવી, કૈકયીને સમજાવી કે, તું કોઈ પણ રીતે માગી લે કે, ભરતને રાજ્ય મળે. (જુઓચિત્ર) મંથરાએ કહ્યું કે, રામ ઘણો ખટપટીઓ છે, માટે આપને જે બે વરદાન રાજાએ આપ્યાં છે, તેથી એક વરદાન

વડે રામને વનવાસ કાઢવાનું તથા બીજાવડે ભરતને રાજ્ય ગાદી અપાવવાનું તમો માગી લ્યો, એમ કેકયીને સમજાવ્યું. આ વખતે દેવોના જ કારસ્તાનથી કેકયી પોતાના શિક્ષણની ગૌરવતાને ભૂલી ગઇ તથા તેજ પ્રમાણે દશરથ રાજાપાસે માગણી કરી. દશરથ રાજા પાસેથી આ રીતે બે વરદાન માગી લેવાથી અયોધ્યામાં મોટો ખળભળાટ થઇ રહ્યો. પછી રામચંદ્રજી પોતાની માતા કૌશલ્યાને તથા ઉપમાતા કેકયીને તથા સુમિત્રાને પગે લાગી, સીતા તથા લક્ષ્મણ સાથે રણમાં સીધાવ્યા. આ અયોગ્ય કાર્ય થઇ જવાથી પાછળથી કેકયીને પણ ઘણો પસ્તાવો થયો. ભરતે મોસાળથી આવી પોતાની માને ઘણો ઠપકો આપ્યો તથા વડીલભાઇ રામચંદ્રની પાદુકા રાજગાદી પર રાખી, વનવાસનો વેશ ધારણ કરી, પોતે નંદી ગ્રામમાં વાસ કર્યો.

---

## (૧૩) કુંતા.

શૂર નામના એક યાદવ રાજાને પૃથા નામે પુત્રી હતી. એક સમયપર શૂર રાજાએ કુન્તીભોજ આગળ પ્રતિજ્ઞા લીધી કે, મારે જે પ્રથમ પુત્ર કે પુત્રી થશે, તે હું તમને આપીશ. આ રીતે મૈત્રીને લીધે શૂર રાજાએ પોતાની પૃથા નામની કન્યા કુન્તિ ભોજને આપી. કુન્તી ભોજ અતિથિઓની સેવા કરવામાં કુન્તિને રોકતા હતા. એક વેળા દુર્વાસા મુનિ કુન્તિભોજને ત્યાં અતિથિતરીકે આવ્યા. કુન્તાએ દુર્વાસા મુનિની એવી સેવા કરી કે, મુનિ સંતુષ્ટ થયા તથા તેને એક વશીકરણ મંત્ર આપ્યો. આ મંત્રથી જે દેવનું આવાહન કરે, તે દેવ ત્યાં આવી ઉભો રહે. આ મંત્ર ખરો છે કે ખોટો, તેનું

પારખું જોવા કન્યાવસ્થામાં જ કુન્તાએ સૂર્યદેવનું આવાહન કર્યું. તરતજ ત્યાં સૂર્ય દેવ પધાર્યો તથા પૂછયું કે, મને શા માટે બોલાવ્યો છે? કુન્તાજી શરમાઇ ગયાં તથા મંત્રની પરીક્ષા જોવા માટે મેં આ કામ કર્યું છે, એમ કહ્યું. પછી સૂર્ય ભગવાને કહ્યું કે, મારો અહીં આવવાનો ફેરો નિષ્ફળ નહિ જાય. પણ તને કરણ નામે એક કુમારાવસ્થામાં પુત્ર થશે, છતાં તારી કન્યાવસ્થા કાયમ રહેશે.

પછી કુન્તી જયારે યુવાવસ્થામાં આવ્યાં ત્યારે રાજા કુન્તીભોજે સ્વયંવર રચી કુન્તીને પરણાવવા માટે તૈયારી કરી. કુન્તીએ સ્વયંવરમાં પાંડુને વરમાળ આરોપી. આથી કુન્તાનાં લગ્ન પાંડુ સાથે થયાં. આ સિવાય પાંડુ માદ્રી નામની કન્યા સાથે પરણ્યા હતા. તેણે અનેક રાજાઓને જિતી દિગ્વિજય કર્યો હતો. એક વેળા આ રાજા શિકાર કરવા ગયો. તેણે વનમાં અનેક પશુનો શિકાર કર્યો. પછી એક મૃગ મૃગલીની સાથે કીડા કરતું હતું. રાજાએ આ મૃગ તથા મૃગલીનો શિકાર કર્યો. મૃગ એક મુનિ હતા. તેણે પાંડુ રાજાને શાપ આપ્યો કે, તું પણ તારી રાણી સાથે જે વખતે ક્રીડા કરવા જશે કે તુરત મરણ પામશે. આ શાપથી પાંડુ રાજાને ઘણો પશ્ચાત્તાપ થયો તથા પોતે બે રાણીઓને લઈ રાજપાટ મંત્રીને સોંપી વનમાં જઇ રહ્યા. એક વેળા સઘળા ઋષિઓ બ્રહ્મલોકમાં જવા નીકળ્યા. તે વેળા પાંડુ પણ જવા માટે તૈયાર થયા. તે વેળા ઋષિઓએ ના પાડી કે, તમારાથી આવી શકાશે નહિ. કારણ કે દેવઋણ, પિતૃઋણ તથા મનુષ્યઋણ આ ત્રણ ઋણ જેણે અદા કર્યાં હોય, તેજ બ્રહ્મલોકમાં જઇ શકે. આથી પાંડુ રાજાને પોતે સંતાન વિનાના હોવાથી ઘણો સંતાપ થયો. આ વખતે

તેણે કુન્તાને બોલાવી, કોઇ પણ દેવ સાથે નિયોગ કરી પુત્ર ઉત્પન્ન કરવા કહ્યું. પછી કુન્તીએ કહ્યું કે, હું આપની સેવા કરૂં છું, માટે આપ જ મારે વિશે એક પુત્ર ઉત્પન્ન કરો. જો તેમ ન થાય તો મને દૂર્વાસાએ એક આવાહન મંત્ર આપ્યો છે. આ મંત્રથી કોઇ પણ દેવને હું બોલાવી શકું એમ છું. પછી પતિના કહેવાથી ધર્મ, વાયુ તથા ઇન્દ્રનું આવાહન કર્યું. આથી તેને ધર્મ રાજા, ભીમદેવ તથા અર્જુન, એમ અનુક્રમે પુત્રો થયા. પછી માદ્રીને માટે અશ્વિનીકુમારોનું આવાહન કર્યું, જેથી તેને નકુળ તથા સહદેવ નામે પુત્રો થયા. એક વેળા પાંડુરાજા કામાસકત થવાથી માદ્રી પાસે ગયા. આથી તેમનું મૃત્યું થયું પછી કુન્તી તેમની સાથે બળી મરવા તૈયાર થયાં. માદ્રીને ના પાડી કે, હું તમારા કરતાં નાની છું. તેથી હું તેમની સાથે બળીશ તથા તમો પુત્રોનું સારી રીતે પાલન કરજો. ત્યાર પછી ઋષિઓએ કુન્તી તથા પાંડુના સઘળા પુત્રોને હસ્તિનાપુરમાં આણી રાખ્યાં. પાંડવો તથા કૌરવો સાથે રહેતા હતા. ચાલાકીમાં પાંડવો કૌરવો કરતાં ચઢી જતા હતા. આ કારણથી કૌરવો તેનો દ્વેશ કરવા લાગ્યા. જળક્રીડા કરી પાંડવોને મારી નાંખવાના વિચારમાં કૌરવો ફાવી શકયા નહિ. પછી લાક્ષાગૃહ બંધાવી તેમાં તેઓને સૂતાને સૂતા જ બળાવી મૂકવાનો વિચાર કર્યો. પણ વિદુરજીએ તેમને તેમાંથી બચાવી લીધા. ત્યારબાદ આ પાંડવો તથા કુંતા એક બ્રાહ્મણના આશ્રયતળે રહ્યા. ત્યાં નગરમાં એક બકરાક્ષસ આવતો હતો. તેને દરરોજ વારાફરતી એકેક મનુષ્યનું ભક્ષણ જોઇતું હતું. એક વખતે પેલા બ્રાહ્મણનો વારો આવ્યો. તે વેળા કુંતાજીએ કહ્યું કે, આપણે આ બ્રાહ્મણના આશ્રયતળે રહીએ છીએ. માટે બ્રાહ્મણને બદલે ભીમને મોકલીએ. યુધિ-

ષ્ઠિરે પ્રથમ ના પાડી, પણ કુન્તામાતાના કહેવાથી તેણે હા પાડી. પછી ભીમે તે કાર્ય કરવા પ્રતિજ્ઞા લીધી. બીજે દિવસે ભીમ ગયો તથા બકાસુરને મારીને આવ્યો તથા બ્રાહ્મણનું રક્ષણ કર્યું. પછી દ્રૌપદીના સ્વયંવરની ખબર પડતાં પાંચે ભાઈઓ તે સ્વયંવરમાં ગયા. ત્યાં અર્જુને મત્સ્યનો વધ કર્યો. આથી સ્વયંવરમાં દ્રૌપદીએ અર્જુનના ગળામાં વરમાળ આરોપી. આ વખતે બીજા રાજાઓ પાંડવોને બ્રાહ્મણપુત્રો જાણી મારવા માટે તૈયાર થયા. પણ તે સર્વેને પાંડવોએ હરાવ્યા. પછી દ્રૌપદીને લઈ પાંડવો ઘેર આવ્યા. આ વખતે યુધિષ્ઠિર માતા કુંતી પાસે જઇ બોલ્યા કે, મા ! અમે એક વસ્તુ લાવ્યા છીએ. ત્યારે માતાએ કહ્યું કે, તમે ત્રણે છોકરાઓ વહેંચી લો. પછી તે વસ્તુમાં દ્રૌપદીને જોયાં. આથી માતાની પ્રતિજ્ઞાનો ભંગ થવાનો વખત આવ્યો. આ વખતે વ્યાસે તેમની પ્રતિજ્ઞા ભંગ ન થાય તેવો નિર્ણય કર્યો. પછી પાંડવો હસ્તિનાપુર પાસે ઇન્દ્રપ્રસ્થ નામનું નગર રચી ત્યાં રહ્યા. એકવેળા દ્યૂત રમતાં પાંડવો હારી ગયા તથા તેમને વનવાસ જવાનું ઠર્યું ત્યારે દ્રૌપદી કુંતા સાસુની રજા લેવા ગયાં. આ વખતે કુંતાએ દ્રૌપદીને મીઠાશનાં વચનથી કહ્યું કે, તમો પતિસેવાનો ધર્મ સારી રીતે જાણો છો. તમે પતિવ્રતા છો. તમે કૌરવોને શાપ દઇ ભસ્મ નહિ કર્યું, એ તેઓનું ભાગ્ય છે. આ વખતે દ્રૌપદીએ પ્રણામ કરી સાસુને કહ્યું કે, "તમારે કોઇપણ રીતની ફિકર કરવી નહિ." કુંતા માતા છોકરાને છાતી સરસા ચાંપી વિયોગને લીધે અત્યંત રડવા લાગ્યાં. તે વેળા વિદુરે શાસ્ત્રનાં વચનો કહી તેમને શાંત કર્યાં. પાંડવો તેર વર્ષ રહી આવ્યા પછી ચૌદમે વર્ષે છતા પડી દુર્યોધનાદિ પાસે પાંચ ગામની શ્રી

કૃષ્ણને મોકલી યાચના કરી, પણ દુર્યોધને કંઇપણ આપવાની ના પાડી. આ વખતે શ્લીરર માતાને છાજે એવો સંદેશો કુંતા માતાએ શ્રીકૃષ્ણ સાથે પાંડવોને કહાવી મોકલ્યો. કુંતાએ કર્ણને એકાંતમાં કહ્યું કે, તું મારો પુત્ર છે. માટે તારે પણ પાંડવોને સહાયતા કરવી. કર્ણે કહ્યું કે, મેં કૌરવોનું લૂણ ખાધું છે, તેથી તેમ તો નહિ બને, પણ હું કેવળ અર્જુન સાથે જ લડીશ. કાં તો હું જે તારો પુત્ર છું તે મરશે અથવા અર્જુન મરશે. પણ તારા પાંચ પુત્ર તો કાયમ જ રહેશે. કુંતાએ, પોતાના પાંચ પુત્રોને કર્ણે અભય દાન આપ્યું, તેથી તેને આશીષ આપી. પછી યુદ્ધમાં કૌરવો સઘળા મરણ પામ્યા તથા પાંડવો જ કેવળ જીવતા રહ્યા. પછી હસ્તિનાપુરની ગાદીપર પાંચ પાંડવો બેઠા. આ પછી ગાંધારી તથા દુર્યોધન વ્યાસાશ્રમમાં જવા માટે નીકળ્યાં. આ વખતે કુંતામાતા પણ પોતાના સાસુની સેવા કરવા તેની સાથે તૈયાર થયાં. વિદુર તથા કુંતાજી, ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીની સેવામાં હમેશાં પરાયણ રહેતાં હતાં. એક વેળા કાકા, કાકી તથા માતાને મળવા માટે યુધિષ્ઠિરાદિ પાંચ પાંડવો ધૌમ્યને રાજ્યકારભાર સોંપી વ્યાસાશ્રમમાં ગયા. આ વખતે ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી નદીએ સ્નાન કરવા ગયાં હતાં; તથા કુંતામાતા તેમને દોરવી ઘર તરફ લાવતાં હતાં. પછી માતાને, કાકા કાકીને તથા વ્યાસને પાંડવાદિ સઘળા પગે લાગ્યા. આ વખતે વ્યાસ મુનિએ સઘળા મરેલા કૌરવોનાં તેઓને દર્શન કરાવ્યાં. ત્યાર બાદ યુધિષ્ઠિરાદિ હસ્તિનાપુર આવ્યા. જ્યારે એક વેળા વનમાં દાવાનળ સળગતો હતો ત્યારે તે ધૃતરાષ્ટ્રાદિઓએ પોતાનો પાંચ ભૌતિક દેહ તેમાં અર્પણ ક[illegible] કુંતા માતા પોતાના વહાલા પ્રાણપતિ પાંડુને સ્વર્ગવિશે જઇને મળ્યાં.

## (૧૪) કાદંબરી.

કાદંબરી ગંધર્વના રાજા ચિત્રરથથી મદિરાને પેટે જન્મી હતી. તેણે મહાશ્વેતા જેવી વિદુષી સાથે પોતાનું જીવન ગાળ્યું હતું. મહાશ્વેતા વિધવા થયાના સમાચાર સાંભળી કાંદબરીએ પણ પોતાનું જીવન કુમારી અવસ્થામાં ગાળવાનો નિશ્ચય કર્યો હતો. મહાશ્વેતાએ તરલિકાને મોકલી ઘણું સમજાવ્યું, પણ કાદંબરી એકની બે થઇ નહિ. પછી કાદંબરીએ કેયૂરક-દ્વારા સંદેશો મોકલાવ્યો કે, સૂર્યનારાયણનો અસ્ત થાય છે ત્યારે નલિનીના પીડાવાથી ચક્રવાકી પણ પોતાના પતિના સહવાસનું સુખ છોડી દેછે, તો મારે પણ મારી સખીના દુઃખથી પતિના સહવાસનું સુખ છોડી દેવું જોઈએ. મહાશ્વેતા પાસે કેયૂરક આ રીતનો સંદેશો લઇને ગયો ત્યારે મહાશ્વેતાએ કહ્યું કે, હું જાતે જઇ મારી સખીને સમજાવીશ. પછી કેયૂરક પાછો હેમકુટ ગયો. ભરતખંડની અવંતી નામની નગરીમાં આ વખતે તારાપીડ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને ચંદ્રાપીડ નામે એક પુત્ર હતો. આ ચંદ્રાપીડ શિકાર કરતો કરતો એક વેળા હિમાચળની તળેટીમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે મહાશ્વેતાને શિવની આરાધના કરતી જોઇ. મહાશ્વેતાએ ચંદ્રાપીડને જોઇ તેને વિનતિ કરી કહ્યું કે, તમે મારી સાથે હેમકૂટ પધારો તો સારૂં. ચંદ્રાપીડે તે પ્રમાણે હા પાડી. પછી મહાશ્વેતા ચંદ્રાપીડને લઇ હેમકુટ ગયાં. ત્યાં કાદંબરીના આવાસમાં મહાશ્વેતા તથા ચંદ્રાપીડ ગયાં. આ વખતે કાદંબરી પણ ચંદ્રાપીડને જોઇ તેનાપર કામાસકત થઈ. તેમ કાદંબરીનું અનુપમ લાવણ્ય જોઇ ચંદ્રાપીડ પણ તેનાપર કામાસકત થયો. આ સમયમાં રાજા ચિત્રરથ તથા માતા મદીરા કાદંબરીને

મળવા માટે આવ્યાં. એટલે ચંદ્રાપીડ ત્યાંથી નીકળી મહાશ્વેતાએ બતાવેલ મણિમહેલમાં પોતાનો ઉતારો લીધો. કેટલોક વખત ગયા પછી ચંદ્રાપીડ પોતાના દેશ પ્રતિ આવવા નીકળ્યો. તેટલામાં રસ્તામાં જ કાદંબરી તરફથી તેની સખી સંદેશો લાવી કે, ચંદ્રાપીડનાં દર્શન વિના કાદંબરીને ચહેન પડતું નથી. આ જ સમયમાં ચંદ્રાપીડને પોતાના ઘેરથી સંદેશો આવ્યો કે, તું એકદમ ચાલ્યો આવજે. આથી ચંદ્રાપીડ સેનાને રસ્તામાં મૂકી પોતે એકલો અવંતી ગયો. તે ઘેર ગયો, તેવામાં હેમકૂટથી પત્રલેખા કાગળ લઇને આવી કે, જો કાદંબરીને જીવતી રાખવી હોય તો તમો એકદમ હેમકૂટ પધારો. ચંદ્રાપીડ એકદમ હેમકૂટ જવા માટે નીકળ્યો. રસ્તામાં મહાશ્વેતા પાસે ચંદ્રાપીડ ગયો. તે વખતે તે અત્યંત કલ્પાંત કરતી હતી. મહાશ્વેતાને કારણ પૂછતાં તેણે જણાવ્યું કે, આપના મિત્ર વૈશંપાયનને મેં નહિ ઓળખવાથી પોપટ થવાનો શાપ આપ્યો તથા મારા શાપને લીધે તે પૃથ્વીપર કાષ્ઠની માફક ઢળી પડયો. વૈશંપાયનનું મરણ સાંભળી ચંદ્રાપીડ પણ ત્યાંને ત્યાં જ મૂર્છા પામી ગયો. કાદંબરી ચંદ્રાપીડનું મરણ સાંભળી તેની સાથે સતી થવા તૈયાર થઇ. આ વેળા તે શબમાંથી એક તેજ નીકળ્યું. આ તેજે મહાશ્વેતાને ધીરજ આપી તથા કાદંબરીને પ્રાણ ત્યાગ કરવાની ના પાડી. પણ ચંદ્રાપીડનું શરીર કેટલોક સમય જાળવી રાખવા કહ્યું. પુત્ર ચંદ્રાપીડનું મરણ સાંભળી રાજા તારાપીડ તથા તેની રાણી વિલાસવતી જ્યાં ચંદ્રાપીડ પડેલો હતો ત્યાં ગયાં. આ વખતે માતપિતા ચંદ્રાપીડને જોઇ અત્યંત રડવા લાગ્યાં. કાદંબરીને પણ આ વખતે મૂર્છા આવી ગઇ. વિલાસવતીએ કાદંબરીના શરીરપર હાથ ફેરવતાં કહ્યું કે, "હે વહુ દીકરા ! તમે ધીરજ ધરો.જો તમે નહિ હોત તો મારા

પુત્રનું શરીર આવી સ્થિતિમાં રહેત નહિ.” ચંદ્રાપીડનું નામ સાંભળતાં કાદંબરી ચેતનાવસ્થામાં આવી. કાદંબરીને ચંદ્રાપીડના શરીરની આસનાવાસના કરવાનું કહી તારાપીડ તથા વિલાસવતી તે જ વનમાં પોતાનો કાળ નિર્ગમન કરવાનો નિશ્ચય કર્યો. એક વેળા કાદંબરીએ એકાંત અવસ્થા જોઈ ચંદ્રાપીડના શરીરને આલિંગન કર્યું. તે જ વખતે તેના શરીરમાં ચેતન આવ્યું. પછી ચંદ્રાપીડે કહ્યું કે, હું શાપને લીધે અત્યાર સૂધી શબની પેઠે પડયો હતો. આજે હવે મારો શાપ પૂરો થયો છે. બીજી બાજુ મહાશ્વેતાનો પતિ પણ જીવતો થયો છે, એમ ખબર મળી. આ વૈશંપાયનનું બીજું નામ પુંડરીક હતું તથા તે જ મહાશ્વેતાનો પતિ થતો હતો. ત્યારબાદ સઘળાં એકબીજાને ભેટયાં. આ વખતે સઘળાં કાદંબરીનાં તથા તેની બહેનપણી મહાશ્વેતાનાં અનન્ય ભકિત માટે પુષ્કળ વખાણ કરવા લાગ્યાં.

---

## (૧૫) ગાર્ગી.

વિદુષી ગાર્ગી વચકનુ મુનિનાં પત્ની હતાં. તેમણે અધ્યાત્મ શાસ્ત્રમાં સારૂં જ્ઞાન મેળવ્યું હતું. અનેક વિદ્વન્મંડળમાં તેઓ વિદુષી તરીકે પ્રખ્યાતિને પામ્યાં હતાં. એક વેળા જનક રાજાને બહુદક્ષિણ નામનો યજ્ઞ કરવાની ઈચ્છા થઈ. તેમાં કોને આચાર્યપદે સ્થાપવો, તેટલા માટે એક હજાર ગાય પોતે કાઢી તથા તે દરેક ગાયના શિંગડાઓપર એકએક નિષ્ક બાંધ્યો. પછી સભામાં બેસી તેણે સઘળા વિદ્વાન્ બ્રાહ્મણોને ઉદ્દેશી કહ્યું કે, જે ખરો બ્રહ્મનિષ્ઠ હોય,તે આ સોના મહોર સાથે એક હજાર ગાય લઈ જાય. કોઈ પણ બ્રાહ્મણ ઉભો થયો નહિ. તેવામાં યાજ્ઞવલ્કય મુનિ ઉભા થઇ બોલ્યા કે, હું ખરો બ્રહ્મનિષ્ઠ છું.

એમ કહી તેણે પોતાના શિષ્ય સોમશ્રવાને આજ્ઞા કરી કે, તું આ હજાર ગાય આપણે ઘેર લઈ જા. આ વખતે અશ્વલ, આર્ત-ભાગ, ભુજ્યુ, ઉષસ્ત, કોહલ આદિ અનેક વિદ્વાનોએ બ્રહ્મ-વિદ્યા સંબંધી યાજ્ઞવલ્કય સાથે વાદ કરવા માંડયો. પણ તે સઘળાને યાજ્ઞવલ્કયે હરાવ્યા. આખરે વિદુષી ગાર્ગીએ આવી બ્રહ્મવિદ્યા સંબંધી યાજ્ઞવલ્કયને પ્રશ્ન પૂછયા. ગાર્ગીએ પૂછયું કે, "હે યાજ્ઞવલ્કય ! જળ શાનેવિશે ઓતપ્રોત છે? યાજ્ઞ-વલ્કયે કહ્યું કે, જળ વાયુમાં ઓતપ્રોત છે." ગાર્ગીએ પૂછયું કે "વાયુ શામાં ઓતપ્રોત છે ?" યાજ્ઞવલ્કયે કહ્યું કે, "વાયુ અંતરીક્ષમાં." ગાર્ગીએ પ્રશ્ન કર્યો કે "અંતરિક્ષ શામાં ?" યાજ્ઞવલ્કયે કહ્યું કે, "અંતરિક્ષ ગાંધર્વ લોકમાં." ગાર્ગીએ પ્રશ્ન કર્યો કે, "ગંધર્વ લોક શામાં ?" યાજ્ઞવલ્કયે કહ્યું કે, "ગંધર્વ લોક આદિત્ય લોકમાં." ગાર્ગીએ પ્રશ્ન કર્યો કે, "આદિત્ય લોક શામાં ?" યાજ્ઞવલ્કયે કહ્યું કે, આદિત્ય લોક ચંદ્રલોકમાં." ગાર્ગીએ કહ્યું કે "ચંદ્રલોક શામાં ?" યાજ્ઞ-વલ્કયે કહ્યું કે "ચંદ્રલોક નક્ષત્ર લોકમાં." ગાર્ગીએ કહ્યું કે, "નક્ષત્ર લોક શામાં ?" યાજ્ઞવલ્કયે કહ્યું કે, "નક્ષત્ર લોક દેવલોકમાં." ગાર્ગીએ પૂછયું કે, "દેવલોક શામાં ?" યાજ્ઞવ-લ્કયે કહ્યું કે, "દેવલોક ઇન્દ્રલોકમાં." ગાર્ગીએ પૂછયું કે, "ઈન્દ્રલોક શામાં ?" યાજ્ઞવલ્કયે કહ્યું કે "પ્રજાપતિ લોકમાં." ગાર્ગીએ કહ્યું કે, "પ્રજાપતિ શામાં ?" યાજ્ઞવલ્કયે કહ્યું કે, "પ્રજાપતિ બ્રહ્મ લોકમાં."

ગાર્ગીએ ફરી પ્રશ્ન કર્યો કે, બ્રહ્મલોક શામાં ઓત-પ્રોત છે ? આ સાંભળી યાજ્ઞવલ્કય બોલ્યા કે, આ તારો પ્રશ્ન અતિપ્રશ્ન છે. તારા જેવી વિદુષીએ આવો પ્રશ્ન કરવો યોગ્ય નથી. ગાર્ગીએ આથી પ્રશ્ન પૂછવા બંધ કર્યા. ઉદ્દાલકે પ્રશ્ન

પૂછ્યા પછી ફરી ગાર્ગીએ પ્રશ્ન કર્યો કે, જે સ્વર્ગની ઉપર છે, જે પૃથ્વીની નીચે, જે બ્રહ્માંડના મધ્યભાગમાં સ્વર્ગ તથા પૃથ્વી છે તેનું,તેમજ ભુત, ભવિષ્ય તથા વર્તમાનનું કારણ શું છે?" યાજ્ઞવલ્કયે કહ્યું કે,"આ સર્વ આકાશમાં રહેલું છે."ગાર્ગીએ પૂછ્યું કે, "આકાશ શામાં છે?"યાજ્ઞવલ્કયે કહ્યું કે,"આકાશ પરબ્રહ્મમાં ઓતપ્રોત છે. તે સ્થૂલ નથી, હ્રસ્વ નથી, અણુ નથી, દીર્ઘ નથી તથા તેનું કોઇ ભક્ષણ કરી શકતું નથી. હે ગાર્ગી ? આ અક્ષર બ્રહ્મની આજ્ઞાનુસાર સ્વર્ગાદિ સર્વ સ્થિતિ કરી રહ્યાં છે. જે આ પરબ્રહ્મને ઓળખે છે, તેને જન્મ મરણનો ફેરો રહેતો નથી. આ પરબ્રહ્મ સર્વના દ્રષ્ટા તથા મનના પણ વિષય નથી. આ પરબ્રહ્મને જાણવા પછી કશું જાણવાનું બાકી રહેતું નથી." ગાર્ગીએ આ વખતે હાથ જોડી સઘળા બ્રાહ્મણોને કહ્યું કે, "તમો યાજ્ઞવલ્યને કદી બ્રહ્મવિદ્યામાં જિતી શકશો નહિ." આ રીતે જ્યાં જ્યાં યજ્ઞો તથા વિદ્યાવિનોદ થાય, ત્યાં ત્યાં હમેશ ગાર્ગી હાજર રહેતાં હતાં. હે આર્ય બહેનો ! જે કોઈ ગાર્ગીની માફક પોતાનું જીવન સરળ ગાળતાં શીખે તો તેવી બહેનો આપણા દેશનો ઉદ્ધાર કર્યા વિના રહે જ નહિ.

---

## (૧૬) ગાંધારી.

ગાંધારી કંદહાર દેશના રાજા સુબળની પુત્રી થાય. એમનાં લગ્ન હસ્તીનાપુરના રાજા ધૃતરાષ્ટ્ર સાથે થયાં હતાં. આ સતી ઘણી જ માયાળુ તથા પતિપરાયણ હતાં. તેમના પતિ અંધ હતા. આથી ગાંધારી પોતે આંખે પાટો બાંધી રાખતાં હતાં, કે જેથી અંધપતિને જોઇ તેનાપર કદી અરૂચિ નહિ થાય. આવી સતીને ધન્ય છે કે, જેણે પોતાનું પાતિવ્રત્ય પાળવા

માટે આ રીતનું દુઃખ સહન કર્યું. એમની પતિભક્તિ જોઈ મહાત્મા વેદ વ્યાસે પણ એમનાં ઘણાં જ વખાણ કર્યાં હતાં. આ સતીને સો પુત્રો હતા, જેનું નામ કૌરવ હતું. પાંડવો વનવાસ ગયા પહેલાં પ્રથમથી જ ગાંધારીએ પોતાના પતિ ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે, "જુગાર રમવો, એ કેવળ અધર્મનું કારણ છે. તેમ જ પાંડવોને વનવાસ કાઢવા, એ ખોટું છે. વળી સતી દ્રૌપદીને સભામાં આણી તેનાં ચીર ખેંચવાં, તેમ જ પાંડવોને એક જમીનનો ટુકડો પણ આપવો નહિ. આ સઘળું અનર્થનું કાર્ય છે. માટે આપ આપના પુત્રોને તે બાબત સમજાવો." ધૃતરાષ્ટ્રે દુર્યોધન આદિને બોલાવી, આ સઘળું કાર્ય અટકાવવા માટે ઘણું સમજાવ્યા, પણ કૌરવોનો નાશ થવાનો હશે, જેથી તેઓએ પોતાના પિતાનું તથા માતાનું કહેવું માન્યું નહિ. આ યુદ્ધમાં આખરે પાંડવો જીત્યા તથા સઘળા કૌરવો રણમાં મરી ગયા. આ યુદ્ધ પૂરૂં થયા પછી ગાંધારીએ દ્રૌપદીની ક્ષમા ચાહી. તેઓ આખરે શોકસાગરમાં ડૂબી ગયાં તથા પોતાનું જીવન શોકમાં જ પૂરૂં કર્યું હતું.

---

## (૧૭) તારા.

તારા સુષેણ રાજાની પુત્રી તથા કિષ્કિંધાના રાજા વાલીની પત્ની થાય. નાનપણથી પોતાના પિતાને ઘેર રહી રાજોપયોગી તથા ગૃહોપયોગી શિક્ષણ એમણે પોતાના પિતા તરફથી સારૂં લીધું હતું. તારાનો પતિ વાલિ જો કે બુદ્ધિમાન્ હતો, છતાં કેટલીકવાર તે તારાની સલાહ લેતો તથા તેની સલાહ પ્રમાણે પોતે વર્તતો હતો. આ રીતે સ્ત્રીઓની સલાહ લેવાની ઘણી જ જરૂર પડે છે. આથી જ સ્ત્રીઓને સારા પ્રકારનું શિક્ષણ

આપવાની જરૂર છે. પોતાના ડહાપણુ માટે તારાએ પોતાના પતિના મનમાં સારી છાપ બેસાડેલી હતી. આ તારાને અંગદ નામે મહાન્ શૂરવીર એક પુત્રની પ્રાપ્તિ થઇ હતી. આ અંગદે યુવરાજ પદને શોભે એવું સારૂં શિક્ષણ લીધું હતું. રામ તથા રાવણુના યુદ્ધ વખતે રામના દૂત તરીકે રાવણુના દરબારમાં જઈ રામનો અંગદે સંદેશો કહ્યો હતો તથા પોતાવિશે શૂરવીરપણાની ઘણી જ સારી છાપ બેસાડી હતી.

વાલીના ગૃહમાં કલહ પાછળથી પેઠો. વાલીને સુગ્રીવ નામે ભાઇ હતો. કેટલાંક કારણોને લીધે વાલીએ સુગ્રીવને રાજ્યપાટથી ભ્રષ્ટ કરી કાઢી મૂકયો હતો. આ સુગ્રીવ કોઈપણુ પ્રકારે કિષ્કિંધામાં રહેલા પોતાના ભાઇ વાલીનો નાશ થાય, તેનો ઉપાય શોધ્યા કરતો હતો. તેવામાં રામચંદ્રજી રાવણે સીતાનું હરણુ કર્યાથી તેની શોધમાં ફરતા ફરતા ઋષ્યમૂક પર્વત આગળ આવ્યા. ત્યાં સુગ્રીવની સાથે રામચંદ્રજીને મૈત્રી થઇ. સુગ્રીવે કહ્યું કે, હું સીતાની શોધમાં આપને મદદ કરૂં. પણ આપે મારા ભાઇને મારી મને કિષ્કિંધાનું રાજ્ય અપાવવું જોઇએ. રામે તે બાબતની હા પાડી. કારણુ કે રામચંદ્રજી પણ કાર્યાર્થી હતા. પછી મોટું સૈન્ય લઇ વાલીની રાજ્યગાદીપર ચઢાઇ કરી. આ વખતે તારાએ વાલીને ઘણું સમજાવ્યું કે, આ સુગ્રીવને રામ તથા લક્ષ્મણુ જેવા સહાય કરનારા છે. માટે આપ લઢો નહિ, પણુ તેની સાથે સલાહ કરો. પણુ વાલીએ તારાની શિખામણુ માની નહિ. પછી મહાન્ યુદ્ધ થયું. આ યુદ્ધમાં સુગ્રીવને આડો રાખી રામે વાલીનાપર તીર ફેંકયું. આ તીરથી વાલી વીંધાઇ ગયો તથા તેના સૈન્યમાં ભારે ભંગાણુ પડયું. સુગ્રીવે આવી કિષ્કિંધાનું રાજ્ય લીધું. પછી તારા જ્યાં પોતાના પતિનું શબ પડયું

હતું ત્યાં જવા નીકળી. આ વખતે પોતાનું સૈન્ય આમ તેમ નાસતું હતું. તેને જોઇ તારાએ કહ્યું કે, બાયલાઓની માફક આમ તેમ નાસવું તમને શોભતું નથી. પછી રામચંદ્રજી પાસે જઇ તારા બોલી, "આપે આવી રીતે મારા પતિને મારી નાંખ્યો, એ કાર્ય સારૂં કર્યું નહિ. આપ તો સાક્ષાત્ પરમાત્મા છો. હવે મને નિરાધાર કરી, તેનાં કરતાં મને પણ બાણ મારીને મારી નાંખો, કે જેથી હું પણ મારા પતિ લોકને પામું." આ વખતે રામચંદ્રજીએ, હનૂમાને તથા લક્ષ્મણે તારાને ધીરજ આપી કહ્યું કે, તું શોક મા કર. આત્મા કોઇ દિવસ મરતો નથી. તે તો અજર તથા અમર છે. તું હવે શોક કરવો મૂકી દે તથા તારા દીયર સુગ્રીવને તથા તારા પુત્ર અંગદને આ શબને દાહ કરવાની રજા આપ." આ સમયે વાલીના શરીરમાં પ્રાણ હજી હતા. તેણે ધીરેથી સુગ્રીવને પોતાની પાસે બોલાવી કહ્યું કે, "તારે તારી ભાભીની શિખામણ પ્રમાણે ચાલવું. તેમની સલાહ હું પણ લેતો હતો તથા તેમની સલાહ પ્રમાણે ચાલતો હતો. હાલ પણ હું તેની શિખામણ પ્રમાણે ચાલ્યો નહિ, જેથી આ સ્થિતિને પામ્યો. તારે અંગદને તારા પુત્રરૂપે માનવો તથા હળીમળીને રહેવું. મારી આજ્ઞા છે કે, તારે હવે કિષ્કિંધાનું રાજ્ય કરવું. હું સાક્ષાત્ પરમાત્માના બાણથી પવિત્ર થયો છું, માટે સ્વર્ગમાં સીધાવીશ. તમો રૂડી રીતે રહો તથા રાજ્યસુખ ભોગવો, એમ હું ઇચ્છું છું." આટલું કહી રહ્યા પછી વાલીના પ્રાણ જતા રહ્યા. સુગ્રીવ પણ પોતાના ભાઇના કહ્યા પ્રમાણે તારાની સાથે રહી રાજ્યનું સુખ ભોગવવા લાગ્યો તથા દરેક કાર્યમાં તારાની શિખામણ લઇ તે પ્રમાણે ચાલતો હતો. તારા સર્વ શાસ્ત્રમાં કુશળ તથા કાર્ય કરવામાં ઉત્તમ પ્રકારની પદ્ધતિ તેનામાં હતી.

તારાના જે ગુણો હતા, તે સઘળા ગુણોનો વાસ અંગદમાં હતો. આજ કારણથી રામે રાવણની પાસે સંદેશો મોકલવા માટે અંગદને જ પસંદ કર્યો હતો. વિદુષી તથા સતી તારાના જીવનમાંથી સ્ત્રીઓને ઘણું જાણવાનું મળે એમ છે.

---

## (૧૮) દમયંતી.

વિદર્ભ દેશમાં ભીમક નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજાને કાંઇ સંતાન નહતું. એક વેળા દમન નામના ઋષિ આ રાજાને ત્યાં આવ્યા. તેમની ભીમકે તથા તેની રાણીએ એટલીબધી આગતાસ્વાગતા કરી કે, ઋષિએ પ્રસન્ન થઇ કહ્યું કે, તને ત્રણ પુત્રો તથા એક પુત્રી થશે. આ ઋષિના કહેવાથી ભીમકને ત્રણ પુત્રો થયા, જેનું નામ દમ, દાંત તથા દમન પાડયું હતું. એક પુત્રી થઇ હતી, જેનું નામ દમયંતી પાડયું હતું. આ દમયંતી રૂપરંગનો ભંડાર હતી. આ વખતે નિષધ દેશમાં વીરસેનનો પુત્ર નળરાજા રાજ્ય કરતો હતો. આ નળરાજા અશ્વવિદ્યામાં કુશળ તથા શૂરવીર હતો. આ રાજાએ દમયંતીના રૂપનાં વખાણ ઘણાને મોઢે સાંભળ્યાં હતાં. આથી તેની દમયંતીને પરણવાની પૂર્ણ ઇચ્છા હતી. એક વેળા કેટલાક હંસો તથા હંસીઓ નળરાજાના ઉપવનમાં રમતાં હતાં. તેવામાં એક હંસને નળરાજાએ પાછળથી જઇને પકડી લીધો. આ વખતે તે હંસની સ્ત્રીએ નળને શાપ આપ્યો કે, જેમ તેં અમારા પતિપત્નીનો વિયોગ પાડયો, તેજ પ્રમાણે તારે પણ તારી સ્ત્રીનો વિયોગ થશે. હંસે નળરાજાને માનુષી વાચાથી કહ્યું કે, તું મને મારીશ નહિ. હું તને તારી દમયંતી મેળવવામાં સહાયતા કરીશ. આથી નળે તે હંસને છોડી મૂકયો.

હંસે પોતાનાં સગાંસંબંધીને મળી પછી વિદર્ભ દેશમાં દમયંતીના ઉપવનમાં જઇ ત્યાં નળના ગુણ ગાવા માંડયા. હંસને પકડવા માટે દમયંતી દોડી. આ વખતે હંસે નળના એટલા બધા યશનું ગાન કર્યું કે, દમયંતીને રઢ લાગી કે, પરણું તો નળનેજ, પણ બીજા મારા માતાપિતા સમાન. પછી આ પ્રમાણે દમયંતીને રઢ લગાડી હંસ પાછો નિષધ આવ્યો. દમયંતીને રાત તથા દિવસ નળનીજ રઢ લાગી હતી. આ સમયે નારદ મુનિ સ્વર્ગમાં જઇ દેવોની પાસે દમયંતીના સૌંદર્યનું વર્ણન કર્યું. આથી યમ, અગ્નિ, વરૂણ, કળિ તથા ઇન્દ્રને દમયંતી સાથે પરણવાની ઇચ્છા થઇ. આણી તરફ ભીમકે જોયું કે, દમયંતી વરનેયોગ્ય થઈ છે, એટલે તેણે દેશદેશના રાજાને સ્વયંવરમાં તેડવા માટે આમંત્રણ કર્યું. આ વખતે યમાદિ દેવો દમયંતી પાસે ગયા તથા અદૃશ્ય રહી, દમયંતીને સમજાવવા લાગ્યા કે, તું નળને નહી વરતાં અત્રે દેવોમાંના કોઇને વર. પણ દમયંતી એકની બે થઇ નહિ. પછી તેઓ નળરાજા પાસે આવ્યા તથા નળને કહ્યું કે, તું અમો જે કામ સોંપીએ તે કરશે ? નળે હા પાડવાથી યમાદિ દેવોએ નળને દમયંતી પાસે મોકલ્યો કે, તું મને પરણવું છોડી દઇ દેવોમાંના કોઇને પરણ. પણ દમયંતીએ સાફ ઘસીને ના પાડી. પછી નળે તે વાત દેવોને કહી, એટલે દેવોએ કહ્યું કે, તારૂં જે સ્વરૂપ છે તેજ સ્વરૂપ અમને પણ લેવાદે. તે રીતની નળે હા પાડી. પછી સ્વયંવરમાં જ્યારે દમયંતી નળને વરમાળ આરોપવા જતી હતી, તેવામાં નળના સરખા બીજા પાંચ જણાને જોયા, એટલે તે ખંચાઇની ઉભી રહી.આ વખતે તેણે દેવોની પ્રાર્થના કરી કે,હે દેવો ! મેં હંસ પાસે પ્રતિજ્ઞા લીધી છે કે, હું નળને જ વરીશ. માટે તમો જ મને નળને બતાવો.

એટલે દેવોએ પોતપોતાનું સ્વરૂપ ધારણ કર્યું તથા નળ ખુલ્લી રીતે ઓળખાઇ શકયો. ત્યાર પછી દમયંતીએ ખરા નળને પોતાની વરમાળ આરોપી. ભીમકે ઘણે વાજતે ગાજતે નળનાં તથા દમયંતીનાં લગ્ન કર્યાં. પણ કળિને આ વાત પસંદ પડી નહિ. નળ તથા દમયંતી પરણ્યા પછી પોતાને દેશ નિષધ ગયાં. ત્યાં કળિ નળની પુઠ પકડી કોઇપણ પ્રકારે તેના શરીરમાં પ્રવેશ કરવા માંગતો હતો. એક વેળા પગ બરાબર ધોયા વિના નળ સંધ્યા કરવા બેઠા, એટલે કળિએ નળના શરીરમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી કળિના પ્રવેશને લીધે એક પછી એક અધમ કર્મ જ તે કરવા લાગ્યો.કળિએ નળના ભાઇ પુષ્કરને સમજાવ્યું કે, તું નળરાજા સાથે દ્યૂત રમ.નળ પોતાના ભાઇ પુષ્કર સાથે દ્યૂત રમ્યો. આ વખતે કળિ પાસારૂપે થયો, જેથી નળ હારી ગયો તથા રાજ્યપાટ સઘળું નળ ખોઇને બેઠો. પછી પહેરેલાં વસ્ત્ર સાથે નળ તથા દમયંતી નગરમાંથી બહાર નીકળ્યાં. આ વખતે નળે પોતાનાં છોકરાંને મોસાળ મોકલ્યાં. તે વખતે દમયંતીને કહ્યું કે, તું પણ એઓની સાથે જા તથા તારા પિયરમાં જઇને રહે. પણ દમયંતીએ સાફ ના પાડી. જ્યાં તમો છો ત્યાં હું છું. હું મારો દેહ આપથી વિખૂટો પાડવા માગતી નથી. પછી નળ તથા દમયંતી અરણ્યમાં ભૂલાં પડયાં. આ વખતે તેમની પાસે કશું ખાવાનું નહતું. એટલે કળિએ જ પક્ષીનું રૂપ લીધું. નળ પોતાનું કપડું નાંખી તે પક્ષીને જેવો પકડવા જાય છે, એટલે તે પક્ષી કપડું લઇ ઉડી ગયું. ચાલતાં ચાલતાં બેઉ જણાં ઝાડ તળે રાતવાસો કરવા રહ્યાં. પછી દમયંતી જ્યારે ઉંઘી ગઇ ત્યારે લાગ સાધી નળ પોતાનું અડધું વસ્ત્ર કાપી લઇ તેને વનમાં એકલી મૂકી પોતે ચાલતો થયો. પછી દમયંતી ઉંઘમાંથી ઉઠી ત્યારે તેણે

નળને પોતાની પાસે જોયા નહિ. એટલે "ઓ નળ, ઓ નળ" એમ બોલી આખા વનમાં ભટકવા માંડયું. આ વખતે દમયંતીનો પગ એક અજગરના મુખમાં પડયો. અજગરે તેને અડધી ગળી લીધી. આ વખતે એક પારધીએ આવી તેને છોડવી. પણ તે પારધીની દમયંતી ઉપર કુદૃષ્ટિ થવાથી દમયંતીએ તેને તેજ ક્ષણે બાળીને ભસ્મ કર્યો. પછી એક વણઝારાની પોઠ મળી. તેણે દમયંતીને ચેદિ રાજાને ત્યાં મૂકી. ત્યાં તે સુબાહુ રાજાની બેન સુનંદાની સખી થઈને રહી. આણી તરફ નળરાજા એક અરણ્યમાંથી બીજા અરણ્યમાં ગયો. ત્યાં દાવાનળ બળતો હતો તથા તેમાં એક નાગ બળતો હતો. નળે તે નાગને બળતો બચાવ્યો. આ નાગ તે કર્કોટક હતો. જેવો નળને કર્કોટક કરડયો કે, નળનું રૂપ ફેરવાઈ ગયું. તે શ્યામ વર્ણવાળો થઈ ગયો. કર્કોટકે કહ્યું કે, જ્યારે તું મારૂં સ્મરણ કરીશ કે તારૂં રૂપ તને પાછું તેવુંને તેવુ મળશે. પછી તે નાગે કહ્યું કે, તમે તમારૂં નામ બાહુક રાખજો તથા અયોધ્યામાં ઋતુપર્ણરાજાને ત્યાં તમો સારથિ થઇને રહેજો.

હવે વિદર્ભ રાજાએ પોતાના જમાઇ તથા પુત્રીની શોધ માટે એક સુદેવ નામના બ્રાહ્મણને મોકલ્યો. સુદેવ બ્રાહ્મણ શોધતો શોધતો ચેદિદેશમાં ગયો. ત્યાં તેને દમયંતીનો ભેટો થયો. બેઉની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પછી સુનંદાએ જાણ્યું કે, આ તો મારી માસીની છોકરી દમયંતી છે. એટલે તેને વિદર્ભ દેશ મોકલી આપી. પછી પર્ણાદ નામના એક બ્રાહ્મણને, જે શબ્દ નળ કે દમયંતી જ ઓળખી શકે, તેવા શબ્દની ટેલ નાખી દેશેદેશ ફરવા કહ્યું. આ બ્રાહ્મણ ટેલ નાંખતો નાંખતો અયોધ્યા આવ્યો. ત્યાં બાહુકે દમયંતી તથા તેના છોકરાંની ખબર પૂછી. પછી પર્ણાદ આ સમાચાર લઇ ઘેર

આવ્યો. દમયંતીએ સુદેવ બ્રાહ્મણને બોલાવી કહ્યું કે, તમે અયોધ્યાના રાજા ઋતુપર્ણ પાસે જાઓ તથા તેને કહો કે, કાલે દમયંતીનો સ્વયંવર છે, માટે આજેને આજે ગમેતેમ કરી તમારે વિદર્ભ દમયંતીને વરવા જવું જોઈએ. ઋતુપર્ણે બાહુકને બોલાવી એક દિવસમાં વિદર્ભ જવા કહ્યું. બાહુકે કહ્યું કે, હું એક દિવસમાં આપને વિદર્ભ પહોંચાડીશ. રસ્તામાં નળે ઋતુપર્ણને અશ્વવિદ્યા શીખવી તથા ઋતુપર્ણે તેના બદલામાં તેને દ્યૂતવિદ્યા શીખવી. એટલે નળ કળિનો પીછો છોડી ચાલતો થયો. પછી ઋતુપર્ણ તથા નળ કુંડીનપુર આવ્યા. ત્યાં દમયંતીએ બાહુકની અનેક પ્રકારે પરીક્ષા લીધી. પછી જાણ્યું કે આ નળ જ છે, એટલે તેમની પાસે જઇ આવો વેશ ધરવાનું કારણ પૂછ્યું. એટલે નળે પોતાને વીતેલી સર્વ વાત કહી. પછી નળે કર્કોટકનું સ્મરણ કર્યું, એટલે નળ પોતાના અસલ સ્વરૂપને પામ્યો. ઋતુપર્ણ પ્રસન્ન થયો તથા કુંડીનપુર કેટલોક વખત રહી, નળ તથા દમયંતી પોતાને દેશ ચાલી નીકળ્યાં. ત્યાં પુષ્કરને દ્યૂતમાં હરાવી, નળે પોતાનું રાજ્ય પાછું મેળવ્યું.

---

## (૧૯) દ્રૌપદી.

દ્રૌપદી એ પંચાળ દેશના રાજા દ્રુપદની પુત્રી તથા પાંડવોનાં ધર્મપત્ની થાય. દ્રુપદ રાજાએ પોતાની પુત્રી માટે કાંપિલ્ય નગરમાં સ્વયંવર રચ્યો હતો. આમાં એવું પણ હતું કે, જે કોઇ જળમાં દેખાતા મત્સ્યનું પ્રતિબિંબ જોઇ ઉપર રહેલ મત્સ્યને વીંધે, તેને સ્વયંવરમાં વરમાળ આરોપવી. દેશે દેશના અનેક રાજાઓ આ સ્વયંવરમાં આવ્યા હતા, પણ કોઇથી તે મત્સ્યને વીંધાઇ શકાયો નહિ. આખરે બ્રાહ્મણોના

વેશમાં રહેલા પાંડવોમાંથી અર્જુને મત્સ્યને વીંધ્યો, જેથી દ્રૌપદીએ અર્જુનને વરમાળ આરોપી. આ વખતે પાંડવો એક કુંભારને ઘેર ઉતર્યા હતા. દ્રૌપદી પણ તેમની સાથે ઉતરી તથા તેઓ કુંભારને ત્યાં જમ્યા. દ્રૌપદીને લુગડું પાથરી જમીનપર ત્યાં સૂઇ રહેવું પડયું, છતાં દ્રૌપદીએ આ દુઃખ મનમાં ગણ્યું નહિ. આ જ પાતિવ્રત્યની બલિહારી છે. જો કે આવી સ્થિતિમાં રહેવું પડયું, છતાં પતિવ્રતાધર્મને લીધે આમાં પણ સુખ માન્યું. હવે જો કે સ્વયંવરમાં દ્રૌપદીએ અર્જુનને વરમાળ આરોપી, છતાં પાંચ પાંડવોમાંથી કોણે વિધિપ્રમાણે તેની સાથે લગ્ન કરવાં, આ સંબંધી પ્રશ્ન ઉઠયો. આ શંકાનું નિરાકરણ શ્રી વ્યાસ ભગવાને કર્યું કે, પાંચે પાંડવોએ દ્રૌપદીની સાથે લગ્ન કરવાં. ત્યાર પછી દ્રૌપદીને લઇ પાંડવો હસ્તિનાપુર ગયા તથા પોતાના કાકા ધૃતરાષ્ટ્ર પાસેથી રાજ્યનો અર્ધો ભાગ લઇ તેઓએ ઇન્દ્રપસ્થમાં પોતાની રાજધાની સ્થાપી. હવે પાંડવો કૌરવોની સાથે જુગાર રમતાં સઘળું હારી ગયા ત્યારે તેણે મૂઠમાં દ્રૌપદીને મૂકી. તેને પણ હારી ગયા. ત્યારે દુર્યોધનના હુકમથી દુઃશાસન દ્રૌપદીને ભરસભામાં લાવવા માટે ગયો. આ વખતે દ્રૌપદી રજસ્વલા હતી. તેથી તેણે આવવા ના પાડી. ત્યારે દુઃશાસન તેનો ચોટલો પકડી તેને ભરસભામાં લાવ્યો. આ વખતે દ્રૌપદીને નગ્ન કરવા તેનાં કપડાં ઉતારવા માંડયાં. દ્રૌપદીએ શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ કર્યું તથા કહ્યું કે, આ વખતે તું મારી લાજ રાખનાર છે. શ્રીકૃષ્ણે અંતરિક્ષથી દ્રૌપદીનાં વસ્ત્રો પૂર્યાં તથા તેની લાજ રાખી.

આ સમયે દ્રૌપદીએ સર્વ સભાની વચમાં પ્રશ્ન કર્યો કે, યુધિષ્ઠિર પ્રથમ કોને હાર્યા ? પોતાના શરીરને કે મારા

શરીરને ? સભામાં સઘળા બેઠા હતા, પણ કોઇથી આનો ઉત્તર અપાઇ શકાયો નહિ. પછી ભીષ્મપિતામહે કહ્યું કે, યુધિષ્ઠિર જ્યારે હારી પરના દાસ થયા ત્યારે તેનું સ્વામીત્વ અન્યના શરીરપર રહ્યું નહિ. બીજી રીતે જોઇએ તો દાસની સ્રીએ દાસીત્વ કરવું જોઇએ. ત્રીજી રીતે જોતાં જુગારમાં શકુનીએ તમને જૂદાં મૂકયાં છે, જેથી યુધિષ્ઠિરની સાથે તમે દાસીરૂપ ગણાઇ શકો નહિ. વળી જો યુધિષ્ઠિર એમ જાણતા હોય કે, મારી હાર થવા પછી મારૂ સ્વામીત્વ દ્રોપદીપર રહ્યું નથી તો પછી ધર્મરાજ કેવી રીતે તેને હોડમાં મૂકી શકે ? આ રીતની અનેક શંકાઓ ઉઠે છે. ધર્મની રીતિ અત્યંત સૂક્ષ્મ છે. તમારા પ્રશ્નનો ખુલાસો કોઇથી પણ થઇ શકે એમ નથી. આ વખતે દુર્યોધનના ભાઇ વિકર્ણે કહ્યું કે, જુગારરૂપી વ્યસનમાં આસક્ત પુરૂષ ધર્મનું ઉલ્લંઘન કરે છે તથા તેની કરેલી ક્રિયા લોકો કબુલ રાખી શકતા નથી. માટે ધર્મરાજે દ્રૌપદીને હોડમાં મૂકયાં છે. માટે આ પ્રશ્ન દ્રૌપદીની તરફેણમાં જાય છે. આ સઘળા મુદ્દાઓ જોતાં દ્રૌપદી જિતાયલી નથી.

આહા ! તેમણે કેવો પ્રશ્ન કર્યો કે, જેથી આખી કૌરવોની સભા જવાબ આપતાં ગુંચવાઈ પડી. પાંડવોએ બાર વર્ષ સૂધી વનવાસ ભોગવ્યો તથા તેરમે વર્ષે ગુપ્ત રીતે વિરાટ નગરમાં રહ્યા ત્યારે દ્રૌપદી પણ તેમની સાથે રહ્યાં હતાં. બારમા વર્ષની અંતમાં જ્યારે તેઓ કામ્યક વનમાં હતાં ત્યારે દ્વારિકાથી શ્રીકૃષ્ણ પાંડવોને મળવા આવ્યા હતા. આ વખતે સત્યભામા પણ સાથે આવ્યાં હતાં. તેવામાં સત્યભામાએ દ્રૌપદીને પૂછયું કે, આપ કયા વશીકરણથી આપના પતિઓને જિતી શકયાં છો? ત્યારે દ્રૌપદીએ કહ્યું કે, પતિને કામણ-ટુમણ કરવું, એ વિચાર તદન હલકો છે. પતિની ઇચ્છાને

અનુસરવું, એ જ પતિને વશ કરવાનો મંત્ર છે. તે સિવાય બીજો નથી. એક વેળા જ્યારે તેઓ કામ્યક વનમાં હતાં તથા ધૌમ્ય મુનિના રક્ષણ નીચે મૂકી પાંડવો શિકારે ગયા હતા, તેવામાં સિંધુ દેશના રાજા જયદ્રથે તેનું હરણ કરવા માંડ્યું. આ વેળા દ્રૌપદીએ બહાદુરીથી પોતાનું રક્ષણ કરી પોતાનું શિયળ બચાવ્યું હતું.

પાંડવો જ્યારે વિરાટના દરબારમાં ગુપ્ત રહ્યા ત્યારે દ્રૌપદી પણ સૈરંધ્રીનું નામ ધારણ કરી, વિરાટ રાજાની રાણી સુદેષ્ણાની પાસે દાસી તરીકે રહી હતી. આ વખતે વિરાટના સાળા કીચકની સૈરંધ્રીપર નજર બગડી તથા દ્રૌપદીપર બળાત્કાર કરવાનો નિશ્ચય કર્યો. તેવામાં યુક્તિથી સૈરંધ્રીએ ભીમની પાસે કીચકને મરાવી નખાવ્યો હતો.

જ્યારે કૌરવ પાંડવોની લડાઈ પૂરી થઈ તથા કૌરવો તદન હારી ગયા, તેવામાં ગુરૂ દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા પાંડવોની છાવણીમાં રાત્રીમાં આવ્યો તથા દ્રૌપદીના પાંચે પુત્રોને ઉંઘતા મારી નાંખ્યા. આ વખતે અર્જુને પણ લીધું કે, તમારા પુત્રોના મારનારનું ધડ સવાર પડતા પહેલાં તમારી પાસે લાવું છું. અર્જુન ધનુષ લઇ અશ્વત્થામાને મારવા માટે નીકળ્યો. અર્જુન તથા અશ્વત્થામા વચ્ચે યુદ્ધ થયું. અશ્વત્થામા હાર્યો તથા તેને પકડી દ્રૌપદી પાસે લાવ્યો. આ વખતે દ્રૌપદીએ જાણ્યું કે, મારા પુત્રો મરવાના હતા તે મર્યા. પણ ગુરૂના પુત્રને મારી તેમના વંશનું છેદન કરવું, તે ઉચિત નહિ. આથી અર્જુનને તેમણે કહ્યુ કે, ગુરૂપુત્ર વધને યોગ્ય નથી. માટે એને છોડી મૂકો." આ વખતે શ્રીકૃષ્ણ દ્રૌપદીનાં ઘણાં વખાણ કરવા લાગ્યા. જ્યારે પાંડવો હિમાલયપર ગયા ત્યારે દ્રૌપદી પણ તેની સાથે ગયાં હતાં તથા પાંડવોની સાથે તેઓ પણ સ્વધામે પહોંચ્યાં હતાં.

## (૨૦) નર્મદા.

નર્મદા કૌશિક ગોત્રમાં જન્મેલા એક બ્રાહ્મણ સાથે પરણી હતી. આ બ્રાહ્મણ દુરાચારી હતો તથા દુરાચારને લીધે તેના આખા શરીરપર કોઢ થતો હતો તથા તેના આખા શરીરમાંથી લોહી તથા પરૂ વહેતાં હતાં. નર્મદા તેના શરીર પરથી લોહી પરૂ વગેરે લૂછી નાંખતી તથા તેને બેસાડી, સુવાડતી તથા અનેક પ્રકારે પતિની સેવા કરતી હતી. નર્મદાનો પતિ ઘણો ક્રોધી હતો. એક વેળા તેણે પોતાની સ્રીને હુકમ કર્યો કે, મને અત્યારે રાતના જ મારી રાખેલી બૈરી પાસે લઇ જા. નર્મદાએ કાછડો મારી પતિને ખાંધે બેસાડી, તેને તેની રાખેલી સ્રી પાસે લઇ જવા નીકળી. રાત્રી અંધારી હતી. રસ્તામાં ચાલતાં માંડવ્ય ઋષિને શૂલીપર લટકાયેલા હતા.આ ઋષિનેનર્મદાના પતિના પગનો સ્પર્શ થયો. એટલે માંડવ્યે શાપ આપ્યો કે, જેના પગનોમને સ્પર્શ થયો છે તે સવાર પડતાં પહેલાં મૃત્યુને શરણ થાઓ. પછી નર્મદા પોતાના પતિને તેના કહેવા પ્રમાણે સ્થળે લઇ ગઇ તથા આવતી વખતે તે બોલી કે, જો હું પતિવ્રત પાળનારી હોઉં તો સૂર્ય નારાયણ ઉગે નહિ. આમ કહેવાથી કેટલો વખત થઇ ગયો, પણ સૂર્ય નારાયણ ઉગ્યા નહિ. આથી દેવો તથા મનુષ્યોમાં મહાન્ ગભરાટ થઇ રહ્યો. પછી દેવો અનસૂયા પાસે ગયા તથા તેને કહ્યું કે, નર્મદાને સમજાવી સૂર્યનો ઉદય કરાવો તો સારૂ. અનસૂયા નર્મદાને આશ્રમે ગયાં તથા તેને કહ્યું કે, તું સૂર્યને ઉગવાનું કહે. હું તારા પતિને મરણ પછી તરત જીવતો કરીશ. પછી નર્મદાએ સૂર્યને આજ્ઞા કરી, એટલે સૂર્યનારાયણનો ઉદય થયો. તથા અનસૂયાએ તેના પતિને માંડવ્યના શાપથી મરણ પામ્યા પછી

તુરત જીવતો કર્યો. કૌશિક બ્રાહ્મણ પણ અનસૂયાના સ્પર્શથી કોઢથી રહિત થયો, તેના સર્વ પાપો નાશ પામ્યા તથા તે દિવ્ય સ્વરૂપે થઇ ગયો. પછી નર્મદા તથા તેનો પતિ આનંદથી કાળ વ્યતીત કરવા લાગ્યાં.

---

## (૨૧) મૈત્રેયી.

મૈત્રેયી યાજ્ઞવલ્કય ઋષિનાં પત્ની થાય. યાજ્ઞવલ્કયને મૈત્રેયી સિવાય કાત્યાયની નામે બીજી સ્ત્રી હતી. મૈત્રેયી તથા કાત્યાયની બેઉ હળી મળીને સીખી ભાવથી રહેતાં હતાં તથા પતિસેવા ઉઠાવતાં હતાં. કાત્યાયની ગૃહકાર્યમાં કુશળ હતી તથા મૈત્રેયી અધ્યાત્મ જ્ઞાનની અંદર ઉંડી ઉતરેલી હતી. એક સમયપર જયારે યાજ્ઞવલ્કય મુનિ સંસાર છોડી વનમાં જવા માટે તૈયાર થયા ત્યારે તેમણે પોતાની બેઉ સ્ત્રીઓને પોતાની પાસે બોલાવી પોતાનું જે ધન હતું, તે બેઉ સ્ત્રીઓવચ્ચે વહેંચી આપવા માંડયું. કાત્યાયની તે સાંભળી કશું બોલી નહિ. પણ મૈત્રેયી જે અધ્યાત્મ જ્ઞાનમાં કુશળ હતી, તેણે પૂછયું કે, જે ધન તમો અમને આપો છો તે ધનથી આ લોક તેમજ પરલોક એમ બેઉ લોક શું અમારા સુધરશે? યાજ્ઞવલ્કય બોલ્યા કે, હે મૈત્રેયી! આ ધનવડે તમો આ લોકમાં સુખચેનથી રહી શકશો, પણ પરલોક સુધારવા માટે આ ધન નથી. પરલોક માટે આ પાર્થિવ ધન કશા પણ કામનું નથી. ત્યારે મૈત્રેયીએ કહ્યું કે, આવા ધનની મારે કાંઇ પણ જરૂર નથી. જે ધનવડે શાશ્વત સુખની પ્રાપ્તિ થાય. એવું ધન મને આપો. પછી યાજ્ઞવલ્કય મુનિએ, મૈત્રેયીને બ્રહ્મજ્ઞાન સંબંધી ઉપદેશ કર્યો. આ બાબત આત્મપુરાણના સાતમા અધ્યાયમાં ઘણી સારી

રીતે વર્ણવી છે. યાજ્ઞવલ્કયે કહ્યું કે, સ્ત્રી પોતાના પતિને પ્રિય લાગે છે, તે પત્નીના લાભ માટે નહિ, પણ તે સ્ત્રી મારા આત્માનું રક્ષણ કરતી હોવાથી તે પ્રિય લાગે છે. તેજ પ્રમાણે પુત્ર પણ પિતાના આત્માનું ઘડપણમાં રક્ષણકર્તા હોવાથી પિતાને પુત્ર પ્રિય લાગે છે. તેજ પુત્ર જો પિતાના કહ્યા પ્રમાણે નથી ચાલતો તો પિતાને અપ્રિય થઇ પડે છે. માટે આ જગતમાં ચાર પ્રકારની વસ્તુઓ રહેલી છે. કેટલીક વસ્તુઓ જે આત્માને હાનિ કરનારી હોય છે તે અપ્રિય લાગે છે. જે વસ્તુ આત્માને લાભ કરનારી હોય છે તે પ્રિય લાગે છે. વળી જે વધારે લાભ કરનારી હોય છે તે વધારે પ્રિય લાગે છે. પણ આ અપ્રિય, પ્રિય તથા વધારે પ્રિય આ સઘળી બાબતો આત્માને માટે હોય છે. માટે આત્મા પ્રિયતમ અર્થાત્ સૌથી વધારે પ્રિય કહેવાય છે. આ આત્મા શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવા યોગ્ય છે. આત્માનું પ્રતિપાદક વેદાંત છે. આ વેદાંતને સાંભળવું, તેનું નામ શ્રવણ છે. આપણે જે કાંઇ સાંભળ્યું હોય તેનું એકાંતમાં ચિંતન કરવું,તેનું નામ મનન છે. આ મનન થઇ રહ્યા પછી તે મનન કરેલ વસ્તુને પૂર્ણ અનુભવમાં મૂકવી તેનું નામ નિદિધ્યાસન છે. હે મૈત્રેયી! સર્વ પદાર્થો બ્રહ્મને અવલંબી રહેલા છે. આત્મા તેજ બ્રહ્મ છે. મૈત્રેયીઃ–હે પ્રભુ! આ આત્મા શું મોહમાં ફસાય છે કે નહિ? યાજ્ઞવલ્કયઃ–હે મૈત્રેયી! આ આત્મા મોહમાં ફસાતો નથી. તે અજર, અમર, સર્વ પ્રકારના સંસારિક પાશોથી કમળના પત્રપર રહેલા જળની માફક રહિત છે.

આ રીતનાં જ્ઞાનવાળાં યાજ્ઞવલ્કયનાં વચનો સાંભળી વિદુષી બ્રહ્મજ્ઞાનમાં પ્રીતિવાળી થઈ. વિદ્યા ગ્રહણ કરવામાં તેની બુદ્ધિ ઘણી જ ચંચળ હતી. જે વેળા યાજ્ઞવલ્કયમુનિ સંન્યસ્ત

દીક્ષા લઈ વનમાં તપ કરવા નીકળી પડયા તે વખતે મૈત્રેયી-એ પણ અલિંગ સંન્યાસ ધારણ કર્યો તથા પોતાના પતિ સાથે વનમાં ફળ ફૂલ ખાઇને પિતાની સેવા કરવાનું અંગીકાર કર્યું હતું. પોતે પણ સ્વામી સાથે આત્મસાક્ષાત્કારવાળાં થયાં હતાં.

---

## (૨૨) મંદોદરી.

મંદોદરી મય નામના શિલ્પવેત્તા દાનવની પુત્રી હતી. આ મંદોદરી રાવણ સાથે પરણી હતી. તેનામાં ક્ષમા તથા પવિત્રતા હતી. જ્યારે રાવણ ક્રોધી, અહંકારી તથા કામી હતો ત્યારે મંદોદરી પોતાના પતિને પરમેશ્વરરૂપે માનનારી હતી. જ્યારથી સ્વયંવરમાં રાવણે સીતાને જોયાં ત્યારથી રાવણની દૃષ્ટિ સીતાપર બગડી હતી. મંદોદરીએ ઘણીવાર રાવણને સમજાવ્યું હતું કે, પરસ્રીપર આવી કુદૃષ્ટિ કરવી તે સારી નહિ. પણ રાવણે મંદોદરીના ઉપદેશને ગણકાર્યો નહિ તથા એક વેળા જ્યારે રામ લક્ષ્મણ અરણ્યમાં રહેતા હતા તેવામાં સીતાને એકલી જોઇ તેનું હરણ કરી ગયો. સીતાનું હરણ કરી લાવ્યા પછી અશોકવાટીકામાં રાખી. આ વખતે મંદોદરીએ કહ્યું કે, તમો આ પરસ્રીનું હરણ કરો છો, તેથી આપના રાજ્યનો નાશ થશે માટે આપ જો સીતાને તેના પતિને સોંપી દ્યો તો સારૂં થાય. રાવણે કહ્યું કે, જે મારા નસીબમાં થનાર હશે તે થશે, પણ હું સીતાને રામને પાછી આપનાર નથી. મંદોદરી એકાંત પ્રસંગ શોધી અનેકવાર સીતાની પાસે જતાં તથા તેને અનેક દૃષ્ટાંતો આપી ધીરજ આપતાં હતાં. સીતા તરફથી મંદોદરીને એવું જ્ઞાન મળ્યું કે, પરમાત્માના સત્ય સ્વરૂપને તેઓ ઓળખી શકયાં. તેમણે સીતાની પ્રદક્ષિણા કરી

તથા સ્તુતિ કરી કે, આપ જ માયાનું સ્વરૂપ છો. પછી તે રાવણ પાસે જઇ તેના પગમાં પડી કરગરીને કહ્યું કે, સીતા કાંઇ મનુષ્ય નથી, પણ દૈવી પુરૂષ છે. આપ આ પ્રમાણે સીતાને દુભાવશો તેથી આપનું સારૂં થશે નહિ. રાવણે મંદોદરીની કોઇ રીતની શિખામણ માની નહિ. તેણે કહ્યું કે, જેમ રામને પોતાના બળ માટે ગર્વ છે, તેમ મને પણ મારા બળ માટે ગર્વ છે. હું એ જોગટાને કહી શરણે જાઉં એમ નથી. હું તો રામની સાથે યુદ્ધ કરી મારૂં પરાક્રમ બતાવીશ. પછી મંદોદરી ખિન્ન થઇ કાળ નિર્ગમન કરવા લાગી. રામે તથા લક્ષ્મણે હનૂમાન્દ્વારા જાણ્યું કે, સીતાને રાવણ હરણ કરી લંકા લઇ ગયો છે, એટલે રામે તથા લક્ષ્મણે વાનરોની મોટી સેના લઇ લંકાપર ચઢાઇ કરી. રાવણે મોટા યોધાઓને રામની સાથે લઢવા માટે મોકલ્યા. સઘળા યોધાઓ મરી ગયા પછી કુંભકર્ણ તથા ઇન્દ્રજિતને પણ મોકલ્યા. તેઓ પણ રણમાં નાશ પામ્યા. પછી રાવણ પોતે લઢવા માટે તૈયાર થયો. આ વખતે મંદોદરીએ રાવણને ઘણું સમજાવ્યું, પણ તે એકનો બે થયો નહિ. આખરે મહાન્ યુદ્ધ થયું. લોહીની નીકો વહી તથા રાવણ પણ રણમાં મરાયો. રાવણનું ધડ પડવાથી મંદોદરી પોતાના પતિનું શબ લેવા રામચંદ્રજી પાસે ગઇ. આ વખતે રામચંદ્રજીએ મંદોદરીને અનેક પ્રકારનો ઉપદેશ દીધો. રામે કહ્યું, આ શરીર નાશવાન્ છે. આત્મા તો અજર તથા અમર છે. તેનો આપને શોક કરવો યોગ્ય નથી. જો કે રાવણ આવો પાપી હતો, છતાં તમોએ તેની પતિરૂપે સારી સેવા બજાવી છે. આપના પાતિવ્રત્યના પ્રભાવથી પ્રાતઃકાળમાં જે પાંચ સતીઓનાં નામ સ્મરણ કરવામાં આવે છે, તેમાં આપના નામનું સ્મરણ કરશે.

## (૨૩) રેણુકા.

રેણુકા રેણુક નામના રાજાની કન્યા થતાં હતાં. એમનાં લગ્ન જમદગ્નિ નામના ઋષિ સાથે થયાં હતાં. એમની કુખે પૃથ્વીને એકવીશવાર નિઃક્ષત્રિય કરનાર પરશુરામ નામે પુત્ર જન્મ્યા હતા. એક વેળા રેણુકા ગંગાનદીમાં જળ ભરવા ગયાં હતાં, તેવામાં ત્યાં એક ગંધર્વ પોતાની પત્નીઓ સાથે ક્રીડા કરતો હતો. રેણુકાએ તે તરફ જોયું તથા પોતાનું મન વિષયથી આસકત થયું. કેટલીકવાર સૂધી બેડુ કીનારાપર મૂકી તેઓ એક ચિત્તથી આ ક્રીડા જોયા કરતાં હતાં. પણ પછીથી તેમને એકદમ જ્ઞાન આવ્યું કે, મેં મારૂં પાતિવ્રત્ય ગુમાવ્યું. હું કેવી અભાગણી, કે મેં આવાની તરફ નજર કરી. મારા જેવી કોઇ પાપિની નહિ હોય. તેના મનમાં ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. પછી નદીમાંથી પાણી લઇ ઘેર આવ્યાં ત્યારે તેનું મુખ ચિંતાથી ગ્લાનિ પામેલું જોયું. આ વખતે જમદગ્નિએ ચિંતાતુર થવાનું કારણ પૂછયું. ત્યારે રેણુકાએ પોતાને જે વાત વીતી હતી, તે સઘળી કહી સંભળાવી. આ વખતે જમદગ્નિ સમાધિવડે રેણુકાની સઘળી વાત જાણી લઇ તેનાપર ક્રોધે ભરાયા; તથા પોતાના પાંચ પુત્રો હતા, તેમાંથી વડાને રેણુકાને મારી નાંખવાને હુકમ કર્યો. પણ તેણે આવું કામ કરવાની ના પાડી. ત્યાર બાદ એક પછી એક બધા પુત્રોને કહ્યું, પણ તે સઘળાઓએ ના પાડી. પછી સૌથી નાના પુત્ર પરશુરામે કહ્યું કે, તું આ કાર્ય કરે છે કે નહિ ? પરશુરામે કહ્યું કે, હું પિતાની કોઇ પણ આજ્ઞા હોય, તે ઉઠાવવા તૈયાર છું.

પછી તેણે પરશુ લઇ પોતાની માતા રેણુકાનું મસ્તક કાપી નાંખ્યું. આ પ્રમાણે પુત્રને પોતાની આજ્ઞા પાળનારો

જોઇ ઋષિયે તુરત તેને વરદાન માગવાનું કહ્યું. આ વખતે પરશુરામે એટલું માગી લીધું કે, મારી માતાને સંજીવની વિદ્યાથી પાછું જીવિતદાન આપો. તે જ વખતે ઋષિએ રેણુકાને જીવિતદાન દીધું. પછી પરશુરામ પોતાની માતાને પોતાના અપરાધને માટે પગે પડયા તથા તેની ક્ષમા માગી. માતા કહે કે, એમાં તારો કોઇ રીતનો અપરાધ નથી. પુત્ર તેજ કે, જે પિતાની કોઇ પણ આજ્ઞા હોય તે પાળે. આચાર્ય, દેવ તથા પિતાની આજ્ઞા પાળનાર હમેશ આ જગતને વિશે તથા પરલોકમાં સુખી થાય છે. મારી તને આશીષ છે કે, તું આ લોકમાં મહાન્ યશને પામીશ તથા તારૂં નામ શૂરવીરપણાને પામશે. માતાની આશીષથી પરશુરામ એક મહાન્ શૂરવીર યોધારૂપે પ્રસિદ્ધ થયા હતા તથા તેમની કીર્તિ હજી સૂધી ગવાય છે.

---

## (૨૪) લીલાવતી.

લીલાવતી ભાસ્કરાચાર્ય જોશીના પુત્રી થાય. ભાસ્કરાચાર્યને લીલાવતી એકનીએકજ પુત્રી હતી. તેના જન્મ કુંડળીપરથી ભાસ્કરાચાર્યે જોયું કે, તેને પતિનું તથા પુત્રનું બીલકુલ સુખ નથી. પછી લીલાવતી જ્યારે વિવાહને યોગ્ય થઇ ત્યારે તેના પિતાએ એક એવુ મુહૂર્ત જોઇ કાઢયું કે, જો તે સમયે પોતાની પુત્રીનાં લગ્ન થાય તો કન્યાને વૈધવ્ય પ્રાપ્ત ન થાય. તેમજ તેને પુત્રની પણ પ્રાપ્તિ થાય. લગ્નને દિવસે તેણે દેશેદેશના પંડિતોને બોલાવ્યા તથા પોતાની પુત્રીના ખરા મુહૂર્તને માટે તેણે એક વાસણમાં પાણી રેડી, તેમાં ઘડી મૂકી. અર્થાત્ નાના છિદ્રવાળું એક વાસણ તેમાં તરતું મૂકયું. આ વાસણ જે વખતે

ડૂબે, તે વખતે પોતાની પુત્રીનો કન્યાદાન કરવાનો નિશ્ચય કર્યો હતો. હવે આ ઘડીનેત્યાં બેઠીબેઠી લીલાવતી પણ જોતી હતી. તેવામાં લીલાવતીના મુકુટમાંથી એક ઝીણું મોતી નીકળી પડયું તથા પેલા વાડકાના છિદ્રમાં ભરાઇ ગયું. ઘણો વખત થયો, પણ પેલું વાસણ તેમાં ડૂબી શકયું નહિ. આખરે ભાસ્કરાચાર્યે તે વાસણ ઉપાડીને જોયું તો તેના છિદ્રમાં એક મોતી ભરાઇ ગયું હતું, જેથી તે વાસણ ડૂબ્યું નહિ. આખરે ભાસ્કરાચાર્યે જાણ્યું કે, નસીબ જ બળવાન્ છે. તેની આગળ કોઇનું પણ ચાલે એમ નથી. એમ માની પોતાની છોકરીનાં આવેલા વરની સાથે લગ્ન કર્યાં. પણ સમય થવે તે કન્યાનો પતિ મરણ પામ્યો તથા તે કન્યાને વૈધવ્ય પ્રાપ્ત થયું. લીલાવતીના પિતાએ જાણ્યું કે, પુત્ર કરતાં આ કન્યાની કીર્તિ હમેશને માટે જગતમાં ગવાઇ રહે તેવું કરવું. આથી તેણે એના નામથી અર્થાત્ લીલાવતીના નામથી ગણિત કાઢયું, જે ગણિત હાલમાં પણ ચાલે છે તથા અકબર પાદશાહના વખતમાં ફૈજી નામના કવિએ તેનુ ઉર્દૂમાં ભાષાંતર પણ કર્યું હતું. આ ભાસ્કરાચાર્ય બેદર દેશના રહેવાશી હતા, એમ આ ઉર્દૂમાં કરેલ પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવેલ છે. તેણે પોતાની પુત્રીને ગણિતમાં એકકો બનાવી હતી. તે ગણિતમાં એવી હોશિયાર બની હતી કે, બે મિનિટમાં ગણિતના બળવડે એક ઝાડની ડાળીપર કેટલાં પાંદડાં છે, તેની પણ ગણત્રી કરી કહી શકતી હતી. આ વિદુષીએ પોતાનું આખું જીવન જ્યોતિષના જ્ઞાનમાં ગુમાવ્યું હતું તથા તે જ્યોતિષશાસ્ત્રમાં એવી પારંગત થઇ હતી કે, તેના જેવી કોઇ પણ જ્યોતિષી અત્યાર સૂધી ભારત વર્ષમાં થઇ નહતી તથા હવે પછી પણ થશે. નહિ. ધન્ય છે, આવી વિદુષીને, કે જેનું નામ હજી પણ લોકમાં અમર છે.

## (૨૫) સતી.

બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિ મનુ રાજાની પુત્રી પ્રસૂતિની સાથે પરણ્યા હતા. દક્ષને પ્રસૂતિથી સોળ કન્યાઓ થઇ હતી. આમાંથી પ્રથમની તેર કન્યાનાં લગ્ન ધર્મની સાથે, એકનું લગ્ન અગ્નિ સાથે, એકનું સઘળા પિતૃદેવો સાથે તથા સોળમી સતીનું લગ્ન મહાદેવજી સાથે થયું હતું. પ્રજાપતિએ એક હજાર વર્ષ ચાલે એવો એક મહાન્ યજ્ઞ આરંભ્યો. આ યજ્ઞમાં જ્યારે દક્ષ પ્રજાપતિ ગયા ત્યારે બ્રહ્મા તથા મહાદેવ સિવાય સઘળા ઉભા થઇ દક્ષને માન આપવા લાગ્યા. બ્રહ્મા તો પોતાના પિતા થાય,તેથી તેના પર દક્ષને ક્રોધ થયો નહિ. પણ મહાદેવ મને જોઇને કેમ ઉભા થયા નહિ. તેથી તેને મહાન્ ક્રોધ ઉત્પન્ન થયો. આ સમયે દક્ષનો ક્રોધ સમાઈ શકયો નહિ. તેણે કહ્યું; મેં બ્રહ્માના કહેવાથી શંકરને મારી પુત્રી આપી. આ મહાદેવ કોઈ મોટા માણસને આવકાર આપવો તે પણ સમજતો નથી. મોટા માણસ સાથે કેમ વર્તવું, તેનું પણ આને જ્ઞાન નથી. હું આથી શાપ આપું છું કે, બ્રહ્માદિ દેવો સાથે આજ પછી મહાદેવને પોતાનો ભાગ મળશે નહિ. જો કે આ વખતે મહાદેવ તો મૂગા બેસી જ રહ્યા. પણ તેમના ગણો નંદીશ્વર આદિ દક્ષના પર ઘણા ગુસ્સે થયા. ઋષિઓએ બેઉ પક્ષોને એકઠા કરવા મોટાં યત્ન કર્યો, પણ તે સઘળો ફોકટ ગયો. આ તકરાર થઈ ગયા પછી સતી બીલકુલ પોતાને પીએર જતાં હતાં નહિ.

કેટલોક સમય પછી સતી કૈલાસના ઉપવનમાં ફરતાં હતાં. તેવામાં આકાશ માર્ગેથી ઘણાં વિમાનો નીચે જમીન ઉપર ઉતરતાં જોયાં. આ શું હશે, તે સંબંધી સતી વિચાર

કરતાં હતાં. એટલામાં આકાશ માર્ગે નારદ મુનિ ત્યાં ઉતરી આવ્યા. દેવીએ નારદને પૂછ્યું કે, હે ભગવન્! આ દેવો ક્યાં જાય છે! આ વખતે નારદે મરચું ભભરાવી કહ્યું કે, સતી! શું આપને ખબર નથી કે, આપના પિતા બૃહસ્પતિસવ નામનો મહાન્ યજ્ઞ કરવાનો આરંભ કરે છે. તેઓ દીકરી તથા જમાઇને વિસરી જાય એમ નથી. છતાં જો ભૂલથી વિસરી જવાયું હોય તો કન્યાની ફરજ છે કે; પોતાના પિતાનું હલકું દેખાડવું નહિ તથા પિતાના યજ્ઞમાં જવું જ જોઈએ. નારદ મુનિનાં આ રીતનાં વચન સાંભળી સતીને દક્ષના યજ્ઞમાં જવાનો વિચાર થયો. તેમણે નારદ મુનિને રોકવાનું કહ્યું. પણ નારદ મુનિ કહે કે, મારે તો ત્રિવેણી પર જવાનું છે. આપનું વચન શંકર ઉથાપે એમ નથી. માટે એમને તેડી તમો ત્યાં આવો. પછી જ્યાં શંકર બેઠા હતા ત્યાં સતી ગયાં તથા પોતાના પતિને કહ્યું કે, મારા પિતા મોટો યજ્ઞ કરે છે, માટે આપણે ત્યાં જવું જોઇએ. મહાદેવ કહે; "આપણને બીલકુલ આમંત્રણ નથી તો આપણે ત્યાં કેવી રીતે જઈ શકીએ?" સતી બોલ્યાં: "આપને ખરા ખોટાનો તોલ નથી. મારા પિતા આપને ભૂલે એમ નથી. પણ આપતો મને છેતરો છો. આપને આમંત્રણ આવ્યું હશે, પણ આપને નહિ આવવું હોય, તેથી આમંત્રણ નથી આવ્યું એમ કહો છો." મહાદેવ બોલ્યા: તેમની તરફથી બીલકુલ આમંત્રણ નથી. તેથી હું આવી શકીશ નહિ. જો તમને આગ્રહ હોય તો તમે ભલે જાઓ. મારી તેમાં ના નથી. પછી શંકરપર રીશે ભરાયલાં સતી દક્ષના યજ્ઞમાં ગયાં. મહાદેવજી આગળથી સઘળું પરિણામ જાણતા જ હતા. તેથી સતીને નંદી આદિ ગણોને સાથે લઈ જવા કહ્યું. સતી યજ્ઞમાં ગયાં, પણ તેની સખીઓએ

તથા માતાએ પણુ સતીને આવકાર આપ્યો નહિ. આથી સતીના મનમાં ઘણું લાગી આવ્યું. પછી તેઓ યજ્ઞ મંડપમાં ગયાં. ત્યાં જુવે છે તો સઘળા દેવોનું સ્થાપન, પણ શંકરનું સ્થાપન મળે નહિ. તે જ પ્રમાણે દક્ષે સતીને બોલાવ્યાં પણ નહિ. આ વખતે સતીએ કહ્યું; મને ધિક્કાર છે કે, પતિથી અવગણના કરી પિતૃ પ્રેમથી દોરવાઈ હું આપને મળવા આવી. જયાં પોતાના પતિનું સન્માન ન હોય, ત્યાં સાધ્વી સ્ત્રીએ કદીપણ જવું જોઇએ નહિ. જયારે અહીં શંકરનું આવાહન વગેરે કોઈપણ નથી. માટે આ યજ્ઞમાં લાહ્ય ઉઠજો." સતીના આ વચનથી એક-દમ તે યજ્ઞ સળગી ઉઠયો. પછી પગના અંગુઠામાંથી અગ્નિ ઉત્પન્ન કરી સતી ત્યાં જ બળી મૂવાં. આજ સતીએ હિમા-લયને ત્યાં જન્મ લઇ પાર્વતી રૂપે મહાદેવને પાછાં વર્યાં હતાં. જે પોતાના પતિને અપમાન કરનાર હોય છે તેવા પિતાની પુત્રી કહેવડાવવું, તે પણ સાધ્વી સ્ત્રીઓને ગમતું નથી.

---

## (૨૬) સુકન્યા.

વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિ રાજાને સુકન્યા નામની એક કન્યા હતી. રાજા એક વેળા સઘળા સૈન્યને તથા કન્યાને લઈ અરણ્યમાં ફરતો હતો. તે ચ્યવન ઋષિના આશ્રમ આગળ આવી પહોંચ્યો. કેટલોક કાળ થયાં ચ્યવન મુનિ ત્યાં તપ કરતા હતા. તેમનો આશ્રમ છિન્નભિન્ન થઈ ગયો હતો તથા તપ કરતા મુનિના શરીરપર રાફડો બાઝી ગયો હતો. માત્ર રાફડામાંથી તારારૂપે ચકચકતી તેની બે આંખો દેખાતી હતી. સુકન્યા પોતાની બેનપણીઓને સાથે લઈ આ આશ્રમની આમ-તેમ ફરતી હતી. તે આ રાફડા આગળ આવી તથા આ

ચકચકતા પદાર્થની અંદરશૂળ ઘોંચી. આથી તેમાંથી લોહી વહેવા માંડયું. સુકન્યા જાણે કે આ કોઈ વસ્તુ હશે, એમ જાણી ત્યાંથી ચાલવા માંડયું. હવે ચ્યવનમુનિ જે તપ કરતા હતા, તેના તપનો ભંગ થવાથી તથા તેની આંખમાં વેદના થવાથી શર્યાતિ રાજાના આખા સૈન્યમાં ઝાડો તથા પિશાબ બંધ થઈ ગયાં. રાજાએ પોતાના માણસોને પૂછયું કે, કયા ઋષિની અવગણના થઈ છે કે જેથી આ પ્રમાણે વિપરીત પરિણામ આવ્યું ? આ વખતે સુકન્યા પોતાના પિતા પાસે આવીને કહેવા લાગી કે, હું પાસેના અરણ્યમાં મારી સખી સાથે ગઈ હતી. ત્યાં એક રાફડામાં બે ચકચકતી વસ્તુઓ જોઈ. મેં જિજ્ઞાસાને લીધે તેમાં શૂળ ઘોંચી. આ શૂળને લીધે તે ચકચકતી વસ્તુમાંથી લોહીની ધારા વહેવા લાગી. તુરત રાજા તે રાફડા પાસે ગયો તથા ત્યાં ખોદાવ્યું તો તેમાંથી ચ્યવન ઋષિ નિકળ્યા. ઘણો સમય તપ કરતા હોવાથી તેમનું શરીર કાષ્ઠના સરખું થઈ ગયું હતું. વળી અધુરામાં તેમની આંખો પણ આ કન્યાના શૂલને લીધે ગઈ. પછી રાજા તેમના પગમાં પડયા તથા મુનિની ક્ષમા માંગી. મુનિએ તેઓને ક્ષમા આપી, પણ તે સાથે એટલું કહ્યું કે, હવે હું અંધ થયલો હોવાથી મારાથી કોઈ પણ ધર્માદિક કાર્ય થઈ શકશે નહિ, માટે આપની પુત્રીનાં લગ્ન મારી સાથે કરો. આ વખતે સુકન્યા પોતાના પિતા પાસે આવી તથા પિતાને કહેવા લાગી કે, મારાં એવાં અહો ભાગ્ય કયાંથી, કે આવા તપસ્વી મુનિની મને સેવા કરવાની મળે ? વળી મારાથી જ આ અપરાધ થયો છે. માટે મારેજ આનું ફળ ભોગવવું જોઈએ. પછી સુકન્યા ચ્યવન મુનિ સાથે પરણી.

સુકન્યા પોતાનેઃ સઘળો સમય પતિની કેવી રીતે સેવા થાય, તેમાં જ કાળ નિર્ગમન કરતી હતી. સવારમાં ઉઠી પતિને

માટે અગ્નિહોત્રાદિનાં પાત્રો તથા બીજી જે કાંઈ સામગ્રી જોઇએ, તે આણી આપતી. ત્યાર બાદ ભોજનાદિ સર્વ કાર્યથી પરવારી પતિના શરીરની સારા ઉપચારોવડે સેવા કરતી. આમ કેટલોક સમય તેમણે પતિની સેવામાં ગાળ્યો. એક વેળા અશ્વિનીકુમાર નામના દેવોના વૈદ્યો ચ્યવન મુનિને ત્યાં આવ્યા. આ વખતે ચ્યવનમુનિએ તે વૈદ્યોની બહુ આગતા-સ્વાગતા કરી તથા કહ્યું કે, જો તમો મારી યુવાવસ્થા કોઈ પણ રીતે આપો તો હું તમોને સોમયાગમાં આપને સોમ-રસનું પાન કરનારા કરૂં. જો કે તમો વૈદ્યોનો કનિષ્ઠ ધંધો કરતા હોવાથી તમોને દેવોએ સોમરસના પાનમાંથી બહિષ્કૃત કર્યા છે, છતાં હું તમને તમારો ભાગ આપીશ. પછી વૈદ્યોએ ચ્યવનમુનિને કહ્યું કે, તમો આ પાસેના સિદ્ધિપ્રદના જમના ધરોમાં નાહો તથા આ જે અંજન તમને આપું છું તે આંજો. આ પ્રમાણે કરવાથી મુનિ દેખતા થયા તથા તે ધરોમાં નહાવાથી તેઓ યુવસ્થાને પામ્યા તથા અશ્વિનીકુમારના સરખા જ દેહને પામ્યા. સુકન્યા ત્રણને એક સરખા જોઈ આમાં ચ્યવન મુનિ કયા, તે ઓળખી શકી નહિ. પછી તે અશ્વિનીકુમારને પગે પડી, એટલે સુકન્યાની પતિભક્તિની પ્રશંસા કરવા લાગ્યા તથા તેના પતિ જે યુવવાસ્થાને પામ્યા હતા, તે સુકન્યાને બતાવીને કહ્યું કે, હવે તમો સાચા પ્રેમથી રહો તથા જેવું આપનું નામ છે તે જ પ્રમાણે પતિસેવા બજાવી આ લોક તથા પરલોકને સિદ્ધ કરજો. આ પછી કેટ-લોક સમય ગયા કેડે, એક વેળા શર્યાતિ રાજા ચ્યવનમુનિને સોમયજ્ઞ કરવા માટે તેડવા આવ્યો. આ વખતે ચ્યવનમુનિનાં સુકન્યા પગ ચાંપતી હતી. શર્યાતિ રાજા પોતાની કન્યાને કોઇ યુવાન પુરૂષના પગ ચાંપતી જોઇ, તેનાપર ક્રોધે ભરાયા તથા

પોતાની છોકરીને ઘણો ઠપકો આપવા લાગ્યા. આ વખતે સુકન્યાએ જે વાત બની હતી, તે પોતાના પિતાને કહી. પછી રાજા પ્રસન્ન થયા તથા ચ્યવનમુનિને તથા કન્યાને પોતાને ત્યાં સોમયજ્ઞમાં ચ્યવને અશ્વિનીકુમારોને સોમરસનો ભાગ આપ્યો. આથી ઈન્દ્ર ક્રોધે ભરાયો તથા ચ્યવનને મારવા વજ્ર ઉગામ્યું. ચ્યવન પોતાના તપના પ્રભાવથી વજ્રને આકાશમાં અટકાવી દીધું. આ રીતે ખરા મનથી પતિની સેવા કરતાં તેનું પરિણામ કેવું સારૂં આવ્યું?

---

## (૨૭) સાવિત્રી.

સાવિત્રી અશ્વપતિ રાજાનાં પુત્રી થાય. મદ્ર દેશમાં આ રાજા રાજ્ય કરતો હતો. તેને કશું સંતાન ન હોવાથી તેણે સાવિત્રી દેવીની આરાધના કરી. આ આરાધનાથી સાવિત્રી પ્રસન્ન થયાં તથા પ્રસન્ન થઇ વર માંગવા કહ્યુ અશ્વપતિએ કહ્યું કે, " હું સંતાન માટે આપની આરાધના કરૂં છું." દેવીએ કહ્યું; "તને એક પુત્રી થશે તથા તેનું નામ તું સાવિત્રી પાડજે. ત્યાર પછી કેટલાક કાળ પછી તેની રાણીને ગર્ભ રહ્યો તથા કન્યારૂપી રત્ન થયું. જ્યારે આ કન્યા મોટી થઇ તથા વિવાહને યોગ્ય થઇ ત્યારે રાજાએ પોતાની કન્યાને કહ્યું કે, તું તારે પોતાની મેળે અન્ય દેશમાં જઇ તારે માટે યોગ્ય વર શોધી કાઢ. પછી કેટલુંક સૈન્ય લઇ સાવિત્રી અનેક દેશોમાં ફરતી ફરતી એક અરણ્યમાં આવી પહોંચી. આ અરણ્યમાં અંધ માબાપોના પુત્ર સત્યવાનને પસંદ કરી પોતાના પિતા પાસે આવી. સાવિત્રીએ પોતાના પિતાને કહ્યું કે " મને તો સત્યવાન પસંદ છે." નારદે આ વખતે કહ્યું કે; સત્યવાનનું

જેવું નામ છે તેવાજ ગુણ તેનામાં છે. પણ એક દોષ તેનામાં એવો છે કે, જેથી સઘળા દોષો ઢંકાઇ જાય છે. આ દોષ એ છે કે, આ સત્યવાનનું એક વર્ષ પછી મૃત્યુ થાય એમ છે. તેના પિતાએ કહ્યું કે, જો એમ હોય તો આવાની સાથે પરણવું યોગ્ય નથી. સાવિત્રીએ કહ્યું કે, ગમેતેમ થાય, પણ હું તો તેને વરી ચૂકીજ છું. કન્યાનો આગ્રહ જોઇ નારદે કહ્યું કે, કન્યાની તેમ મરજી હોય તો ભલે તેમ કરો. ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. ત્યાર પછી રાજા તપોવનમાં ગયો તથા દ્યુમત્સેનને કહ્યું કે, હું મારી પુત્રી આપના પુત્ર સત્યવાનને આપવા માંગુ છું. દ્યુમત્સેને કહ્યું કે, હું પ્રથમથી આપની કન્યા લેવા ધારતો હતો. પણ જ્યારથી મારૂં રાજ્યપાટ જતું રહ્યું તથા મને અરણ્ય ભોગવવાનો સમય આવ્યો ત્યારથી તે વિચાર જતો રહ્યો. હું આપની કન્યાનો સ્વીકાર કરૂં છું. પછી સાવિત્રી સત્યવાનને પરણી. સાવિત્રી આશ્રમમાં રહી પતિ, સાસુ તથા સસરાની સારી રીતે સેવા કરતી હતી. આ રીતે રહેતાં એક વર્ષ થયું. સત્યવાનના મરણનો સમય જ્યારે નજદીક આવ્યો ત્યારે સાવિત્રીએ અનશનવ્રતનો આરંભ કર્યો. નારદે કહેલા સમયની આગલી રાત્રી સાવિત્રીએ ઘણાજ દુઃખમાં ગાળી. તે દિવસે સવારમાં ઉઠી પોતાનું પ્રાતઃકર્મ કરી સર્વે બ્રાહ્મણો તથા સાસુ સસરાને પ્રણામ કરી હાથ જોડી ઉભી રહી. તે સઘળાઓએ આશીર્વાદ આપ્યો કે, જા, તારૂં સૌભાગ્ય અમર તપો. સાવિત્રીએ તપસ્વીની વાણી માથે ચઢાવી. સાસુ સસરાએ વ્રત પૂરૂં થવાથી પારણુ કરવા માટે આગ્રહ કર્યો ત્યારે સાવિત્રીએ કહ્યું કે, આજે સૂર્ય અસ્ત થયા પછી મારૂં વ્રત પૂર્ણ થશે. સાંજ પડતાં સત્યવાને વનમાં સમિધ લેવા જવા કહ્યું આ વખતે સાવિત્રીએ કહ્યું કે, હું પણ

ાપની સાથે આવું છું. સત્યવાને આગ્રહ કર્યો કે, તમે ઉપ-
ાસથી દુર્બળ થઇ ગયાં છે. માટે તમારે આવવાની જરૂર
થી. છતાં સાવિત્રી તેમની સાથે તૈયાર થયાં. પછી સાસુ-
સરાની આજ્ઞા લઈ સત્યવાનની સાથે સાવિત્રી જંગલમાં
મિધનેમાટે ગયાં. સાવિત્રીપતિની પાછળ ધીમેધીમે વનને જોતી
ચાલતી હતી. સત્યવાને સમિધ કાપવા માંડી. કાપતાં કાપતાં
તેના માથામાં દુઃખવું થયું તેનું મસ્તક જાણે છેદાઇ જતું
હોય, તેવી તેને પીડા થવા લાગી. આ વખતે સાવિત્રી પોતાના
પતિનું મસ્તક ખોળામાં લઇ, નારદ મુનિનાં વચનનુ સ્મરણ
કરતી ખેદમાં ડુબી ગઇ સાવિત્રીએ પોતાની પાસે ઉભેલા કોઇ
કાળા પુરૂષને જોયો. તે વખતે ધ્રુજતાં તેણે પૂછ્યું કે, આપ
કોણ છો ? યમે કહ્યુ; તારા જેવી સતીના ખોળામાં સત્યવાન
સૂતા છે, જેથી તારા પતિના પ્રાણ મારા દૂતોથી લઇ શકાય
એમ નથી. માટે હું જાતે આવ્યો છું. પછી યમરાજાએ સત્ય-
વાનના શરીરમાંથી અંગુષ્ઠ માત્ર પુરૂષને બહાર ખેંચી કાઢયો.
આ જીવને લઇ યમે દક્ષિણ દિશા તરફ ચાલવા માંડયુ. સાવિ-
ત્રીને પાછળ આવતી જોઇ યમે કહ્યું કે, તું પાછી ફર તથા
તારા પતિની મરણ ક્રિયા કર સાવિત્રીએ કહ્યું કે, જ્યાં મારો
પતિ જાય ત્યાં મારે જવાનો ધર્મ છે. મેં પતિસેવા તથા
વ્રતો એવાં કર્યાં છે કે, મને કોઇ ઠેકાણે કોઇ પણ અટકાવી
શકે એમ નથી.

यमउवाचः-निवृत्ततुष्टोऽस्मि तवानयागिरा स्वराक्षरव्यंजन
हेतुयुक्तया।
वरं वृणीष्व विनास्य जीवितं ददामिते सर्वमनिन्दिते वरम्॥

હે સદાચારી પુત્રી ! સ્પષ્ટ સ્વર, અક્ષર તથા હેતુવાળી
તારી વાણી સાંભળીને સંતુષ્ટ થયો છું. સત્યવાનના જીવિત

વિના તારે મારી પાસેથી જે માંગવું હોય તે માંગ. હું તને સઘળું આપવા તૈયાર છું.

આ વખતે સાવિત્રીએ માગી લીધું કે, મારા સસરા અંધ છે, તેને આંખો પાછી થાય એવું વરદાન માગું છું. યમે કહ્યું કે, તથાસ્તુ તેમ થશે. વળી સત્યવાનના જીવિત વિના બીજું પણ તારે જે માંગવું હોય તે માંગ. સાવિત્રીએ કહ્યું; મારા સસરાનું રાજ્ય શત્રુઓએ લઇ લીધું છે, તે તેમને પાછું મળે, એ હું માગું છું. યમે કહ્યું; ભલે, તારા કહેવા પ્રમાણે થશે. હું તારાં વચનથી સંતુષ્ટ થયો છું. તારે બીજું કાંઇ, સત્યવાનના જીવિત વિના માંગવું હોય તે માગ. સાવિત્રીએ કહ્યું; મારા પિતાને મારા સિવાય એક પણ પુત્ર નથી. માટે મારે સો ભાઇ થાય, એવું હું માગું છુ. યમે કહ્યું; તથાસ્તુ, તારા પિતાને સો પુત્રો થશે. આ સિવાય તારે બીજું જે માંગવું હોય તે કહે, પણ તું પાછી ફર. સાવિત્રી બોલી; મારે બીજું કાંઇ જોઇતું નથી. પણ મને સો પુત્રો થાય, એવું હું આપના પાસેથી વરદાન માગું છું. યમે કહ્યું; ભલે તારા કહેવા પ્રમાણે તને સો પુત્રો થશે, પણ હવે તું પાછી ફર. હે સતી! હવે તું પાછી ફર. સાવિત્રીએ કહ્યું; આપનું વચન મિથ્યા થાય એમ નથી. આપ મને સો પુત્રો થવાનું વરદાન આપો છો. પણ જ્યારે આપ મારા પતિને લઇ જાઓ છો તો મને કેવી રીતે સો પુત્રો થશે ? આ વખતે યમરાજાને પોતાની ભૂલ યાદ આવી. તેણે આ વખતે વિષ્ણુ ભગવાનનુ સ્મરણ કર્યું તથા તેમની સહાયતા માંગી. તેમણે આ વખતે આવી સત્યવાનને સજીવન કર્યો તથા સતીના પ્રભાવથી પ્રસન્ન થઈ સત્યવાનનું ૪૦૦ વર્ષનું આયુષ્ય કરી આપ્યું. આ પ્રમાણે યમરાજના કહેવા પ્રમાણે બીજી સઘળી વસ્તુઓ સાવિત્રીને આવી મળી.

## (૨૮) સીતા.

જનકપુરમાં પૂર્વે જનક નામે રાજા રાજ્ય કરતો હતો. એક વેળા યજ્ઞ કરાવવા માટે પૃથ્વીને ખેડાવતા હતા. તેવામાં પૃથ્વીમાંથી એક દિવ્ય કન્યા તેમને મળી આવી. હળથી પૃથ્વી ખેડતાં આ કન્યા જડી આવી. તેથી આ કન્યાનું સીતા નામ પાડયું. જનક રાજાના પૂર્વજોના વખતમાં મહાદેવે તેઓના પર પ્રસન્ન થઇ એક ધનુષ્ય મૂક્યું હતું. આ ધનુષ્ય એવું ભારે હતું કે, કોઇ તેને ઉઠાવી શકે એમ ન હતું. જનકના પૂર્વજો તથા જનક પણ આ ધનુષની હમેશ પૂજા કરતા હતા. આ ધનુષને એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકવું હોય તો અનેક માણસો કામે લગાડવાં પડતા હતાં. આ ધનુષ સીતા રમત માત્રમાં પોતાના હાથથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકતાં હતાં. એક વેળા નારદ મુનિ ત્યાં આવ્યા હતા. તેમણે તે જોયું. નારદ મુનિએ કહ્યું કે, આ ધનુષને જે ઉપાડી ઉપયોગમાં લે, તેવા બળવાનની સાથે સ્વયંવર કરી, આ કન્યાને પરણાવવી જોઇએ. જનક રાજાએ તે પ્રમાણે સ્વયંવર રચી, આ ધનુષ ઉપાડવા માટે સ્વયવરમાં મૂક્યું. કેટલાક રાજા તો આ જોઇ ઉઠી શક્યા પણ નહિ. કેટલાકો ઉઠયા, પણ તે હાસ્યને પાત્ર થયા પછી રાવણ તે ધનુષને ઉપાડવા ગયો, પણ તે ઉપાડી શકયો નહિ. રામ તથા લક્ષ્મણ વિશ્વામિત્ર મુનિ સાથે આ જનક રાજાના સ્વયંવરમાં આવ્યા હતા. રામચંદ્રજીએ વિશ્વામિત્રની આજ્ઞા માગી કે, મને આ ધનુષ ઉપાડવા માટે આજ્ઞા આપો. વિશ્વામિત્રે આજ્ઞા આપી, એટલે રામચંદ્રજી તે ધનુષ પાસે ગયા. તેને હાથમાં લઇ તેમાં જેવું શરસંધાન કરવા જાય છે કે, જેમ બ્રહ્માંડ ભાંગી જતું હોય, તેવા મોટા અવાજ સહિત તે ધનુષના બે કટકા થઇ ગયા. ખધા

રાજાઓ વિસ્મય પામ્યા. પછી સીતાજીએ રામચંદ્રને વરમાળ આરોપી. વાજતે ગાજતે વસિષ્ઠ તથા વિશ્વામિત્ર મુનિના સમક્ષ રામચંદ્ર તથા સીતાજીનાં લગ્ન થયાં. પછી અયોધ્યા ગયા પછી કેટલોક સમય સૂધી તેઓ સુખથી રહ્યા. પછી જ્યારે દશરથ રાજાને વૃદ્ધાવસ્થા હોવાથી તેણે રામને રાજ્યાભિષેક આપવાનું નક્કી કર્યું, તે વખતે મંથરાની શિખવણીથી, કેકયી જે રામની સાવકી માતા થાય, તેમણે દશરથ પાસે વરદાન તરીકે માગી લીધું કે, રામચંદ્રજીને બાર વર્ષ સૂધી વનવાસ કાઢવા તથા ગાદી-પર ભરતને બેસાડવા. પિતાની આજ્ઞાને અનુસરી તથા પોતાની માતા કૌશલ્યાની આજ્ઞા લઇ રામચંદ્ર વનવાસ જવા તૈયાર થયા. પ્રથમ તેઓ સીતા પાસે ગયા તથા કહ્યું કે, હું આ રીતે વનવાસ જાઉં છું. આ ખબર સાંભળતાં જ સીતાને એક વાર મૂર્છા આવી ગઇ. પછી મૂર્છા વળતાં કહ્યું કે, હું આપની સહદુઃખભાગિની કહેવાઉં. માટે હું આપની સાથે આવીશ. રામચંદ્રજીએ બહુ ના કહી, પણ સીતાજી એકનાં બે થયાં થયાં નહિ. પછી રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતાજી ત્રણ જણાં વનવાસ નીકળ્યાં. ભરતે પોતે રાજ્યપાટપર બેસવા ના પાડી, તોએ રામની આણ ફેરવી રામની પાદુકા રાખી. તેના નામથી રાજ્ય કરવા લાગ્યા. રામચંદ્રજી પ્રથમ ચિત્રકૂટ ગયા, ત્યાંથી ઋષ્યમૂક પર્વતપર જવા માટે નીકળ્યા. માર્ગમાં અત્રિ ઋષિના આશ્રમમાં તેઓ થોડો સમય રહ્યા. ત્યાં અત્રિઋષિનાં પત્ની અનસૂયા પણ, સીતા પોતાના પતિની જે સેવા બજાવતાં હતાં તે જોઇ, તેનાપર ઘણાં પ્રસન્ન થયાં. અનસૂયાજીએ તેઓ વિદાય થયાં, તે વેળા કેટલોક અંગરાગ તથા દિવ્ય અલંકારો સીતા-જીને આપ્યા. પછી તેઓ ઋષ્યમૂક પર્વતપર રહ્યા. એક વેળા રાવણની બેન સૂપર્ણખા રામ તથા લક્ષ્મણને છેતરવા

આવી હતી. લક્ષ્મણે સૂપર્ણખાના નાક કાન કાપી લીધા. આ સૂપર્ણખા રાવણ પાસે ગઇ તથા રાવણને મોઢે સીતાની સૌંદર્યતાનાં વખાણ કર્યાં. રાવણે મારીચને માયાવી સુવર્ણમય મૃગરૂપે રામના આશ્રમની આગળપાછળ ફરવા કહ્યું. તે મૃગ સીતાની નજરે પડયો. એટલે તે મૃગને મારી તેની કાંચળી સીવાડવા સીતાજીએ આગ્રહ કર્યો. રામે આશ્રમની આગળપાછળ આણ ફેરવી લક્ષ્મણને સીતાજી સોંપી, પોતે મૃગને મારવા માટે દોડયા આવખતે માયાવી મૃગે મરતાં મરતાં,ઓ લક્ષ્મણ,ઓલક્ષ્મણ, એમ બૂમો મારી. આ બૂમ સાંભળી સીતાજીના મનમાં થયું કે, રામને કાંઇ સંકટ આવ્યું. એટલે તેમણે લક્ષ્મણને સહાયતા કરવા જવા કહ્યું. લક્ષ્મણ ગયા, એટલે રાવણે સાધુનું રૂપ લઇ સીતાજી પાસે આવ્યો તથા ભિક્ષા માંગી. સીતાએ ભિક્ષા આપવા માંડી, એટલે રામે તેને આશ્રમની બહાર ભિક્ષા લઇ આવવા કહ્યું. જેવાં સીતાજી આશ્રમની બહાર આવ્યાં, એટલે રાવણ તેને વિમાનમાં બેસાડી લંકા તરફ ચાલતો થયો. રામ તથા લક્ષ્મણ ઘેર આવ્યા તથા સીતાને જોયાં નહિ. એટલે તેની શોધમાં નીકળી પડયા. વનમાં પ્રવર્ષણ પર્વત આગળ સુગ્રીવ તેને મળ્યો. તેણે સીતાસંબંધી કેટલીક ખબર આપી. સુગ્રીવે કહ્યું કે, હું આપને સહાયતા કરીશ, પણ તમે મારા ભાઇને મારી મને રાજ અપાવો. રામે તે પ્રમાણે કર્યું. સુગ્રીવ તથા હનૂમાન દક્ષિણ તરફ સીતાને શોધતા શોધતા સમુદ્ર કીનારે આવ્યા. ત્યાંથી એક છલંગ મારી લંકા ગયા તથા જયાં અશોક વાટિકામાં સીતાને રાખ્યાં હતાં, ત્યાં એક ઝાડપરથી રામના નામની વીંટી સીતાના પર ફેંકી. સીતાએ તે લઇ લીધી. પ્રથમ તેને શક ગયો, પણ પાછળથી હનૂમાને હેઠળ ઉતરી સીતાને સર્વ સમાચાર કહ્યા તથા કહ્યુ કે, થોડા વખતમાં

રામ રાવણને મારી આપને લઇ જશે. હનૂમાનની શોધ પ્રમાણે રામ, લક્ષ્મણ તથા સર્વ વાનરોએ લંકાપર ચઢાઇ કરી. રાવણ આખરે મરાયો તથા સીતાને અશોક વાટિકામાં જ્યાં રાખ્યાં હતાં, ત્યાંથી તેમને લઇ અયોધ્યા તરફ પ્રયાણ કરવા માંડયું. પણ પ્રથમમાં સીતાને શુદ્ધ થવા અગ્નિમાં પ્રવેશ કરવા કહ્યું. સીતાએ તેમના કહેવા પ્રમાણે અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી શુદ્ધ થયા પછી તે સઘળા અયોધ્યા ગયા. એક વેળા નગરમાં હરતા ચરચા જોતા ફરતા હતા, તેવામાં એક ધોબીએ ધોબણને કહ્યું કે, હું રામની માફક તને ઘરમાં ઘાલીશ નહિ. રામે જોયું કે, જો કે સીતાજી *શુદ્ધ છે, પણ જગતની નજરમાં તેની શુદ્ધતા જણાવી જોઇએ. આથી લક્ષ્મણને સીતાજીને વનમાં મોકલી આપવા કહ્યું. રામના કહ્યા પ્રમાણે સીતાને લક્ષ્મણ વનમાં મૂકી આવ્યા. સીતાજી ત્યાં રડતાં બેઠાં હતાં, એવામાં વાલ્મિકઋષિ આવ્યા તેઓ સીતાને આશ્વાસના આપી પોતાને આશ્રમે લઈ ગયા. સીતાજી નીકળ્યાં, તે વેળા તે ગર્ભવાળાં હતાં. અહીં આવ્યા પછી તેમણે બે પુત્રોને જન્મ આપ્યા, જેનું નામ ઋષિએ લવ તથા કુશ પાડયું. લવ તથા કુશને નાનપણથી ધનુર્વિદ્યા શીખવવામાં આવી હતી. એક વેળા રામે અશ્વમેધ નામના યજ્ઞ આરંભ્યો. તેવામાં લક્ષ્મણ ઘોડાને લઇ જતા હતા. તે વેળા લવ તથા કુશ જે બાર વર્ષના ઉમરના હતા, તેમણે આ ઘોડો અટકાવ્યો. ત્યાં ભારે યુદ્ધ થયું. રામ પણ ત્યાં આવી પહોંચ્યા. રામને તે છોકરાપર પુત્રભાવ ઉત્પન્ન થયો. પછી તેણે પહેલા છોકરાને સઘળી હકીકત પૂછી. સઘળી હકીકત જાણી ત્યારે રામને ખબર

---

આ વાત તુલસીકૃત રામાયણ માં છે. પણ બીજા પ્રમાણવાળા ગ્રંથમાં નથી તેથી તે ખરી હોય એમ લાગતું નથી.

પડી કે, આ તો મારા પુત્રો છે.પછી વાલ્મીકિ મુનિ તેઓને પોતાને આશ્રમે તેડી ગયા ત્યાં સીતાજી જે હાડપિંજર જેવાં થઇ ગયાં હતાં, તે રામચંદ્રજીને મળ્યાં. પછી તેઓએ રામને પ્રણામ કર્યાં તથા લક્ષ્મણને આશીર્વાદ દઇ ત્યાં ઉભાં રહ્યાં. ધન્ય છે કે, જેમણે આવેલ આપત્તિઓ સામે ટક્કર ઝીલી, પોતાનું સતીત્વ જાળવ્યું હતું.

---

## (૨૯) સુલોચના.

સતી સુલોચના શેષનાગની પુત્રી થાય. તેનાં લગ્ન રાવણના પુત્ર ઇન્દ્રજિતની સાથે થયાં હતાં. જો કે સુલોચનાને રાક્ષસોના સહવાસમાં રહેવાનું હતું, છતાં પોતાનામાં સ્વાભાવિક રીતે જ દયા તથા સુશીલપણાના તેનામાં ગુણો હતા. તેઓ ઘણીવાર ઇન્દ્રજિતને ક્રૂરતા માટે શિખામણ આપતાં હતાં. રાવણ જ્યારે સીતાનું હરણ કરીને તેને લંકામાં લાવ્યો ત્યાર સુલોચનાને ઘણુ જ ખોટું લાગ્યું. તેણે એકવેળા પોતાના પતિને હસતાં હસતાં કહ્યુ કે, પરસ્ત્રીને હરણ કરવું, તે કુળનો નાશકર્તા છે. પોતાના પિતાની અનર્થની વાત ઇન્દ્રજિત સારી રીતે જાણતો હતો,પણ પુત્રધર્મને લીધે તે બાબતની તેણે દરકાર કરી નહિ. જ્યારે રામચંદ્ર વાનરોનું સૈન્ય લઇ લંકાપર ચઢી આવ્યા ત્યારે રાવણના મોકલેલા એકે એક યોધાઓને વાનરોએ મારી નાંખ્યા આખરે કુંભકર્ણ પણ રણમાં પડયો. ત્યાર બાદ ઇન્દ્રજિતનો વારો આવ્યો. ઇન્દ્રજિતની રણવિશે ચાતુરી જોઇ વાનરો તથા બીજા યોધાઓ ઇન્દ્રજિતનાં ઘણાં વખાણ કરવા લાગ્યા લક્ષ્મણ તથા ઇન્દ્રજિત વચ્ચે કેટલોક વખત સૂધી મહાન્ યુદ્ધ ચાલ્યું. આખરે ઇન્દ્રજિત લક્ષ્મણનાં

બાણોથી છિન્નભિન્ન થઇ ગયો. તેનું મસ્તક લક્ષ્મણના એક તીરવડે તથા બીજા તીરથી તેનો એક હાથ છેદાઇ ગયા. વાનરોએ ઇન્દ્રજિતનું મસ્તક નીચે પડવા દીધું નહિ. તે વાનરોએ ઝીલી લીધું તથા ઇન્દ્રજિતના એક હાથ જ્યાં સુલોચના હિંડોળાપર બેસી, પોતાના પતિની ચિંતામાં બેઠી હતી ત્યાં તે હાથ જઇ પડયો. જેવો હાથનો ખખડાટ સાંભળ્યો એટલે સતીએ પોતાની બેનપણીને જોવા મોકલી કે, ચોકમાં આ શાનો ખખડાટ થાય છે. દાસીએ પાછાં આવી કહ્યું કે, ઇન્દ્રજિતનો એક હાથ આવી આંગણામાં પડયો છે. તે જ સમયે સુલોચનાને મૂર્છા આવી ગઇ. પણ તુરત જ ઉઠી જઇ જ્યાં પોતાના પતિનો હાથ પડયો હતો ત્યાં ગઇ તથા પોતાની દાસીને ખડીઓ તથા કલમ લેવા મોકલી. દાસી જલદી ખડીઓ કલમ લઇને આવી. આ વખતે પેલા હાથે કાગળપર કલમવડે લખ્યું કે, ચૌદભુવનના આત્મારૂપ રામચંદ્રજીના ભાઇ લક્ષ્મણના બાણવડે મારા મસ્તકનું છેદન થયું છે. મારૂં મસ્તક વાનરોની પાસે છે. જેવી સુલોચનાએ આ વાત જાણી, એટલે પોતાની દાસીને સાથે લઇ રાવણની આજ્ઞા માગી, વાનરોના સૈન્ય તરફ ગઇ. ત્યાં જઇ તેણે પોતાના પતિના મસ્તકની રામચંદ્રજી પાસે માંગણી કરી. આ વખતે સતી બહુ જ રડતાં હતાં. તે વખતે રામચંદ્રજીએ કહ્યું કે, આપ આટલો બધો શાને માટે શોક કરો છો ? જો આપ કહેતાં હો તો આપના પતિને જીવતો કરૂં તથા તેને ચૌદ ભુવનનો રાજા બનાવું. સતીએ કહ્યું કે, આપ સાક્ષાત્ પ્રભુ છો તથા આપને હાથે જેનું મરણ થાય છે, તે સ્વર્ગપતિ જ જાય છે. હું મારા પતિ સાથે સતી થવા માગું છું. પછી વાનરોએ ઇન્દ્રજિતનું મસ્તક આણી આપ્યું. આ વખતે વિલાપ કરતાં સુલોચનાએ કહ્યું કે,

જો હું એમ જાણત કે, આપની આવી સ્થિતિ થવાની છે, તો હું મારા પિતાને આપની મદદે બોલાવત. આ વખતે પેલા ધડને હસવું આવ્યું કારણ કે લક્ષ્મણજી શેષ નાગનો અવતાર હતા તથા તેના હાથથી જ ઇન્દ્રજિતનું મરણ થયું હતું. ધન્ય છે આવી સતીઓને, કે જો કે રાક્ષસના સહવાસમાં રહેવા છતાં પોતાના પાતિવ્રત્યનો તથા સત્યતાનો ટેક તેઓ છોડતાં ન હતાં.

---

## (૩૦) વૃંદા.

આ મહાપતિવ્રતા સ્ત્રીનાં લગ્ન જાળંધર નામના રાક્ષસની સાથે થયાં હતાં આ વૃંદાના પાતિવ્રત્યનો પ્રભાવ એટલો બધો હતો કે જાળંધર કોઇથી જિતાઇ શકાતો નહતો. દેવો પણ જાળંધરથી હારી ગયા. આખરે વિષ્ણુભગવાને પણ જાળંધર સાથે યુદ્ધ કર્યું. તેમાં સતીના પ્રભાવથી વિષ્ણુભગવાન પણ જાળંધરથી હારી ગયા. પછી જાળંધરે વિષ્ણુભગવાનને કહ્યું કે, તમો તથા લક્ષ્મી હમેશ મારે ત્યાં રહો. વિષ્ણુભગવાને તે રીતે હા પાડી. દેવોએ જાણ્યું કે, કોઇ પણ રીતે આ રાક્ષસનો અંત લાવવો જોઇએ. એકવેળા નારદમુનિ જાળંધર પાસે ગયા તથા કહ્યું કે, તારી સ્ત્રી વૃંદા કરતાં પાર્વતીની સૌન્દર્યતા વધારે છે. માટે તારે મહાદેવની પાસે પાર્વતીની માંગણી કરવી જોઇએ. જાળંધર જે દુષ્ટ સ્વભાવવાળો, કામી તથા ભોળા મનનો હતો, તેણે નારદમુનિના કહેવાને માન્ય કર્યું તથા પોતાના એક દૂતને કૈલાસપર્વતપર પાર્વતીને મોકલી આપવા મહાદેવ પાસે મોકલ્યો. આ વેળા સતી વૃંદાએ જાળંધરને ઘણુ સમજાવ્યો. તેમણે કહ્યું કે, પાર્વતીજી સાક્ષાત્ શકિતનો અવતાર છે. આમ કરવાથી તમારો તથા

તમારા આખા કુળનો નાશ થશે. માટે તમો આવું ઘોર કૃત્ય કરવું છોડી દો. જાળંધર જે મહા મદોન્મત્ત હતો, તેણે વૃંદાનું કહ્યું માન્યું નહિ તથા દૂતને કૈલાસપ્રતિ મોકલ્યો. મહાદેવની પાસે તે દૂતે જઇને કહ્યું કે, જાળંધર એમ કહે છે કે, આપનાં પાર્વતીને મારી પાસે મોકલી આપો, નહિ તો યુદ્ધ કરવા સજ્જ થાઓ. આ વખતે મહાદેવે પોતાના ગણને હુકમ કર્યો કે, એકદમ આ દૂતનું મસ્તક છેદી નાંખો. દૂતનું મસ્તક ગણ છેદવા જતો હતો, તેવામાં દૂતે ઘણા કાલાવાલા કર્યાં. આથી તે દૂતને મહાદેવે છોડી મૂકયો. દૂતે જાળંધર પાસે આવી સઘળી વાત કહી તથા વધારામાં કહ્યું કે, આપ મહાદેવને જિતવાનો આગ્રહ છોડી દો તો સારૂં. જાળંધરે આ વાત માની નહિ તથા મોટું સૈન્ય લઇ શુંભ અને નિશંભને સેનાપતિ નીમી, મહાદેવ સાથે યુદ્ધ કરવા ગયો. મહાદેવ તથા જાળંધર વચ્ચે મોટું યુદ્ધ થયું. આ વખતે સાધુને વેશે પાર્વતીને છળવા માટે જાળંધર આવ્યો. સતી ચેતી ગયાં તથા તેજ વખતે તેમણે હરિ તથા હરનું સ્મરણ કર્યું. સ્મરણ કરતાંની વાર રાક્ષસ ત્યાંથી નાશી ગયો. આ વખતે વિષ્ણુભગવાન્ સાક્ષાત્ પાર્વતી પાસે આવ્યા તથા કહ્યું કે, આપે મને શાને બોલાવ્યો. પાર્વતીએ કહ્યું કે, આપે આ રાક્ષસને ઘેર રહી એને ઘણો ગર્વિષ્ઠ બનાવી મૂક્યો છે. એનો હવે નાશ કરો તો સારૂ. વિષ્ણુભગવાને કહ્યું કે, સતી વૃંદાના પ્રભાવથી મારે એના દાસ થવું પડયું છે. છતાં હવે કોઇ પણ પ્રકારે એનો હવે અંત લાવીશ. પછી વિષ્ણુભગવાન્ એક સાધુનો વેશ લઈ જ્યાં વૃંદાનો મહેલ હતો, તે જ વાડીમાં સતી વૃંદાને છળવા તેણે અનેક પ્રકારની માયા રચી.સતી પ્રથમથી આ છળને સમજ્યાં

નહિ. પણ પાછળથી સતી વૃંદા ચેતી ગયાં કે, આ બધું વિષ્ણુનું કારસ્તાન છે. આ વખતે સતીએ વિષ્ણુભગવાનને શાપ આપ્યો કે, તમને પણ તમારી સ્ત્રીને માટે વનેવન ભટકવું પડશે તથા વાનરોની સહાયતાથી તમારી પત્નીને રાક્ષસના હાથમાંથી છોડવશો. સતી વૃંદાના પાતિવ્રત્યનો ભંગ થવાથી જાળંધરનું તેજ ઓછું થઇ ગયું. તે નિસ્તેજ બની ગયો તથા પછી મહાદેવના હાથથી તેનું મરણ નીપજ્યું. સતીનો પ્રભાવ એવો છે કે, સાક્ષાત્ વિષ્ણુ ભગવાનને પણ તેના દાસ થવું પડે છે તથા તેના શાપથી પોતાને અવતાર ગ્રહણ કરવા પડે છે.

---

## (૩૧) શબરી.

આ શબરી જાતે ભીલડી હતી. તે મતંગ ઋષિના તપોવન પાસે આશ્રમ બાંધી ત્યાં રહેતી હતી. તે અનેક ઋષિઓની સેવા કરવામાં પોતાનો કાળ નિર્ગમન કરતી હતી. આ ઋષિઓએ શબરીને કહ્યું હતું કે, જ્યારે રામચંદ્રજી વનમાં ફરતા ઋષ્યમૂક પર્વત તરફ જશે ત્યારે તારા આશ્રમ આગળ આવશે. તેની તું અનેક પ્રકારે સેવા કરજે તથા તેથી તારૂં કલ્યાણ થશે. આ ઋષિઓના કહેવા પ્રમાણે રામ તથા લક્ષ્મણ શબરીના આશ્રમમાં આવ્યા. શબરીએ રામ તથા લક્ષ્મણને અર્ઘ્ય તથા પાદ્યવડે પૂજન કર્યું તથા કહ્યું કે મને આ વાત ઋષિઓએ કહેલી હતી. આપને માટે કેટલાંક સ્વાદિષ્ટ ફળો મેં સંગ્રહી રાખેલાં છે. માટે તે આરોગો તથા વિશ્રાંતિ લ્યો. રામચંદ્રજીએ તથા લક્ષ્મણે શબરીએ એકઠાં કરી રાખેલ બોરો ખાધાં તથા પાણી પીધું.પછી રામે શબરીને મતંગ ઋષિનો આશ્રમ જોવા જવા

માટે કહ્યું. શબરી જોડના આશ્રમમાં તેડી ગઇ, જ્યાં વલ્કલો તથા કુંડો હજી એમને એમ સળગતા હતા. આ ઋષિઓ સઘળા સ્વર્ગે સીધાવ્યા છે તથા હું પણ તેઓનો સાથે જવા ઇચ્છું છું. મને આપનાં દર્શન થયાં છે. માટે સર્વ પાપો નિવૃત્ત થયાં છે. રામચંદ્રજીએ કહ્યું, હે સાધ્વી ! તારી તપશ્ચર્યાના પ્રભાવથી તેમજ તેં જે મારી સેવા ઉઠાવી છે તેના પ્રભાવથી, તું સ્વર્ગમાં તેઓની પાસે જઇશ. આ વખતે શબરીએ અગ્નિ સળગાવ્યો તથા તેમાં પોતાનો દેહ સળગાવી દીધો તથા તે સ્વર્ગ પ્રતિ સીધાવી. આ જો કે નીચ જાતિની સ્ત્રી હતી, છતાં મહાત્માઓની સેવાના પ્રતાપથી તે સ્વર્ગમાં ગઇ હતી.

---

## (૩૨) સુભદ્રા.

દ્વારિકાધીશ શ્રી કૃષ્ણચંદ્રનાં સુભદ્રા બહેન થાય. એક વેળા રૈવતાચળ પર્વતપર યાદવોનાં સઘળાં બૈરાંઓ રમત ગમત કરવા ગયાં હતાં. આ રમત ગમત ચાલતી હતી, તેવામાં સંન્યાસીને વેશે અર્જુન પણ ત્યાં આવ્યો હતો તથા તેઓની આ સઘળી ક્રીડા જોતો હતો. એક વેળા સુભદ્રા પોતાની સખીઓની સાથે એક વાડીમાં ફરતી હતી. તેવામાં અર્જુન તથા સુભદ્રાની એક બીજા સાથે આંખો મળી. બેઉ વચ્ચે તારા મૈત્રક થયું તથા અર્જુન એને જોઇ મોહિત થઇ ગયો. આ સુભદ્રાનાં લગ્ન ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન સાથે થવાનાં હતાં. બળભદ્રની મરજી દુર્યોધન સાથે સુભદ્રાનાં લગ્ન કરવાની હતી. પણ શ્રી કૃષ્ણની મરજી તેમ નહતી. તેમની મરજી અર્જુન સાથે કરવાની હતી. અર્જુને સુભદ્રાનું, લાગ સાધી હરણ કર્યું. આ વખતે બળરામને ઘણો જ ક્રોધ ચઢયો.

અર્જુન તથા બળભદ્ર વચ્ચે આ વખતે યુદ્ધ થાત. પણ શ્રી કૃષ્ણે બળભદ્રને વાર્યો તથા શાંત પાડયા. પછી હસ્તિનાપુરથી કુંતાજીને બે લાવી સુભદ્રા તથા અર્જુનનાં યથાવિધિ લગ્ન કર્યાં.

પ્રથમથીજ શ્રીકૃષ્ણ તથા અર્જુન વચ્ચે મિત્રતા હતી. પણ આ લગ્નની ગાંઠથી તેઓ વચ્ચે મિત્રતામાં વધારો થયો. સુભદ્રામાં રાજ્યને શોભાવે એવા સારા ગુણો હતા. તેઓ પતિને કેવી રીતે પ્રસન્ન કરવા તથા તેમની કેવી રીતે સેવા કરવી, તે બહુ સારી રીતે જાણતાં હતાં. તેમના કુખથી શુભદ્રાને વીરપુત્ર અભિમન્યુ જન્મ્યો હતો. જ્યારે સુભદ્રાજી સગર્ભા હતાં તથા સીમંતોન્નયન સંસ્કાર કરાવવાનો વખત થયો ત્યારે પોતે પોતાને પિયેર એક કુકુંમપત્રિકા લખીને મોકર્લી. હજી પણ સીમંતના વખતમાં આ કુંકુમપત્રીકાઓ સ્ત્રીઓ ગાય છે. જેમકેઃ—

## સુભદ્રાની કંકોતરી.

કંકુ છાંટી કંકોતરી મોકલી, કોડે કા’વે સુભદ્રાનાં બેન,
વીરા વ્હેલા આવજો.
શ્રીકૃષ્ણ બળદેવ બે બાંધવો, તમ આવ્યે થશે સુખચેન. વીરા.
ભાઇ ભતરીજા સરવે શોભાય છે, છે પવિત્ર પિતા વસુદેવ. વીરા.
જગત જનેતા દેવકી ને રોહિણી, આવજો સરવે મળીતતખેવ.વીરા.
મારે પિએર પનોતો પરિવાર છે, જોતાં વાધે છે ઝાઝો સ્નેહ. વીરા.
ભય ભંજન મારી રે ભાભી મો, શોળ સહસ્ર ને એક સો આઠ. વીરા.
વેદવંતા બ્રાહ્મણ સાથે લાવજો, ભવ જળના તારણ તરનાર. વીરા.
સંગે જાદવ સર્વેને લાવજો, બીજી વરણ જે ઉત્તમ અપાર. વીરા.
મેં તો પ્રેમશું પગરણ માંડીઆં, રૂડો જગન રચ્યો રાજસૂય. વીરા.
થોડું કા’વ્યું ઘણું કરી માનજો, છોજી નોંધારાના આધાર. વીરા.
વાંચી પત્રિકા વ્હેલા પધારજો, કોડે લઇને કુટુંબ પરિવાર. વીરા.

મારા સસરાને ડગલા ને ડોટીઓ, મારાં સાસુને દખણીનાં ચીર. વીરા.
મારા જેઠને લાવ વીરા ધોતીઆં, જેઠરાણીને જાદવનાં ચીર. વીરા.
મારા દીએરને લાવ વીરા પામરી, દેરાણીને છાયલની જોડ. વીરા.
મારી નણંદને જોઇશે ચુંદડી, નણદોઇને પહેરવા ઝુલ. વીરા.
મારા કુટુંબને લાવ વીરા કાંચળી, પાડોશીને નાલીયરની જોડ. વીરા.
મારા અર્થે લાવજો ઘરચોળડાં, માથે બતરીસ ભમરીનો મોડ. વીરા.
મારા ઘરનાને લાવ વીરા ઘોડલો, જેમાં મોતિડે જડિત્ર પલાણ. વીરા.
વીરા એટલી સંપત હોય તો આવજો, નહિ તો રહેજો તમારે ઘેર. વીરા.
મારા જેઠ આવ્યા રે જેઠાણી સોતા, એક નાવ્યો માડી જાયો વીર. વીરા.
હું તો ઉંચી ચઢું ને નીચી ઉતરૂં, હું તો જોઉં મારા વીરાની વાટ. વીરા.
વીરા કયારે ગાજયો ને કયારે ગડગડયો, કયાં વરસ્યો અસાડો મેહ. વીરા.
મારી નંણુંદ તે મસરકે બોલ્યાં, ભાભિ! નાવ્યા તમારા વીર. વીરા.
મારા દિએર વધામણી લાવિયા, ભાભિ! આવ્યા તમારા વીર. વીરા.
વીરો દ્વારકાંગાજયો ને ગોકુળ ગડગડયો, હસ્તિનાપુર વરસ્યો મેહ. વીરા.
એવે ઝળકયાં વીરા માથે મોળીઆં, ઝળકી ભાભીને માથે છાબ. વીરા.
વીરો આવ્યો ને વાડીએ રે ઉતર્યો, "મારી બેનીને તેડવા જાઓ." વીરા.

જયારે પાંડવો બાર વર્ષ સૂધી વનમાં રહ્યા તથા તેરમું વર્ષ વિરાટ રાજાના દરબારમાં ગુપ્ત રીતે રહ્યા. તથા જયારે તેઓ છતા પડયા ત્યાં સૂધી સુભદ્રા પોતાના પુત્ર અભિમન્યુને લઈ પીએરમાં રહેતાં હતાં. વિરાટ રાજાએ પાંડવોને સેવાના બદલામાં પોતાની કુંવરી ઉત્તરા અર્જુનને પરણાવવાનું કહ્યું અર્જુને કહ્યું કે, મેં એને ભણાવી છે. જેથી તે મારી પુત્રી જેવી કહેવાય. માટે હું આની સાથે પરણીશ નહિ. તમો મારા પુત્ર અભિમન્યુ સાથે એને પરણાવો. પછી સુભદ્રા તથા અભિમન્યુને દ્વારિકાથી બોલાવી મંગાવી વાજતે ગાજતે ઉત્તરા કુંવરીનાં લગ્ન અભિમન્યુ સાથે કરવામાં આવ્યાં. પછી ઉત્તરાને ત્યાં

વિરાટમાં જ રાખી, પાંડવો પોતાનું રાજ્યપાટ દુર્યોધનઆદિ પાસેથી પાછું લેવા ગયા. પણ દુર્યોધન આદિએ રાજ્યપાટ પાછું આપ્યું નહિ. પાંડવો તથા કૌરવો વચ્ચે મહાન્ સંગ્રામની તૈયારી થઈ. આ વખતે સંસપ્તકોને મારવા અર્જુન પાતાળમાં ગયો હતો. આ તક સાધી કૌરવોએ પાંડવો સાથે કોઠાયુદ્ધની માગણી કરી. કારણ કે અર્જુન સિવાય બીજું કોઇ કોઠાયુદ્ધ જાણતું નહતું. પાંડવો વિચારમાં પડી ગયા કે, હવે શું કરવું ? તેવામાં અભિમન્યુએ આવી કહ્યું કે, હું કોઠાયુદ્ધ સારી રીતે જાણું છું. મને લઢવા માટે વીરમાળ આરોપો. યુધિષ્ઠિરે તે બાબતની હા પાડી. અભિમન્યુ સુભદ્રા તથા દ્રૌપદી પાસે રજા માગવા ગયો. તેવામાં સુભદ્રાએ વીરમાતાને શોભે તેવી રીતે અભિમન્યુને આશીષ આપી. પછી સુભદ્રાએ યુધિષ્ઠિર આદિને કહ્યુ કે, ઉત્તરાને રણમાં ચઢતાં પહેલાં વિરાટ નગરથી તેડાવવી જોઇએ. રણની તૈયારીની લગભગે ઉત્તરા આવી પહોંચી. આ કોઠાયુદ્ધમાં અભિમન્યુ મરણ પામ્યો. સુભદ્રાએ આ વાત જાણી ત્યારે તેને જો કે શોક તો ઘણો થયો, પણ વીરમાતાની માફક ધૈર્ય ધરી તેઓ બેસી રહ્યાં.

---

## (૩૩) શર્મિષ્ઠા.

દાનવોના રાજા વૃષપર્વાને શર્મિષ્ઠા નામે એક પુત્રી હતી. આ કન્યા દેવયાનીના કોપનું પાત્ર થઈ પડી હતી. જ્યારે દેવયાનીના પિતા શુક્રાચાર્ય વૃષપર્વને શાપ દેવા તૈયાર થયા ત્યારે તેમનું શાપથી રક્ષણ કરવાને શર્મિષ્ઠાએ દેવયાનીનું દાસીપણું સ્વીકાર્યું. યયાતિની સાથે દેવયાનીનાં લગ્ન થયાં તથા શર્મિષ્ઠા તેની દાસી તરીકે સેવા કરવા રહેતી હતી.

આમ ઘણા વખત સૂધી શર્મિષ્ઠાએ પોતાનો કાળ નિર્ગમન કર્યો. એક વેળા ઝુરાપામાં તથા કામાગ્નિમાં બળતી હોવાથી તેને મૂર્છા આવી ગઈ. આ વખતે યયાતિ રાજા પાસેના કુંજમાં આ સ્ત્રીના આલાપને સાંભળતો હતો.તે તરત ત્યાં દોડી ગયો તથા શર્મિષ્ઠા મૂર્છાથી નીચે પડી જતી હતી તેને ઉંચકી લીધી. કેટલીકવારે શર્મિષ્ઠાને જ્યારે મૂર્છા વળી ત્યારે તેણે જોયું કે, હું યયાતિના ખોળામાં છું. આ વખતે શર્મિષ્ઠાએ કહ્યું કે, તમે મને છોડી દ્યો. જો ગુરૂપુત્રી આ જોશે તો આપણ બેઉને શાપ આપશે, જેથી તમારૂં તથા મારૂં બેઉનું અનિષ્ટ થશે. યયાતિએ શર્મિષ્ઠાની વાત ગણી નહિ તથા તેને પોતાની સાથે મહેલમાં લઈ ગયો. આ શર્મિષ્ઠાથી યયાતિને સંતાનોત્પત્તિ થઈ. આ બાબતની દેવયાનિને ખબર પડી. એટલે તે રીસાઇને પોતાને પિયેર ચાલી ગઈ. યયાતિરાજા તેને મનાવવા તેની પાછળ દોડયો. આ વખતે શુક્રાચાર્યે તેને શાપ આપ્યો કે, તું વૃદ્ધાવસ્થાને પામ. આથી યયાતિ વૃદ્ધાવસ્થાને પામ્યો.પણ તે વૃદ્ધાવસ્થા બીજા કોઈથી લઈ શકાય, એવી રીતનો શાપ હતો. યયાતિએ પોતાના બધા છોકરાને બોલાવ્યા તથા એક પછી એક સઘળાને પોતાની જરાવસ્થા લેવાનું કહ્યું, પણ સઘળએ ના કહી. સૌથી નાના છોકરા પૃથુએ તે હા પાડી. આથી પૃથુએ જરાવસ્થા લીધી તથા પોતાની યુવાવસ્થા પોતાના પિતાને આપી.

---

## (૩૪) સત્યવતી.

સત્યવતીનું બીજું નામ મત્સ્યગંધા હતું. તે એક મચ્છીમારની પુત્રી હતી. તે મચ્છીમારને ત્યાં ઉછરીને મોટી થઈ હતી. તેનું કામ એ હતું કે, વટેમાર્ગુઓ નદી ઓળંગવા આવે તો

તેને પોતાની હોડીમાં બેસાડી સામે પાર લઈ જતી. એક વેળા પરાશર ઋષિ આ હોડીમાં બેસી સામે પાર જતા હતા. આ કન્યાપર પરાશરની કામવાસના થઈઆવી. પછી ઋષિએ પોતાની ઇચ્છા દર્શાવી ત્યારે કન્યાએ બાનું કાઢયું કે, મારા અંગમાં મત્સ્યની દુર્ગંધ છે. મારા કન્યાપણાનો ભંગ થાય તથા આગળ પાછળના લોકો જૂવે. ઋષિએ કહ્યું કે, હું તને વચન આપું છું કે, તારા કન્યાપણાનો ભંગ નહિ થાય. વળી તેનું શરીર મત્સ્યની દુર્ગંધવાળું હતું, તેને બદલે સુગંધીવાળું કર્યું. આથી તે કન્યાનું નામ યોજનગંધા પડયું. ત્યાર બાદ ઋષિએ વાદળ-વડે સૂર્યને આચ્છાદિત કરી નાંખ્યો. એટલે સઘળે અંધકાર થઈ ગયો. મત્સ્યગંધાએ પછી ઋષિની માંગણી સ્વીકારી. આથી જે પુત્ર થયા, તે વ્યાસ હતા. આ વ્યાસે જન્મતાંનીવાર વનમાં ચાલવા માંડયું તથા પોતાની માને કહેતા ગયા કે, મારી તને જ્યારે જરૂર પડે ત્યારે તું મને સંભારજે. હું તારૂં કોઈ પણ કાર્ય કરી આપીશ. પછી પેલી યોજનગંધા મછી-મારનારને ત્યાં રહી. એક વેળા શંતનુ રાજા શિકાર કરવા ગયો. ત્યાં તેને દૂરથી યોજનગંધાની સુવાસ આવી. આ સુવાસથી લોભાઈ તે મછીમારને ત્યાં ગયો. ત્યાં પેલી કન્યાને જોઈ તે વિહ્વળ બની ગયો. મછીમારે કહ્યું કે, હું મારી છોકરી આપને આપું, પણ આપને ભીષ્મ મોટો પુત્ર છે તથા મારી છોકરીને જે સંતાન થાય, તેને રાજ્ય ગાદી મળે નહિ. માટે હું આપને આ છોકરી પરણાવી શકું નહિ. પછી રાજા મનમાં વિચાર કરતો કરતો પોતાને નગર ગયો. ત્યાં પણ રાત દિવસ રાજાને તેજ વાત ઘોળાયા કરતી હતી. આથી દિવસે દિવસે રાજા શોષાવા લાગ્યો. ભીષ્મ આ કારણ જાણી ગયા તથા પોતે મછીમારને ત્યાં જઈ કહેવા લાગ્યા કે, તું

મારા પિતાને તારી છોકરી આપ. હું રાજ્યગાદી નહી લઈશ. મછીમારે કહ્યું કે, આપ જોકે રાજપાટ નહિ લો, પણ આપના પુત્રો મારીને રાજગાદી મારા દોહિત્રો પાસેથી છીનવી લે તો તેનું કેમ ? ભીષ્મે પણ લીધું કે, હું મરણપર્યંત બ્રહ્મચર્ય પાળીશ, કે જેથી મને સંતાન થવાનો ભય રહેશે નહિ. ભીષ્મની આ પ્રતિજ્ઞા થયા પછી મછીમારે પોતાની કન્યા શંતનુને આપી. આ પછી તે કન્યાનું નામ સત્યવતી પાડવામાં આવ્યું. શંતનુથી એને બે પુત્રો થયા. એક ચિત્રાંગદ તથા બીજો વિચિત્રવીર્ય. એક વેળા કાશીરાજને ત્યાં સ્વયંવર થયો. ત્યાંથી અંબા, અંબિકા તથા અંબાલિકા આ ત્રણ કન્યાઓને બધા રાજાઓને મારી ભીષ્મ ઉપાડી લાવ્યા. આમાંથી અંબિકા તથા અંબાલિકા ભીષ્મના ભાઈ સાથે પરણી. પણ મોટી અંબાએ કહ્યું કે, મારે શાલ્વ રાજા સાથે પરણવું છે. આથી ભીષ્મે તેને શાલ્વ પાસે મોકલી આપી. પણ શાલ્વે તેનો સ્વીકાર કર્યો નહિ. આથી તે ભીષ્મ પાસે આવી. પણ ભીષ્મે તેનો સ્વીકાર કર્યો નહિ. આથી તેણે પોતાનું વૈર ભીષ્મના પર લેવા વનમાં જઈ તપ કરવા માંડયું તથા બીજા જન્મમાં શિખંડીરૂપે થઈ તે વૈર તેણે લીધું. ચિત્રાંગદ તથા વિચિત્રવીર્ય રાજ્ય ચલાવતા હતા. સત્યવતી તથા ભીષ્મ સર્વ પ્રકારની વ્યવસ્થા કરતા હતા. પણ તે બેઉ ભાઈઓ કોઈ પણ સંતાન વગર મરણ પામ્યા. આથી સત્યવતીએ ભીષ્મને કહ્યું કે, તમારા ભાઈઓની સાથે નિયોગ કરી પુત્રોત્પત્તિ કરો. પણ ભીષ્મે ના પાડી. પછી સત્યવતીને યાદ આવ્યું કે, કુમારાવસ્થામાં તેને વ્યાસપુત્ર થયા હતા. તેમનું સત્યવતીએ સ્મરણ કર્યું. વ્યાસે નિયોગથી તે વિધવાઓવડે ધૃતરાષ્ટ્ર તથા પાંડુ નામે બે પુત્રો ઉત્પન્ન કર્યા, જેના સંબંધી

વાત મહાભારતમાં પ્રસિદ્ધ છે. ત્યાર પછી સત્યવતી કેટલોક કાળ પછી મરણ પામ્યાં.

---

## (૩૫) સુલભા.

સુલભા પ્રધાન નામના રાજાની પુત્રી હતી. નાનપણથી તે યોગવિદ્યામાં ઘણી કુશળ હતી. આત્મજ્ઞાનની ચર્ચામાં તે પોતાનો સઘળો સમય વ્યતીત કરતી હતી. આ સુલભાએ અનેક જ્ઞાની તથા સંન્યાસીઓના મુખથી સાંભળ્યું હતું કે, જનક રાજા મહા જ્ઞાની છે. આ બાબતનું પારખું જોવા એક વેળા તે યોગીનો વેશ ધારણ કરી, જનક રાજાના દરબારમાં ગઈ. રાજાએ આ યોગિનીને યોગ્ય આસનપર બેસાડી, તેનો યોગ્ય રીતે સત્કાર કર્યો. પછી તે બધા મંત્રી તથા બ્રાહ્મણોના દેખતાં સુલભાએ કહ્યું કે, આ રાજા મુક્ત નથી, પણ બદ્ધ છે. એમ કહી પોતાની યોગશક્તિના બળથી તેની બુદ્ધિમાં પ્રવેશ કર્યો. પોતાના નેત્રના પ્રકાશથી તેના નેત્રના પ્રકાશને અટકાવ્યો તથા પોતાના ચિત્તથી તેના ચિત્તને પોતાને સ્વાધીન કર્યું. જનક પણ અજ્ઞાની ન હતો. તેણે જોયું કે, આ યોગિનીએ યોગશક્તિથી મારા શરીરમાં પ્રવેશ કર્યો છે. એટલે તેણે પ્રશ્ન કર્યો કે, અરે યોગિનિ! તું ક્યાંથી આવી છે ? હું તારામાં કોઈ પણ રીતનો સાધુભાવ જોતો નથી. જો કે મારી પાસે રાજ્યનાં સર્વ ચિહ્નો છે, છતાં પણ હું મુક્ત છું. જેમ કે બીને વાવવામાં આવે છે તો તે ઉગે છે. પણ જો સેકેલાં બી વાવવામાં આવે છે તો તે ઉગતાં નથી. તેમ કર્મ જો વાસનારહિત થઈ કર્યાં હોય છે તો કોઈ પણ પ્રકારે તે જન્મમરણને કરતાં નથી. મારા શરીરપર કોઈ ચંદન

ચઢાવો અથવા કોઈ પણ પ્રહાર કરો તો તે બેઉ મારા મનને સરખા છે. તેં મારા શરીરમાં પ્રવેશ કર્યો છે તથા મને વશ કરવા પ્રયાસ કર્યો છે. માટે તું મારી અપરાધી છે. આવી રીતનાં વચન કહી રાજાએ સુલભાનો ગર્વ બાળી નાંખ્યો.

પછી સુલભા બોલી; આપ જે કહો છો, તેથી મને લેશ પણ ક્રોધ ચઢયો નથી. હું હમેશ વેદાંતશાસ્ત્રનું અધ્યયન કરી પૃથ્વીપર ભટકું છું. મેં લોકના મુખથી સાંભળ્યું હતું કે, મહારાજા જનક આત્મજ્ઞાની છે. તેથી તે પારખું જોવા આપની પાસે આવી હતી. આપનો સંસારની સાથે લેપ જળકમળવત્ જોઈ હું આપનાપર પ્રસન્ન થઈ છું. હું એક રાત્રિસિવાય કોઈ પણ ઠેકાણે વધારે વાર રહેતી નથી. તેજ પ્રમાણે અહીંપણ હું આજની જ રાત રહીશ તથા કાલે મારા સ્થાન પ્રત્યે ચાલી જઈશ. અધ્યાત્મજ્ઞાન કાંઈ ભગવાં લુગડાં પહેરવાથી મળતું નથી. પણ તે સર્વ વાસનાઓના ત્યાગવડે જ મળે છે. આમ કહી સુલભા ત્યાંથી બીજે દિવસે ચાલ્યાં ગયાં.

---

## (૩૬) શકુંતલા.

શકુંતલા વિશ્વામિત્રથી મેનકા નામની અપ્સરામાં ઉત્પન્ન થઈ હતી. જેવી તે જન્મી, તેવાં જ તેનાં માતાપિતાએ તેનો ત્યાગ કર્યો હતો. તે કણ્વ ઋષિને ત્યાં ઉછરી મોટી થઇ હતી. શકુંતલા અત્યંતરૂપાળી હતી. વળી કણ્વ જેવા ઋષિને ત્યાં રહી હતી, તેથી ઇતિહાસ, વેદ, પુરાણ વગેરેમાં તે અત્યંત કુશળ હતી. કણ્વ ઋષિના આશ્રમમાં જે કોઈ આવતું, તેની અતિથિસેવા કરવાનું કામ શકુંતલાને સોંપ્યું હતું. એક વેળા

કણ્વ ઋષિ કોઈ કાર્યવશાત્ બહાર ગયા હતા. તેવામાં પુરૂવંશનો દુષ્યંત રાજા મૃગયા રમતો કણ્વ ઋષિના આશ્રમ-પર આવી ચઢયો. તેણે અંદર આશ્રમમાં આવી, આશ્રમમાં બેઠેલી શકુંતલાને પૂછયું કે, કણ્વ ઋષિ ઘરમાં છે કે નહિ? શકુંતલાએ કહ્યું કે, ઋષિ બહાર ગયા છે. આપ આસનપર બેસો. હમણાં થોડા વખતમાં મારા પિતા આવી પહોંચશે. ત્યારબાદ શકુંતલા તથા દુષ્યંત વચ્ચે કેટલીક વાતચિત થઈ. છેવટે રાજાએ હસતાં હસતાં શકુંતલાને કહ્યું; તેં મારો અતિથિસત્કાર એવી તો સારી રીતે બજાવ્યો છે કે, તેં મારા મનનું હરણ કર્યું છે. તારૂં શરીર વનના કલેશ ભોગવવા યોગ્ય નથી. તું ક્ષત્રિયની પુત્રી છો તથા તું મારા સરખા રાજાને ત્યાં રાણીપદ ભોગવવાને યોગ્ય છો. શકુંતલા રાજાનું આ કહેવું સાંભળી તદન શરમાઈ ગઇ તથા કશું બોલી શકી નહિ. તેણે નીચું મુખ કરી જવાબ આપ્યો કે, લગ્નના સંબંધમાં હું સ્વતંત્ર નથી. હમણાં જ થોડા વખતમાં મારા ધર્મપિતા આવશે તથા તેમની સંમતિ લીધા પછી થઈ શકે. કણ્વે કહ્યું કે, ક્ષત્રિયોને માટે ગાંધર્વ વિવાહ કહેલો છે. માટે તેમાં સંમતિની કશી જરૂર નથી. પછી તે બેઉ ગાંધર્વ લગ્નથી પરણ્યાં. ત્યારબાદ દુષ્યંત રાજા પોતાના નગર તરફ જવા તૈયાર થયો, તેવામાં શકુંતલાએ પુછયું કે, આપ તો જાઓ છો. પણ તમો મારી કેવા પ્રકારની વ્યવસ્થા કરો છો? દુષ્યંતે કહ્યું કે, તને લઈ જવા માટે હું તારે માટે પાલખી મોકલીશ. દુષ્યંત ગયા પછી થોડે વખતે કણ્વમુનિ આશ્રમપર આવ્યા. લજ્જાથી કણ્વ મુનિ પાસે શકુંતલા જઇ શકી નહિ. કણ્વ જ્ઞાની હતા. તે સમાધિથી જાણી ગયા તથા શકુંતલા ગાંધર્વ લગ્નથી દુષ્યંત જેવા મહારાજાને પરણી છે, એમ

જાણી ઘણા ખુશી થયા. તેણે શકુંતલાને આશીષ આપી તથા કહ્યું કે, તને જે પુત્ર થશે, તે આખા ભરતખંડનું રાજ્ય ભોગવશે.

શકુંતલાને દશમાસ થયા પછી એક પુત્રરત્ન થયું. આ પુત્ર ઘણો જ રૂપવાન્ તથા બુદ્ધિશાળી થયો. આ કુમારનું નામ ઋષિએ સર્વદમન એવું પાડયું. કુમાર ઋષિને આશ્રમે રહી મોટો થયો. ત્યાર બાદ એક વેળા ઋષિએ શકુંતલાને કહ્યું કે, તું હવે પુત્રને લઇ તારે સાસરે જાય તો સારૂં કહેવાય. પિયેરમાં રહેવાથી સ્ત્રીના ચારિત્ર્યને કલંક લાગે. પછી શકુંતલા પિતાની આજ્ઞા લઇ પોતાને સાસરે જવા નીકળી. તેની સખીઓ પણ શકુંતલાને જતી જોઇ અત્યંત રડવા લાગી. કણ્વ ઋષિ પણ પોતાની ધર્મપુત્રીને વિદાય કરતી વખતે અત્યંત ગળગળા થઇ ગયા. ઋષિઓ શકુંતલાને તથા તેના પુત્રને દુષ્યંતની રાજધાની હસ્તિનાપુર લઇ ગયા. તેઓએ રાજાને ઓળખાણ પાડી તથા પાછા પોતાના આશ્રમે આવ્યા. શકુંતલા રાજાનું પૂજન કરી બોલી; આ પુત્ર તમારો છે. તમે આશ્રમમાં જે વચન આપ્યું હતું, તે સત્ય કરવું જોઇએ. દુષ્યંતે જાણ્યું કે, જો હું આનો સ્વીકાર કરીશ તો લોકમાં મારી અપકીર્તિ થશે. આથી જાણતા છતાં પણ તેણે પુત્રનો તથા શકુંતલાનો સ્વીકાર કર્યો નહિ. આ વખતે શકુંતલાનાં નેત્ર લાલચોળ થઇ ગયાં તથા બોલી; મનુષ્ય જે કંઇ પાપકર્મ કરે છે, તે પરમેશ્વર તો જાણે છે જ. વળી મનુષ્ય પોતે પોતાની સ્ત્રીને વિશે પુત્રરૂપે જન્મે છે. આથી પત્નીને જાયા કરી કહે છે. વળી પું નામના નરકમાંથી પુત્ર તારે છે. આથી તેને પુત્ર કહે છે. આ પુત્ર તથા હું જાયા તમારાં છીએ. પતિવ્રતા સ્ત્રી મરણ પછી પતિના લોકમાં જાય છે. આથીજ લગ્નમાં પણ પ્રતિજ્ઞા લેવાય છે કે,

**प्र मे पतिया नः पंथा कल्पतां शिवा अरिष्टा पतिलोकं गमेयम्॥**

દુષ્યંતે કહ્યું કે, હું તારી સાથે પરણ્યો હોઉં તથા મને પુત્ર થયો હોય તેની મને ખબર નથી. શકુંતલાએ ત્યાંથી ચાલવા માંડયું.તે વેળા આકાશવાણી થઇ કે, હે રાજા ! તું આ શકુંતલાની સાથે પરણ્યો છે. તે તારી ગાંધર્વ લગ્નથી પરણેલી સ્ત્રી છે તથા આ પુત્ર તારો છે.તેનો તું સ્વીકાર કર. દુષ્યંતે પછી તે પ્રમાણે સ્વીકાર કર્યો. તેણે પોતાના અમાત્યને કહ્યું કે, જો શકુંતલાનો આકાશવાણી થયા વિના મેં સ્વીકાર કર્યો હોત તો લોકમાં મારી અપકીર્તિ થાત. પછી તેણે પોતાના પુત્રને તથા શકુંતલાને રાજમહેલમાં દૂતો મોકલી બોલાવી લીધા. રાજાએ પોતાની સ્ત્રીને કહ્યુંકે, મેં જે તમારૂં અપમાન કર્યું, તેથી ઓછું આણશો નહિ. જો મેં આમ ન કર્યું હોત તો લોક આપણને પતિપત્ની માનત નહિ. તેમ જ આ પુત્રને યુવરાજપદ આપત નહિ. પછી મોટા ઠાઠમાઠથી તેણે પુત્રને યુવરાજપદપર અભિષેક કર્યો.

---

## (૩૭) સતી સીમંતિની.

સુત કહે સાંભળ ભૂદેવ, પરિપૂરણ કરજો શિવસેવ;
કારણ વિના પૂજે પશુપતિ, તે પામે નિશ્ચય સદગતિ. ૧
વિશ્વાસ નિજ ચિત્તે ધરે, તે પણ સુખ પામે ભવ તરે;
જેમ જાણો તેમ સેવો ઇશ, જેને નમે સુર ક્રોડ તેત્રીશ. ૨
નિર્વિકાર નિરંજન જેહ, નિર્મળ પદ તો કહીએ તેહ;
શંકર તત્વ જાણ્યો બહુ સાર, અનેક તર્યા ભવસાગર પાર. ૩
પ્રદોષે પૂજિયે નિરધાર, મનવાંછિત આપે સોમવાર;
સંધ્યા સમયે પૂજીયે અવિનાશ, સોમ દિવસ રહિયે ઉપવાસ. ૪

વાનપ્રસ્થ બ્રહ્મચારી જતિ, ગૃહસ્થે પૂજવા ગિરિજાપતિ;
નાના મોટા વર્ણ અરાડ, તેણે પૂજવા વિશ્વાધાર. ૫
વિધવા સધવા કન્યાસાર, શંકર વ્રત કરવા સોમવાર;
પ્રદોષ પુણ્યનો પાર નહી લહું, એ કથા વિસ્તારી કહું. ૬
જે સાંભળતાં અતિ સુખ થાય, જન્મ મરણની આરત જાય;
સકલ લોકે જશ થાયે ઘણો, અંતે પદ પામે શિવ તણો,
અજાવ્રત દેશે એક ભૂપ, પ્રગટ હુવો જાણે પોયણરૂપ;
ચતુર શિરોમણ ગુણ નિધાન, ચિત્રવર્મા તેનું અભિધાન. ૮
દુર્બળ દીન તણો પ્રતિપાળ, શત્રુ દુર્બુધ દુષ્ટનો કાળ;
અનેક યજ્ઞ કરે નિત્ય નવા, રાજધુરંધર સુત પામવા. ૯
વેદ વિધિગત જાણે ધર્મ, ક્ષત્રિયતણાં નિત્ય પાળે કર્મ;
હરિશંકર બેઉનો વિશ્વાસ, વેદ પુરાણ કરે અભ્યાસ. ૧૦
અનેક સ્રીઓ પણ સંતતિ નહી, વૃદ્ધ વયે અતિ ચિંતા થઇ;
શિવ પૂજે દઢ પ્રીતે કરી, એમ કરતાં થઇ એક દીકરી. ૧૧
ચિત્રવર્મા સુખ પામ્યો ઘણું, વંધ્યા દુઃખ ટાળ્યું અમતણું;
અનેક પેરના આપ્યાં દાન, સીમંતિની પાડ્યું અભિધાન. ૧૨
સુંદર રૂપ સુલક્ષણે ભરી, કટીસ્થાન જાણે કેસરી;
અંગેઅંગ અપર મિતસાર, તેનો હું કેમ કરૂં વિસ્તાર. ૧૩
દ્વિજ મેળવ્યા ભૂપતિએ ઘણા, જોવડાવ્યા ગ્રહ પુત્રી તણા;
એક બ્રાહ્મણ કહે સાંભળો રાય, એના ભાગ્ય તણો નહિ પાર. ૧૪
રૂપ તેજ કમળા નિરધાર, સોભાગ્યપણે ગિરિતનયાસાર;
ચતુર પણે દમયંતી તોલ, બ્રહ્મ તનયાવત્ કહેશે બોલ. ૧૫
અદ્‌ભુત્ પુત્ર પ્રસવશે આઠ, જાણે આદિત સુરવર માત;
ચંદ્રકલાવત્ અંગ વાધશે, મિત્ર ભકિત કરિ શિવ સાધશે. ૧૬
નાના વિધ સુખ કરશે ભોગ, અયુત વરષ નિજપતિ સંજોગ;
સીતા સરખી સાધ્વી થશે, સ્વામી સહિત શિવલોકે જશે. ૧૭

બ્રાહ્મણ કહે રસના છે એક, એના ભાગ્યનો કેમ કહું છેક;
નૃપ સાંભળી પ્રીતિ પામ્યો ઘણી,આપ્યા અશ્વરથ અંબર મણી. ૧૮
નિરખે થઈ છોકી નૃપભીત, એક બ્રાહ્મણ બોલ્યો અનરીત;
સત્ય વચન કહું સાંભળો રાય, રખે મનમાં તું વ્યાકુળ થાય. ૧૯
કર્મે લખ્યું તે નિશ્ચય થશે, ચૌદમે વર્ષે વિધવા થશે;
એવું વચન સાંભળ્યું દ્વિજ તણું, ભૂપતિ દુઃખ પામ્યો છે ઘણું. ૨૦
દ્રઢ થઈને કરે વિચાર, કર્યું ઇશ્વરનું હશે નિર્ધાર;
મન માને તેમ બોલ લોક, ફોગટનો શો કરવો શોક. ૨૧
પિતા મંદિર સીમંતિની રમે, સહિયર કોઇ બોલી એક સમે;
વરસ ચોદ સુખ પામશો ઘણું, પછી દુઃખ થાશે વિધવાતણું. ૨૨
વિધવા દુઃખ સાંભળીને કર્ણ, યાજ્ઞવલ્કય સ્ત્રીને ગઈ શર્ણ;
મૈત્રેયી જેનું નામ કહેવાય, તેને જઇને લાગી પાય. ૨૩
હું આવી માતા તમ પાસ, વિધવા દુઃખ ટાળવા કરી આશ;
વ્રત ઉપવાસ કહો ઉપાય, જે આચરતાં અતિ સુખ થાય. ૨૪
મૈત્રી કહે સાંભળ વીનતિ, સેવો નિરંતર ગૌરીપતિ;
સોમ પ્રદોષ વ્રત કરજો સહી, ભજજો શિવ ગિરિજા સ્થિર રહી. ૨૫
વચન સુણીને થઈ રળિયાત, સોમ પ્રદોષ ચિત્ત આવી વાત;
શિવ શકિત પૂજે નિરધાર, નિયમ સહિત માંડયા સોમવાર. ૨૬
એમ કરતાં દિન ગયા વહી, પરણાવા જોગ પુત્રી થઈ;
નૈષધ દેશ તણો ભૂપાલ, જેને દમયંતી સતી નાર. ૨૭
ચંદ્રસેન તેનો સુતસાર, ધર્મધુરંધર તેજ અપાર;
તેનો પુત્ર ચિત્રાંગદ નામ, સૂર શિરોમણિ પૂરણ કામ. ૨૮
તેની સંગાતે વિવા કર્યો, ચિવત્રમાં બહુ હરખે ભર્યો;
વિવિધપેર કરી પેહેરામણી, આપ્યા ગજરથ અંબરમણી. ૨૯
અનેક દેશના ભૂપતિ મળ્યા, કરી વિવા સઉ પાછા વળ્યા;
કુંવર રહ્યો સસરાને ઘેર, રીત દર્શયાતણી બહુ પેર. ૩૦

એક દિવસ જલક્રીડા કરે, ક્ષુદ્ર નાવ લઇ યમુના તરે;
હાસ્ય વિનોદે તાળી લે હાથ,આવ્યો મારૂત બૂડયો સઉ સાથ. ૩૧
હાહાકાર થયા બેઉ તીર, જળમાં જોવા પેઠા વીર;
ચિત્રવર્મા કાંઠે રહી રૂવે, મિત્રો નાવ ચડી સઉ જુવે. ૩૨
મછવેધી મળ્યા તત્કાળ, બેઉ તીરે બાંધી છે જાળ;
બૂડયા અનેકકો ગ્રાહે ગળ્યા, કો એક તે મધ્યેથી નીકળ્યા. ૩૩
કોઈક નિસર્યા છોડીને પ્રાણ, કુંવર અલોપ થયો નિર્વાણ;
થયા વિસ્મય સઉ સાંભળી વાત, નગર લોક કરે ઉતપાત. ૩૪
રાજાને ગ્રહી લાવ્યા ઘેર, રાણી વિલાપ કરે બહુ પેર;
સીમંતિની મુર્છાગત થઇ, સકલ અંગ તણી ગતિ ગઇ. ૩૫
શુદ્ધ થઇને કરે વિલાપ, સાહ્ય થજો શંકર માબાપ;
સીમંતિનીએ કર્યો વિચાર, સ્વામી સંગ જઇયે તે સાર. ૩૬
સૌગમની સાંભળીને વાત, પ્રીત કરી સમજાવે તાત;
ગોત્રી એક ચિત્રાંગદ તણો, કુટુંબ સ્નેહ રાખે અતિ ઘણો ૩૭
બાંધવ જાણીને કીધો ધર્મ, ઉર્ધ્વ દેહાદિક કીધાં કર્મ;
એવી વાત નૈષધપુર ગઇ, નગરી સઉ અતિ વ્યાકુળ થઇ. ૩૮
ચંદ્રસેન ત્યાં દુઃખ પામ્યો ઘણું, કહે પ્રાશ્ચિત પ્રગટયું હમ તણું;
હવે હમારી શી ગત થશે, પુત્રવિના નૃપ સ્થાનક જશે. ૩૯
રાણી દુઃખ તણો નહિ પાર, પુત્રવિના કહે ધિક સંસાર,
શોક થકી દાધ્યો વર્ણ, કર્યો દાહે દેહ ધિક સંસાર. ૪૦
કારાગ્રહે ઘાલ્યો મહારાજ, લીધા રિધસિધ સંપત ધનરાજ;
શત્રુ ચિત્ત થાયે અતિ પ્રસન્ન, જેમ જાણે તેમ પીરસે અન્ન. ૪૧
ચંદ્રસેન અતિ દુઃખ મનમાં ધરે, શત્રુવશ રહીને ઉદર ભરે;
એ કથા એટલેથી રહી, સીમંતિનીની શી ગતિ થઇ. ૪૨
તે કથાનો કહું વિસ્તાર, પ્રદોષ વ્રત કીધા સોમવાર;
વિધવા થઇ દુઃખ પામી ઘણું, તોયે વ્રત પાળે શિવતણું. ૪૩

સાચું થયું તે દ્વિજનું કહ્યું, ચૌદમે વર્ષે વિધવા થવું;
મૈત્રિ વચન મન કરિ વિશ્વાસ, વ્રત કરે પૂજે અવિનાશ. ૪૪
મૈત્રીએ ફળ કહ્યું'તું ઘણું, અનંત પુણ્ય શિવ પૂજા તણું.
તે વાત મનમાં રાખી સહી, શિવ પૂજે ચિત્ત સ્થિરતા રહી. ૪૫
જળ ચડાવે પ્રાશ્ચિત જાય, શિવપૂજાથી રિધસિધ થાય;
નાનાં વિધ સુખ પામે સાર, ગંધ અક્ષત પૂજે નિર્ધાર. ૪૬
શુભ વાસના ધુપ દાને હોય, દીપે કાંતિ સમો નહિ કોય;
નૈવેદ્ય હોય ઉત્તમ ભોગ, તાંબુલ દાને પ્રભવે રોગ. ૪૭
ધર્મ અર્થ પરિપૂરણ કામ, પામે મોક્ષ જે કરે પ્રણામ;
હોમેથી બહુ પામે ધન, મુનિજન રંજન અમર પ્રસન્ન. ૪૮
જપ કરે અષ્ટ મહાસિદ્ધિ થાય, તે કારણ પૂજે શિવરાય;
શિવતણો રાખો વિશ્વાસ, જન્મતણાં દુઃખ કરવા નાશ. ૪૯
એ કથા એટલેથી રહી, ચંદ્રાંગદની, શી ગતિ થઈ;
તે સઘળી વિસ્તારી કહું, પ્રીત કરી સાંભળજો સહુ. ૫૦
અગાધ જળનો નાવે પાર, મગન થયો ત્યાં રાજકુમાર;
રસાતલ પન્નગ સ્ત્રી નાગ, કુંવર જોઈ સહુ વિસ્મે થાય. ૫૧
દેખીને મન થયો ઉલ્લાસ, લઈ ગયા તેને તક્ષક પાસ;
તક્ષકપુરની શોભા ઘણી, સ્ફાટિક ભીતે જડી ત્યાં મણી. ૫૨
વજ્ર ગવાક્ષે કનક જાળીયાં,, સપ્ત ભૂમ મંદિર માળિયાં;
શુભ પ્રવાળ મુકતાફળ માળ, શુભટ દ્વારે બેઠા રક્ષપાળ. ૫૩
અંબર ભૂષણ અંગે ભલાં, જેનાં મૂલ્ય જાયે ન કહ્યાં;
રત્ન સિંહાસન શોભા ઘણી, તે ઉપર પન્નગ વરમણી. ૫૪
સહસ્ર ફણા શિર શોભામણી, અનેક ભકિત કરે તે તણી;
કો બાળક કો સેવક સાર, તેજ પરાક્રમનો નહિ પાર. ૫૫
નાગે દીઠો રાજકુમાર, રીસ કરી બોલ્યો તેણીવાર;
કોણ લાવ્યો આ બાળક અહીં, કહો સાચું એ શી ગતિ થઇ. ૫૬

વિનય સહિત જોડી બે હાથ, નાગકન્યા કહે સાંભળો નાથ;
હમો ગયા નિર જમના તીર, દીઠો ત્યાં એ બાળક ધીર. ૫૭
ચપળ નેત્ર અંગ શોભા ઘણી, દેખાડવા લાવ્યા તમભણી;
આજ્ઞા દો તે કરિયે હમે, એવું કહી સઉ ચરણે નમે. ૫૮
તક્ષકે કોપ તજ્યો તે વાર, સમીપ તેડયો રાજકુમાર;
કોણ કારણ તું આવ્યો અહિં, કોણ પિતા તમો રહોછો કહીં; ૫૯
કોણ જાત માતા તમ તણી, ભકિત કરો કોણ દેવની ઘણી;
ઇછા હોય તે કહો મહારાજ, રખે રાખો મનશું લાજ. ૬૦
ચરણે નમ્યો સાંભળી નૃપ, સૂત અનેક સ્તુતિ કરે અદભુત;
કહે ભૂમંડળ નૈષધ ધામ, તાંહાનો નૃપ નળરાજા નામ. ૬૧
ચંદ્રસેન નૃપ નળનો સુત, ક્ષત્રિ ધર્મ પાળે અદભુત;
તેના પુત્ર ચિત્રાંગદ હમે, જેને વાત પૂછો છો તમે. ૬૨
ચિત્રવર્મા ઘેર વેવા થયો, દર્શાયા જમવા હું ત્યાં રહ્યો;
સખા સહિત રમવા સાંચર્યા, ક્ષુદ્ર નાવ લઇ જમુના તર્યા. ૬૩
ભાંગી હોડી સઉ બુડ્યા સહી, કર્મ સંજોગે હું આવ્યો અહીં;
હવાં કોટિજન્મનાં અઘ નાશ, નાગકન્યા લાવી તમ પાસ. ૬૪
માતપિતા બેઉ કીધા ધન્ય, સ્વામિતણાં પામ્યો દર્શન;
અપૂરવ દીઠા મહારાજ, કીધો કૃતારથ મુજને આજ. ૬૫
જે દીઠેથી સઉ દુ:ખ ટળ્યું, પૂર્વ પુણ્ય ફરી આવી મળ્યું;
એવું કહીને લાગ્યો પાય, વળતો બોલ્યો તક્ષકરાય. ૬૬
કોણ દેવને અદકો ગણી, પરમભકિત કરો તેહ તણી;
જેને ભજતાં ભવ દુખ સમે, એવો કોણ સેવો છો તમે. ૬૭
વળતો બોલ્યો રાજકુમાર, હમે ભજીયે છે વિશ્વાધાર;
જેને અંશે અજ અવતર્યો, રાજસ ગુણ અંગીકૃત કર્યો. ૬૮
ચરઅચરને સર્જે જેહ, આદિ અનાદિ શિવ સેવું તેહ;
વિષ્ણુ વિશ્વંભર નામ કહેવાય, કમળા જેના સેવે પાય. ૬૯

સાત્વિક ગુણ તે વૈકુંઠ રાય, તેના પ્રભુને કરૂં પ્રણામ;
રૂદ્રરૂપે તામસગુણ ધરે, પ્રલય સ્થાવર જંગમને કરે. ૭૦
નિરાકાર નિરંતર બ્રહ્મ, રૂપ અરૂપ સૌ વર્જિત કર્મ;
શંભુ છે તે તેજ પ્રકાશ, અમરતણો તે પ્રભુ અવિનાશ. ૭૧
રૂપ તક્ષક ધરે આભર્ણ, પરમ પ્રીત કરે બેઉ કર્મ;
અહરનિશ કરે સૌ સેવ, અધિક નામ જાણું મહાદેવ. ૭૨
એવી વાત પન્નગવરે સુધી, આપ્યા અંબર શુધ બહુ મણી;
શિવ સેવક જાણ્યું અભિધાન, પ્રસન્ન થઇ દીધાં સનમાન. ૭૩

## વલણ.

સનમાન દીધાં પ્રસન્ન થઇને, પન્નગ સૌ બહુ સ્તુતિ કરે;
મહાદેવ સુત હરદેવ કહે, નૃપ ઉગાર્યો ગિરિજાવરે. ૭૪

## આશાવરી.

માણુસરૂપ ધરીને, આવ્યો ફોગટ પ્રાણીરે;
હરિહર કેરી ભકિત ન કીધી, રામ ન બોલ્યો વાણીરે. માણુસ૦
માત તાતનું જોબન છેદ્યું, અવર ન કાંઈ કીધુંરે;
જોગ ભોગની વાત ન જાણી, તેં આતુરદાન દીધુંરે. માણુસ૦
મોહ તૃષ્ણા મમતાએ વિટાયું, ઉનમત આપ વખાણેરે;
ધન દારા સુત સંપત દેખી, મૂરખ કાંઈ ન જાણેરે. માણુસ૦
જે જેમ આવ્યો તે તેમ જાશે, ત્યાંહાં આરત શી કરીએરે;
ગૌરીવર ગોપીવર ચરણે, પ્રીત કરી ચિત ધરિયેરે. માણુસ૦
દુરિજન દુષ્ટ મુખ બોલિ ન જાણે, શિવનારાયણનું નામરે;
કહે હરદેવ હરિહર સેવો, અવસરે આવે કામરે. માણુસ૦

## રાગ મલ્હાર.

સુત બોલ્યારે, શૌનક રૂષિ શ્રવણે ધરો;
પ્રીત પૂરણરે, શંકરવ્રત પૂજા કરો. ૧

શિવ સેવોરે, મનવાંછિત ફળ દે સહી;
શિવ ભકતનેરે, ત્રિવિધ તાપ પીડે નહી. ૨
સીમંતિનીરે, ચંદ્રાંગદની યુવતી;
તેણે પૂજ્યારે, પ્રદોષે ગૌરીપતિ. ૩
વ્રત પૂજારે, મહિમાથી સુત ઉગર્યો;
દુઃખ સાગરેરે, ચંદ્રાંગદ પૂરણ તર્યો. ૪
પન્નગવરેરે, આદર ભાવ કીધા ઘણા;
કંઠે આરોપ્યારે, હાર અમૂલ્ય સોહામણા. ૫
એમ બોલ્યારે, વર માગો મન ભાવતા;
જાણ્યા નહી રે, શિવ સેવક અહીં આવતા. ૬
જો જાણુતરે, તો આવત સામા સહી;
સુખ ભોગવોરે, મણિ શોભિત મંદીર રહી. ૭
રોગ શોકજરે, તસ્કર વર્જિત પુર સદા;
કલ્પ તરૂવરરે, ઈચ્છા પૂરે સર્વદા. ૮
અમ્રત રસેરે, પૂરણ વાવ સોહામણી;
નાગકન્યારે, પરમ ભકિત કરશે ઘણી. ૯
દુષ્ટ દુખનીરે, કોઇ ન જાણે સંભાવના;
અંગે અરચોરે, શીતલ ચંદન બાવના. ૧૦
નિશ્ચળ થઇનેરે, ચિંતા સઘળી પરહરો;
મન ભાવતાંરે, વિવિધ ભોગ નિત્યે કરો. ૧૧
એવું સાંભળીરે, બોલ્યો એમ નૈષધપતિ;
પ્રભુ સાંભળોરે, સત્ય કહું એક વીનતી. ૧૨
હુમ નારીરે, સીમંતિની વ્યાકુળ થશે;
તે તો પરણીરે, શ્વશુર મંદિર હવે જશે. ૧૩
પતિવ્રતારે, નારી શિરોમણી છે સતી;
સોમવારેરે, પ્રીતે પૂજે ગિરિજાપતિ. ૧૪

અમ ઉપરરે, શ્વશુર સ્નેહ રાખે ઘણો;
કરી કરૂણારે, પૂરો મનોરથ તે તણો. ૧૫
દુઃખ ઉપન્યું રે, વય વૃદ્ધ માતપિતાતણું;
શત્રુ થઇનેરે, દાયાદ દુઃખ દેશે ઘણું. ૧૬
એવું સાંભળીરે, તક્ષક પ્રીત પામ્યો ઘણી;
તોલ પૂરારે, એક ભાર આપ્યા મણિ. ૧૭
મનવેગીરે, અશ્વ એક આપ્યો ભલો;
સેવાકારીરે, રાક્ષસ સંગે મોકલ્યો. ૧૮
એક નાગનેરે, તક્ષકે કરી વીનતિ;
સાહ્ય કારણરે, સંગ રહેજો જ્યાંહાં ભૂપતિ. ૧૯
વર આપ્યોરે, સકલ લોક બહુ જશ હશે;
શત્રુ દળરે, તમને દેખી નાશી જશે. ૨૦
ચંદ્રાંગદરે, આજ્ઞા માગીને સંચર્યો;
મણિ અંબરરે, ભાર રાક્ષસને શિર ધર્યો. ૨૧
સંગે નાગનીરે, જમુના ત્રટ આવી રહ્યો;
તીર દેખીનેરે, અતિ ઉલટ મનમાં થયો. ૨૨
અશ્વે ચડીરે, જમુનાત્રટ ક્રીડા કરે;
નરરૂપેરે, રાક્ષસ પન્નગ પૂઠે ફરે. ૨૩
તેણે દિવસેરે, સોમપ્રદોષ ઉતો સહી;
ત્યાં નહાવારે, સિમંતિની આવી રહી. ૨૪
નર દીઠોરે, ઉત્તમ અશ્વ નચાવતો;
એ નરનેરે, કંઇએક મેં દીઠો હતો. ૨૫
વિસ્મે થઇરે, સહિયરને કહે વીનતિ;
રૂપ સુંદરરે, જાણે ચંદ્રાંગદ ભૂપતિ. ૨૬
કર્મ ફેરારે, લખ્યા લેખ મીટે નહી;
રંક હાથેરે, ઉત્તમ હાથ છાજે નહી. ૨૭

એમ કહેતારે, કામબાણે વ્યાકુળ થઇ;
રૂપ જોઇનેરે, ચિત્રામણ વત્ થઇ રહી. ૨૮
વરસ ત્રણેરે, નૃપનંદન આવ્યો ફરી;
તેણે દીઠીરે, નારી અનેક દુઃખે ભરી. ૨૯
સૌભાગ્યનુંરે, લક્ષણ એક દીસે નહી;
કંઠે ભૂષણરે, અંજન તિલક શોભા નહી. ૩૦
નિસ્તેજથીરે, સકલ અંગ શોભા ગળી;
વ્રત શોકથીરે, શરીર અંગ હાર્યો વળી. ૩૧
લટ છૂટીરે, રૂખ મસ્તક ગુંથ્યા વિના;
મુખ પાંડુરરે, અતિ દુર્બળ જોઇ અંગના. ૩૨
દુઃખ પામ્યોરે, અશ્વ મૂકી પાળો થયો;
પગે ચાલીનેરે, સીમંતિની પાસે ગયો. ૩૩
મુખે બોલ્યોરે, કોણ જાત છે તમતણી;
દેહ દુર્બળરે, પ્રથમ કાંતિ હતી ઘણી. ૩૪
લાજ પામીરે, મધુર વાચક શ્રવણે સુણી;
સખીને કહ્યુંરે, કહો માંડી ગત અમતણી. ૩૫
સખી ઓચરીરે, સાંભળો એક કથા કહું;
નૈષધપતિરે, ચંદ્રસેનની એ વહુ. ૩૬
ચંદ્રસેનનોરે, કુંવર ચંદ્રાંગદ છે ભલો;
રૂપ લક્ષણેરે, કોણે નવ જાયો કહ્યો. ૩૭
તેની નારીરે, એ જાણો નિશ્ચય કરી;
ચિત્રવર્મારે, નૃપવર કેરી દીકરી. ૩૮
સિમંતિનીરે, નામ જાણો એનું તમે;
દિન પ્રત્યેરે, દ્વિજને જમાડીને પોતે જમે. ૩૯
એનો સ્વામીરે, સ્વશુર મંદિર નિત્યે રમે;
તે તો બૂડયોરે, જમુના જળ કોઇએક સમે. ૪૦

વરસ ચૌદમેરે, વિધવા દુઃખ પામી ઘણું;
તોયે પાળેરે, સોમવ્રત શંકરતણું. ૪૧
શિવ શકિતરે, પ્રીતે પૂજે સંધ્યાસમે;
વિપ્ર વરનેરે, ભૂષણ અંબર આપી નમે. ૪૨
ચંદ્રસેનનેરે, શત્રુએ દુઃખ દીધું બહુ;
નર નારીરે, બંધન કરી લીધું સહુ. ૪૩
બંધનમાં રહીરે, વિપત થકી ઉદર ભરે;
ચિત્રાંગદનેરે, કુંવર નિત્યે સાંભરે. ૪૪
વ્રત જાણીનેરે, તીર્થે નાવા આવી સતી;
હમે માંડીનેરે, કહી એની સઘળી ગતિ. ૪૫
નારી જાણીનેરે, ભાંગી ભ્રાંતિ સૌ ચિત્તની;
હરખ પામીનેરે, વળતી બોલી સીમંતિની. ૪૬
કોણ કારણેરે, એવડી વાત પૂછી તમે;
સ્નેહ સરખારે, પ્રેમલાયક જાણ્યા હમે. ૪૭
નર ગાંધર્વરે, અમર જાત સુત કોણતણા;
યક્ષ રાક્ષસરે, કોણ સંગે આ બે જણા. ૪૮
ગુણ સાગરરે, અતિ વલ્લભ સોહામણા;
કામ સરખારે, મેં દીઠા મહીમા ઘણા. ૪૯
સત્ય બોલોરે, દુર્બળ જાણ્યા કેમેકરી;
કાંહાથી આવ્યારે, કોણ સ્થાનક જાશો ફરી. ૫૦
વાત કહેતારે, નયણે થકી આંસુ ઝર્યાં;
પ્રીત પૂરણરે, સ્વામિ લક્ષણ તો સાંભર્યાં. ૫૧
કંઠ બાંધોરે, મુગ્ધા એમ બોલી સહી;
મુરછા હવીરે, શરીરતણી સૌ સુધ ગઇ. ૫૨
વસુધા તલ પડતારે, રાખી છે એને કર ધરી.
ચિત્રાંગદેરે, પ્રીતિ દીઠી અતિ આકરી. ૫૩

મોહ પામ્યોરે, ઘટીક બે વ્યાકુળ થઇ;
ધીર થઇનેરે, પ્રેમનો બોલ સ્ત્રીને કહ્યો. ૫૪
કર ફેરવ્યોરે, મુખે બોલ્યો સાંભળ સતી;
પ્રદોષેરે, તમે પૂજો છો ગિરિજાપતિ. ૫૫
તેણે કીર્તિરે, સકળ લોક તારી થઇ;
દિન બે પછીરે, નિજ પતિને મળજો સહી. ૫૬
સિદ્ધ રૂપેરે, સકલ લોક ફરિયે હમે;
તારો સ્વામીરે, દીઠો હતો કોઇએક સમે. ૫૭
તમ સંગાથેરે, રહેવા મન ઇચ્છે ઘણું;
દિન થોડેરે, સુખ થાશે સ્વામી તણું. ૫૮
શિવ સેવ્યારે, સુર સરિતા જેણે શિર ધરી;
એવું કહીનેરે, અશ્વાર શીઘ્ર કરી. ૫૯
અશ્વે ચડીનેરે, નૃપવર ત્યાંથી સંચર્યો;
નાગ રાક્ષસરે, સંગ અંગે ઉલટ ભર્યો. ૬૦
શુભ અંબરરે, ચંદન પુષ્પ શોભે સહુ;
તેની વાસનારે, દશ જોજન વ્યાપી બહુ. ૬૧
તાત દેશનીરે, વાડી મધ્યે તે ઉતર્યો;
નવ જોબનેરે, કનક ભૂષણ શોભા ભર્યો. ૬૨
ચિત્રવર્મારે, નગર લોક પાસે ગયા;
વધામણીરે, લેવા સઉ તત્પર થયા. ૬૩
બહુ નારીરે, નગરતણી ટોળે થઇ;
તાંહા ચાલીરે, નર દુહિતા તો ત્યાં રહી. ૬૪
ત્યાં દીઠોરે, ચંદ્રાંગદ વસુધાધિપતિ;
કો નર આવ્યોરે, એ નર કો સઘળી ગતિ. ૬૫
સખી સાંભળોરે, નાશ થયો તે કયાં મળે;
દૈત્ય રાક્ષસરે, અમર માયાને કોણ મળે. ૬૬

વય વર્ણેરે, લક્ષણ મેં જાણ્યાં સહી;
નર નિશ્ચયરે, ચંદ્રાંગદ અન્ય નહિ. ૬૭
એક આવ્યોરે, ચંદ્રાંગદ સરખો સહી;
મન ભાવતીરે, અનેક વાતો તેણે કરી. ૬૮
કર સ્પર્શથીરે, શરીર સુખ પામી ઘણું;
રૂપ લક્ષણથીરે, જાણ્યું લક્ષણ સ્વામીતણું. ૬૯
કોણ જાણેરે, ક્યાંથી આવ્યો ને ક્યાં ગયો;
મન મધ્યેરે, એ અદ્‌ભુત સંધે રહ્યો. ૭૦
કોણ જાણેરે, ઇંદ્રજાળ માયા હશે;
શિવ વ્રતથીરે, મૈત્રી વચન સાચાં થશે. ૭૧
સત્ય વાયકરે, વિપ્રવરનું સાચું થશે;
અષ્ટ અર્ભકરે, એને થશે તેણે કહ્યું. ૭૨
સત્ય જોવારે, શંકરે માયા મોકલી;
સુર બ્રહ્મારે, જે ન જાયે કોણ કળી. ૭૩
એવું ઓચરીરે, સિમંતિની નાવા ગઇ;
હવે સાંભળોરે, કુંવરતણી જે ગતિ થઇ. ૭૪
શણગારીનેરે, રાક્ષસને ત્યાં મોકલ્યો;
મહા બળીયોરે, માયાવી દીસે ઘણો. ૭૫
ગયો પુર વિષેરે, રાક્ષસ કોઇ નહી ઓળખે;
મુખે બોલ્યોરે, નૃપ નિરખે રહેતા રખે. ૭૬
શત્રુ થઇનેરે, નૃપતે સારૂં કર્યું;
ચંદ્રસેનનેરે, બંધન કરી ધનસુખ હર્યું. ૭૭
તેના કુંવરરે, ચંદ્રાંગદ આવ્યા ફરી;
નાગ તક્ષકેરે, જેની પ્રીતે સેવા કરી. ૭૮
આપ્યા અંબરરે, કનક ભૂષણ કુસુમ મણિ;
રાજમહેલોરે, ખોળો જગા રહેવા તણી. ૭૯
ચંદ્રસેનનેરે, ભક્તિ કરી ચરણે નમો;
કપટ કરીરે, જેનેપેરે વેર દમો. ૮૦

ઘર સાથનેરે, કુશળ ધરો જો વાસના;
શિઘ્ર થઈરે, કરો કુંવરની ઉપાસના. ૮૧
જુદ્ધ કરીરે, જો રાખો મન વાસના તમે;
થાવો વહેલારે, તત્પર થઇ આવ્યા હમે. ૮૨
એવું સાંભળીરે, દેહ ધ્રુજે થાય આકળો;
સઉ જન કહેરે, ચંદ્રાંગદને જઈ મળો. ૮૩
એવું સાંભળીરે, દાયાદ નૃપ પાસે ગયો;
બંધ છોડીનેરે, કર જોડી ઉભો રહ્યો. ૮૪
ચરણવંદેરે, પ્રીત કરી બેઉ જણ તણા;
મુખે ઓચરેરે, મેં અપરાધ કર્યા ઘણા. ૮૫
માતતાત છોરે, અનાથનું છાવરજો;
ચંદ્રાગદરે, કુંવરવત્ કરી જાણજો. ૮૬
વર્ણ આશ્રમરે, સૌ કો સુખ પામ્યા ઘણું;
ગીત ગાયેરે, ઘેરઘેર હોય વધામણું. ૮૭
ચંદ્રસેનનારે, મસ્તકે છત્ર સોહામણું;
સિંહાસનેરે, રાજતેજ શોભે ઘણું. ૮૮
વાગે વાજાંરે, શરણાઇ શબ્દ સોહામણા;
નાચે નૃત્ય કરીરે, આશિર્વાદ વિપ્રો ભણ્યા. ૮૯
ગુરૂ મૈત્રીરે, નગરલોક પાસે ગયા;
રાજપુત્રનેરે, ભેટી મન આનંદ થયા. ૯૦
પંચ શબ્દેરે, નોબત વાજે ને ગડગડે;
શુભ જોગેરે, રાજકુંવર અશ્વે ચડે. ૯૧
રાજમાર્ગેરે, કુંવર પધારે જે સમે;
કર જોડીનેરે, જનપદ લોક સઉ નમે. ૯૨
ભાટ ચારણરે, ઉત્તમ જશ મુખે ઓચરે;
વૃદ્ધ બાળકરે, પ્રીતિ પૂરવ સંગે ફરે. ૯૩

માત તાતનેરે, જથા જોગ ચરણે નમ્યા;
તેનાં મનતણાંરે, ત્રિવિધતાપ તત્ક્ષણ સમ્યા. ૯૪
મુર્છા ખાઇરે, મુખે બોલી વિહ્વળ ગયું;
સુત ભેટતારે, રાજા મન વિહ્વળ થયું. ૯૫
જોધ પંડિતરે, રાજસભા પૂરણ બહુ;
સૌ દેખતાંરે, પૂર્વ વાત કીધી સહુ. ૯૬
નાગ તક્ષકેરે, પર્મ ભક્તિ કીધી ઘણી;
તેણે આપ્યારે, વસ્ત્ર શુદ્ધ ભૂષણ મહિ. ૯૭
સુગંધથીરે, સકળ દેશ પરિમળ થયો;
તેણે મોહેરે, કેહે શો રંગ દીઠો તમો. ૯૮
અતિ ઉત્તમરે, વસ્તુ જોઇ વિસ્મે થયા;
તેજ અદ્ભુતરે, સૌકોનાં નેત્ર મીચી રહ્યાં. ૯૯
ચંદ્રસેનનેરે, હરખ પૂરણ આંસુ ઝરે;
એ સાચુંરે, અથવા સ્વપ્ન એમ ઓચરે. ૧૦૦
મૈત્રીવરેરે, સમજાવ્યો નૈષધપતિ:
મુખે ઓચર્યોરે, કુલવંતી વહુ સતી. ૧૦૧
જેના પુણ્યથીરે, મગન પુત્ર હમને મળ્યો;
એવું કહીનેરે, એક સેવક ત્યાં મોકલ્યો. ૧૦૨
ચિત્રવર્મારે, મંદીર કહેવા વધામણી;
સિમંતિનીરે, સાંભળી પ્રીત પામી ઘણી. ૧૦૩
તે સેવકરે, પામ્યો ઉચિત મન ભાવતા;
ધન અંબરરે, અંગે ભૂષણ સોહાવતા. ૧૦૪
સૌભાગ્યેરે, પૂરણ દીઠી આ તો દીકરી;
તેડયા નૃપ સઉરે, વેવા કીધો ત્યાં છે ફરી. ૧૦૫
ધન સંપતરે, રાજ સંપત આપી સઉ;
ચંદ્રસેન કહેરે, પૂર્વ પુણ્યે પામ્યા વહુ. ૧૦૬

એમ કહીનેરે, આપ્યા કુસુમ ભૂષણમણિ;
દશ જોજનરે, શુદ્ધ શોભા તાહાં તે તણી. ૧૦૭
મુકતાફળરે, કંઠે હાર ચંપકતણા;
સુકાય નહીંરે, શુદ્ધ સદા ગુણ તેહતણા. ૧૦૮
ચંદ્રાંગદરે, લાવ્યો પાતાળ વિષે જઇ;
તે જોઇનેરે, સકલ નારી વિસ્મે થઇ. ૧૦૯
ચિત્રવર્મારે, નરનારીને આણંદ થયો;
ચિત્રાંગદરે, મળિ ભેટી નિજપુર ગયો. ૧૧૦
ચંદ્રસેનનેરે, સોંપ્યું રાજ નિર્ભે થયો;
શિવ ભજવારે, જોગધરા વનમાં ગયો. ૧૧૧
ભાવે કરીનેરે, ભજન કર્યું શિવરાયનું;
ટાળ્યું પ્રાશ્ચિતરે, માનસિક વાચિક.કાયનું. ૧૧૨
તે રાજારે, નિર્ભે થઇ શિવપુર ગયો;
સુખે ભોગવ્યુંરે, ગિરિજાવર શરણે રહ્યો. ૧૧૩
ચિત્રવર્મારે, રાયની રીત ભલી હવી;
શિવ ભજતાંરે, કીર્તિ પામ્યો તે અવનવી. ૧૧૪
સૌ ભૂપતિરે. ચંદ્રાંગદની સેવા કરે;
ભૂમંડળમાંરે, આણંદ થઇ સઘળા ફરે. ૧૧૫
સુખ સંપતરે, રિદ્ધ સિદ્ધ પામ્યો ઘણી;
આઠ બાળકરે, એક કન્યા નિશ્ચય હવી. ૧૧૬
શિવ વ્રતથીરે, વિપ્રવાણી સાચી હવી;
વરસ પૂરણરે, દશ સહસ્ર ગયાં વહી. ૧૧૭
સુખ ભોગવીરે, અંતે શંકર પદ ગયા;
નિર્ભે થઇરે, ગિરિજાવર ચરણે રહ્યા. ૧૧૮
નરનારીરે, શિવપુર સુખ પામ્યા ઘણું;
સત્ય માનજોરે, તે પુણ્ય શંકર વ્રતતણું. ૧૧૯

શિવ પૂજેરે, વ્રત મહિમા શ્રવણે ધરે;
સુખ ભોગવીરે, ભવસાગર નિશ્ચય તરે. ૧૨૦

વલણ.

ભવસાગર નિશ્ચય તરે, ગર્ભ સંકટ નાવે ફરી;
મહાદેવ સુત હરદેવ કહે, શિવ ભજો ચિત્ત સ્થિર કરી. ૧૨૧

---

## (૩૮) પદ્મિની.

ઇ. સ. ૧૩૭૫ માં લક્ષ્મણસિંહ ચિતોડની ગાદીએ હતો. તે સગીર વયનો હોવાથી રાજ્યવહિવટ તેનો કાકો ભીમસિંહ ચલાવતો હતો. આ ભીમસિંહ સિંહલદ્વીપમાંથી પદ્મિનીને પરણી લાવ્યો હતો. તેનું રૂપ અનુપમ હતું. આ વેળા અલાઉદ્દીન ખીલજી દીલ્લીની ગાદીપર હતો. પદ્મિનીની સૌન્દર્યતાની ખબર અલાઉદ્દનને પડવાથી તેણે ચિતોડપર ચઢાઇ કરી. બેઉપક્ષ વચ્ચે લાંબો વખત યુદ્ધ થયું, પણ રજપૂતોએ પાછી પાની કરી નહિ. પછી અલ્લાઉદ્દીને પોતાના દૂત સાથે ભીમસિંહને કહાવી મોકલ્યું કે, મારે ચિતોડ લેવું નથી. પણ કેવળ પદ્મિનીનાં દર્શન કરવાં છે. પછી હું પાછો દીલ્લી ચાલ્યો જઈશ. આ વાત ભીમસિંહને તથા બીજા સરદારોને દૂતે કહી. આ વખતે પદ્મિનીએ કહ્યું કે, જો એકવાર મારાં દર્શનથી અલાઉદ્દીન સંતુષ્ટ થતો હોય તો રજપૂતોનાં નકામાં લોહી રેડવાની જરૂર નથી. પછી કહાવેલ દિવસે અલ્લાઉદ્દીન રાણાના મહેલમાં આવ્યો. ત્યાં આરસીમાંથી પદ્મિનીની પ્રતિમૂર્તિ તેણે જોઇ. પછી જતી વખતે મધુર વચનથી ભીમસિંહને પોતાના તંબુમાં પધારવા વિનતિ કરી. ભીમસિંહ સરળ સ્વભાવનો હતો. તેથી આનાકાની વગર અલાઉદ્દીનના તંબુમાં

ગયો. અલ્લાઉદ્દીને ભીમસિંહને કેદ કર્યો તથા કહાવી મોકલ્યું કે, જો પદ્મિની મને સોંપે તો હું ભીમસિંહને છૂટો કરૂં. આ વખતે પદ્મિનીએ એક યુકિત રચી. તેણે બાદશાહને કહાવી મોકલ્યું કે, હું આપની પાસે આવવા તૈયાર છું. પણ રાજ્ય-દરબારને શોભે, એ રીતે, ૭૦૦ મ્યાનાઓમાં મારી સખીઓ-સાથે હું આવું. વળી હું મારા પતિને એકવાર મળી લઉં. મારી કેટલીક સખીને પાછી મોકલું તથા પછી હું આપના તંબુમાં આવું, બાદશાહે સતીની બધી બાબત માટે હા પાડી. પછી ઠરાવેલ દિવસે ૭૦૦ મ્યાનાઓમાં વીરાંગનાઓને બદલે યોધાઓને લઇ પદ્મિની અલાઉદ્દીનની છાવણીમાં ગઈ. પદ્મિનીએ નજર ચોરવી ભીમસિંહને સાથે લઇ ચિતોડ તરફ પ્રયાણ કર્યું. પાછળથી બાદશાહને આ લુચ્ચાઇની ખબર પડી. તેણે ચિતોડ જતાં પદ્મિનીના મ્યાનાને અટકાવવા યોધાઓ મોકલ્યા. પણ ગોરા તથા બાદલ નામના બે રાજપૂત વીરોએ પદ્મિનીનું રક્ષણ કર્યું. આમાંથી ગોરા તો યવનોના હાથથી મરણ પામ્યો, જેથી તેની વીરપત્ની પોતાના પતિ સાથે સતી થઇ. આખરે પદ્મિની ચિતોડ પહોંચી. અલાઉદ્દીન વીલે મોઢે પાછો ફર્યો. પણ તેના મનમાં આ વાત હમેશ માટે ઘોળાયા કરી. તે ફરી ચિતોડ પર હલ્લો લઇ ગયો. આ વખતે ભીમ-સિંહના સઘળા પુત્રો રણમાં હણાયા તથા ભીમસિંહ પણ આખરે રણમાં પડયો. આ વખતે રાજપૂત વીરાંગનાઓ પોતા-ની લાજ રહેવા ચિતોડ શહેરમાં આવેલા એક કુવામાં ચિતા ખડકી તેમાં પદ્મિનીને આગળ કરી સઘળી બળી મરી. જ્યારે ચિતોડમાં અલાઉદ્દીન પેઠો ત્યારે ચિતોડ કેવળ મનુષ્યથી રહિત થઇ ગયેલ હતું. એકપણ સ્રી કે પુરૂષ ચિતોડમાં મળે નહિ. હાલ પણ તે કુવો ચિતોડમાં મોજુદ છે.

## (૩૯) સરદારબા.

ગુજરાતના રાણીપુર નામના સંસ્થાનમાં ક્ષેમરાજ નામે રાજા રાજ્ય કરતો હતો. આને સરદારબા નામે એક રૂપાળી પુત્રી હતી. આ વખતે ગુજરાતમાં રહેમતખાં નામે સુબો હતો. તે એક વેળા રાણીપુર આવ્યો તથા ત્યાં તે સરદારબાની સૌંદર્યતા જોઇ મોહ પામ્યો. પોતાની છાવણીપર ગયા પછી રહેમતખાંએ સરદારબાના ભાઇની સાથે જુગાર રમી,તેમાં સરદારબાને જિતી લીધી. પછી તેને પોતાને તંબૂએ લાવવા મ્યાનો મોકલ્યો. આ વાત જાણી રાજાને પ્રથમ આશ્ચર્ય ઉપજ્યું, પણ પાછળથી સરદારબાની નણંદે સઘળી બાબતનો ભરમ ખોલી દીધો. મહોબતખાંએ લશ્કર મોકલ્યું. આ લડાઇમાં સરદારબાની નણંદ વીર પુરૂષને શોભે, તે રીતે લઢી મરણશરણ થઇ. મૂળરાજ કુંવરે ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો તથા વૃદ્ધ ક્ષેમરાજને, તેની સ્ત્રીને તથા સરદારબાને કેદ પકડી તેણે પાટણ તરફ પ્રયાણ કર્યું. સરદારબાએ જાણ્યું કે, યુકિત વિના સૂબા પાસેથી મારો છૂટકારો નહિ થાય. તેથી એક વેળા તેણે સૂબાને નિશામાં ચકચૂર કર્યો તથા પછી તેનો વેશ બદલી લઇ પોતે નાશી છૂટી તથા અરાવલીના ડુંગરમાં સાધુને વેશે તે રહી.ત્યાં ચંદ્રાવતીના રાજકુંવર વૈરીસિંહ સાથે તેની મુલાકાત થઇ. સરદારબાએ પોતાનું સર્વ દુઃખ તેને કહી સંભળાવ્યું. વૈરીસિંહે તેને કહ્યું કે, તું અંબા ભવાની પાસે મારી વાટ જોજે તથા હું ત્યાં તને મળીશ. સૂબાનાં માણસો સરદારબાની શોધમાં હતાં. આ માણસોના હાથમાં સરદારબા સપડાઇ પડી. આ સીપાઇઓ માંહોમાંહે લડયા કે, સરદારબાને પ્રથમ કોણે પકડી. આથી પોતે લડી તેઓ મરણ પામ્યા. સરદારે કુંવરીને

એક પેટીમાં પૂરી હતી. આ પેટીને આબુના ભાઉડાંએ અંબાના પૂજારીને સોંપી. સરદારબાએ પોતાનો હાર પૂજારીને ભેટમાં આપ્યો. આથી તેણે સરદારબાને સંતાડી રાખી. વૈરીસિંહ સૈન્ય લઇને ત્યાં આવ્યો તથા પાટણપર ચઢાઇ કરી. આ વખતે સરદારબાનાં માત પિતાને શૂળીએ લટકાવવાની તૈયારી હતી. આ વખતે એકદમ વૈરીસિંહે સૂબાના લશ્કરપર છાપો માર્યો. તેઓ ગભરાઇ ગયા તથા સૂબો લડતાં મરણ પામ્યો. પાટણ વૈરીસિંહના હાથમાં પડ્યું. પછી વિધિ પ્રમાણે સરદારબાનાં લગ્ન વૈરીસિંહ સાથે થયાં. આ વાતની ખબર દીલ્લીના પાદશાહને પડી, એટલે તેણે ખુશરૂને લશ્કર આપી પાટણપર મોકલ્યો. ખુશરૂએ પાટણને ઘેરો ઘાલ્યો. વૈરીસિંહ મુસલમાન સાથે લડ્યો, પણ આખરે હારી ગયો તથા રણમાં પડ્યો. તેનો ભાઇ માનસિંહ નાશી આવ્યો. તેણે આવીને પોતાના ભાઇના મરણના સમાચાર સરદારબાને કહ્યા. સરદારબા એકદમ ઉશ્કેરાઇ ગઇ તથા પોતે શત્રુનાપર હુમલો કીધો. આખરે સરદારબાને એક બે ઘા પડ્યા. તે શત્રુના હાથમાં કેદ પકડાઇ. ખુશરૂએ સરદારબાને સમજાવવા માંડ્યા કે, તું મારી સાથે લગ્ન કર. આ વખતે સરદારબાએ પોતાની કમરે છૂપી રીતે જે કટાર રાખી હતી, તે ખુશરૂના પેટમાં ઘોંચી ઘાલી. ખુશરૂ ત્યાંજ મરી ગયો. સરદારબાએ ત્યાંથી નાશવા માંડ્યું, પણ તેના શરીરમાંથી લોહી એટલું બધું વહેતું હતું કે, તે એકદમ જમીન પર પડી ગઇ તથા ત્યાંજ મરણ પામી.

---

## (૪૦) સંયુક્તા.

આ શૂરી સતી કનોજના રાજા જયચન્દ્ર રાઠોડની પુત્રી હતી. આ બાળા સદાચારસંપન્ન, વીર પુરૂષને શોભાવે એવી

શૂરવીર તથા પરમ સુંદરી હતી. દીલ્હીના પૃથ્વીરાજ તથા જયચંદ્ર વચ્ચે દ્વેષભાવ હતો. પૃથ્વીરાજે અશ્વમેધ યજ્ઞ કર્યો, તે જોઇ જયચન્દ્રે રાજસૂય નામનો યજ્ઞ કર્યો. આ યજ્ઞ વખતે પૃથ્વીરાજ શિવાય સઘળા રાજાઓને બોલાવ્યા હતા. પૃથ્વી-રાજની સોનાની મૂર્તિ બનાવી તેનું અપમાન કરવા દ્વારપાળ તરીકે મૂકી હતી. આ અપમાનને લીધે પૃથ્વીરાજે કનોજપર ચઢાઇ કરી જયચંદ્રને હરાવ્યો હતો. જ્યારે આ સંયુક્તાનો સ્વયંવર રચવામાં આવ્યો ત્યારે સઘળા દેશપરદેશના રાજા-ઓને બોલાવ્યા હતા. પણ પૃથ્વીરાજને બોલાવ્યો ન હતો. પૃથ્વીરાજની સોનાની મૂર્તિ છડીદાર તરીકે બેસાડી હતી. સંયુક્તાએ પૃથ્વીરાજની બહાદૂરી જ્યારે તેણે કનોજપર સ્વારી કરી હતી ત્યારે જોઇ હતી. આથી તેનું મન તેને વિશે ઘણું આસક્ત હતું. સતીએ વરમાળ કોઈને આરોપી નહિ, પણ છડીદારરૂપે રહેલ પૃથ્વીરાજની મૂર્તિને તેણે વરમાળ આરોપી. (જુઓ ચિત્ર) જયચંદ્ર આથી ગભરાયો. સંયુક્તાએ પૃથ્વીરાજને વરમાળ આરોપી છે, એવી ખબર પૃથ્વીરાજને પડતાં તેણે લશ્કર લઇ કનોજપર સ્વારી કરી તથા જયચંદ્રપર ચઢાઇ કરી સંયુક્તાનું હરણ કર્યું. પછી દીલ્લી જઇ પૃથ્વીરાજે સંયુક્તા સાથે લગ્ન કર્યું. પૃથ્વીરાજ તથા સંયુક્તા સુખચેનથી પોતાનો કાળ નિર્ગમન કરતાં હતાં. સંયુક્તા એક વીર પુત્રની માતા થઇ. કેટલોક વખત ગયા પછી સહાબુદ્દીન ઘોરીએ હિંદુસ્તા-નપર ચઢાઈ કરી. સંયુક્તાએ પોતાના પતિને હિંદુસ્તાનનું કેવી રીતે રક્ષણ કરવું, તે સંબંધી શૂરાપુરૂષને શૂર ચઢે એવો ઉપદેશ કર્યો. પૃથ્વીરાજે શહાબુદ્દીનપર સ્વારી કરી. આ લડા-ઇમાં પૃથ્વીરાજનો જય થયો અને સહાબુદ્દીન ઘોરી હારી ગયો. તેને પાછા ચાલી જવું પડ્યું. કેટલોક સમય ગયા પછી

અર્થાત્ લગભગ બે વર્ષ પછી શહાબુદ્દીને પાછી હિંદુસ્તાનપર સ્વારી કરી. આ વખતે પૃથ્વીરાજ પાછું પોતાનું લશ્કર તૈયાર કરી લઢવા માટે સજ્જ થયો. પૃથ્વીરાજ જ્યારે સંયુક્તાની રજા લેવા આવ્યો ત્યારે તેણે રણમાં જવાની વરમાળ પોતાને હાથે પોતાના સ્વામીના ગળામાં આરોપી. આ વખતે સંયુક્તાને અપશુકન થયા, તેનું જમણું અંગ ફરકવા લાગ્યું તથા કપાળપર પ્રસ્વેદ થવા લાગ્યો. છતાં અસુભ ચિન્હની વાત નહી જણાવી, ઉત્સાહ યુક્ત વચનો કહી, તેણે સ્વામીને રણમાં ઝંપલાવવા આજ્ઞા કરી. જ્યાં સૂધી પોતાનો સ્વામી દૂર અગાસીમાંથી જોવાય ત્યાં સૂધી તે અગાસીમાં ઉભી રહી. તેણે પોતાના સ્વામીનું સજળ નેત્રે નિરીક્ષણ કર્યું. શાહબુદ્દીન ઘોરી તથા પૃથ્વીરાજ વચ્ચે મહાન્ યુદ્ધ થયું. આ યુદ્ધમાં પૃથ્વીરાજ હારી ગયો તથા શત્રુને હાથે મરણ પામ્યો. તેની સ્ત્રી સંયુક્તા પણ પતિના મરણના સમાચાર સાંભળી ચિતા ખડકી પોતે બળી મૂઇ. સતી સંયુક્તા એ પતિવ્રતાપણાનું એક ઉત્તમ દૃષ્ટાંત આ જગત વિશે છે. ધન્ય છે આવી વીરાંગનાને.

---

## (૪૧) ખન્ના.

આ વિદુષી પ્રાચીન કાળમાં જ્યોતિષ વિદ્યામાં અંત્યંત કુશળ હતી. તે કોની પુત્રી થતી હતી, તે વિશે કશું ખબર નથી. તે બુદ્ધિમાં અલૈકિક હતી. બંગાળામાં તેણે જે દોહરા બનાવેલા છે, તે જ્યોતિષના નિયમને અનુસરે છે. એમ કહેવાય છે કે, તે વિક્રમાદિત્યના વખતમાં થયલી હોવી જોઇયે. તે કોઇ રાજકન્યા હોવી જોઇયે, પણ કેટલાક બળવાન માણસો એના માબાપોને મારી, એને લંકામાં લઇ ગયલા હોવા જોઇયે.

આ દુષ્ટ રાક્ષસોએ પોતાની પુત્રી તરીકે આનું રક્ષણ કરેલ હોવું જોઇએ. જે રાક્ષસને ઘેર ખન્ના મોટી થઈ, તે પણ મહાજ્યોતિષી હોવો જોઇયે. તે પોતાનો સર્વકાળ જ્યોતિષને લગતા ગ્રંથો વાંચવામાંજ ગાળતી હતી. હવે ખન્નાના પતિના સંબંધમાં નીચે પ્રમાણે કથા છેઃ—મહારાજા વિક્રમાદિત્યના દરબારમાં નવરત્નમાં વરાહ નામે એક પંડિત હતો. આ વરાહને મિહિર નામનો એક પુત્ર થયો. મિહિરના જન્મ સમયે વરાહે કુંડલી મૂકીને તેનું આયુષ્ય જોયું. તેવામાં વરાહે ગણત્રીની ભૂલ કરી તથા સોને બદલે પોતાનાં પુત્રનું આયુષ્ય દશજ વર્ષનું મૂકયું. આથી તે ખિન્ન થયો તથા જાણ્યું કે, મોટા થયા પછી જો તે મરી જશે તો વધારે કલેશ ઉત્પન્ન કરશે. માટે તેને એક તાંબાના વાસણમાં મૂકી, તે વાસણ નદીમાં તરતું મૂકયું. આ વાસણ સમુદ્રમાં ગયું. હવે કેટલાક રાક્ષસો-ની સ્ત્રીઓ સમુદ્રમાં સ્નાન કરવા ગઇ. તેઓએ આ ત્રાંબાનાં વાસણને જોયું. તેથી આમાં શું હશે. તેની જિજ્ઞાસાર્થી મહેનત કરી તે વાસણ પકડી લીધું તથા તેમાં જોયું તો તેમાં એક બાળક હતું. આ બાળકને એક રાક્ષસની સ્ત્રી પોતાને ઘેર લઇ આવી. આ બાળક ત્યાં ઉછરી મોટો થયો. હવે ખન્ના પણ ત્યાંજ ઉછરી મોટી થઈ હતી. ખન્ના જ્યારે પરણવાને યોગ્ય થઇ ત્યારે પોતાના ઘરમાં રહેલ મિહિરને યોગ્ય વર જાણી તેને ખન્ના સાથે પરણાવ્યો. ખન્ના સુજ્ઞ તથા વિદુષી હતી. તે પતિવ્રતા ધર્મને જાણતી હતી તથા પોતાના પતિને કેમ સુખી કરવા, તે તે સારૂં જાણતી હતી. તેઓ વચ્ચે ઘણો પ્રેમ હતો. આ દંપતી કેટલોક વખત લંકામાંજ રહ્યાં. રાક્ષસો તેમની દેખરેખ રાખતા હતા, જેથી તેમને નાશી જવાનો સમય મળતો ન હતો. આખરે પોતાના પિતા પાસે રજા મેળવી તેઓ પોતાના

દેશપ્રતિ જવાને માટે નીકળ્યા. જ્યારે તેઓ નીકળ્યાં, તે વખતે એક રાક્ષસી તેની સાથે મોકલી હતી તથા તે રાક્ષસીને કહ્યું હતું કે, રાક્ષસની હદ પૂરી થાય ત્યાં આગળ આ લોકની પરીક્ષા લેવી. જો તે પાતાળવિદ્યા તથા ભૂમિવિદ્યામાં કુશળ જણાય તો આ પુસ્તકો પાછાં લાવવાં, પણ જો અપૂર્ણ જણાય તો આ પૂસ્તક તેમને આપવાં. હવે ત્યાં સરહદ આગળ એક ગાય જણાતી હતી. તેને જોઈ રાક્ષસીએ મિહિરને પૂછયું કે, આ ગાયને કેવું વાછરડું આવશે ? ત્યારે મિહિરે ગણત્રી કરી કહ્યું કે, આ ગાયને ધોળા રંગનું વાછરડું થશે. થોડા જ વખતમાં આ ગાયને શ્યામ રંગનું વાછરડું આવ્યું. આ વખતે રાક્ષસીએ તેઓને જ્યોતિષ વિદ્યામાં અપૂર્ણ જાણી પેલાં પુસ્તકો તેમને આપ્યાં તથા ત્યાંથી ચાલી ગઈ. હવે મિહિરના મનમાં આવ્યું કે, આટલો બધો અભ્યાસ કરવા છતાં જ્યારે હું ગણિતમાં નિષ્ફળ નિવડયો, તો પછી હું આ ગ્રંથોવડે કેવી રીતે પંડિત થઈશ ? આથી તેણે પેલાં પુસ્તકો ફાડી પાણીમાં નાંખવા માંડયાં. આ વખતે પ્રથમ પાતાળ સંબંધીનાં ગણિતનાં પુસ્તકો નાંખી દીધાં. તે ખન્નાને ખબર પડી નહિ. પણ ભૂગોળવિદ્યા સંબંધીના જ્ઞાનનું પુસ્તક જેવું ફાડી સમુદ્રમાં નાંખવા જાય છે, તેવાજ ખન્નાએ તેને અટકાવ્યા. તેણે પોતાના પતિને કહ્યું કે, આપ આવું અવિચારી પગલું ભરો નહિ. જુવો, પેલી ગાયે શ્વેત વાછરડાનો જન્મ આપ્યો છે. પણ ઓરને લીધે કાળું જણાતું હતું. આ વખતે મિહિરને પુસ્તક નાંખી દેવા માટે પસ્તાવો થયો. બાકીના પુસ્તકો રહેવા દીધાં, જે આજ બંગાળામાં પ્રચલિત છે. આ દંપતી સમુદ્ર ઓળંગી એક જંગલમાં જ્યાં વિક્રમરાજા મૃગયા રમવા આવ્યા હતા ત્યાં આવી પહોંચ્યાં. રાજા વિક્રમ વિદ્વાનનો ઘણો શોખીન

હતો. તે બેઉને પોતાની સાથે પોતાની રાજધાનીમાં લઈ ગયો. હવે ત્યાં મિહિરને વરાહ સાથે મેળાપ થયો. વાતચિતમાં વરાહે જણાવ્યું કે, મને એક પુત્ર હતો, પણ તેની ઉમર દશ વર્ષની જ જાણી, મેં તેને ત્રાંબાના વાસણમાં મૂકી નદીમાં મૂકી દીધું. પછી મિહિરે કહ્યું કે, તે પુત્રનો જન્મ કયારે થયો હતો. વરાહે તે સઘળું જણાવ્યું. આ વખતે મિહિરે ગણત્રી કરી કહ્યું કે, તમારી ભૂલ છે. આનો આવરદા દશનો નથી, પણ સોનો છે તથા તે હું જ છું. પછી મિહિરે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. વરાહને પોતાનો પુત્ર મળવાથી અત્યંત સંતોષ થયો તથા તેનાં લગ્ન આવી વિદુષી સાથે થયલાં જાણી તેના આનંદનો પાર રહ્યો નહિ. પછી બેઉ દંપતી વરાહને ત્યાં રહ્યાં. થોડા સમયમાં મિહિર એક વિદ્વાન તરીકે દેશમાં ઓળખાયો. જે ગુપ્ત વિદ્યાની ગણત્રી તેનો પતિ કે સસરો કરવા અસમર્થ થતા, તેની ગણત્રી તે પોતે કરી આપતી. ઘણા લોકો એના સસરા પાસે પ્રશ્નો પૂછવા આવતા, પણ એનો સસરો ગણત્રી કરે, તે પહેલાં ખન્ના પોતાના મુખથી જ તે પ્રશ્નનો ઉત્તર આપતી. આથી ખન્નાની વિદ્યાની વાત દેશે દેશમાં પસરી ગઈ. એકવેળા વિક્રમાદિત્યે આકાશમાં કેટલા તારા છે, તે ગણવા સંબંધી પોતાની સભામાં પ્રશ્ન કર્યો. વરાહે તેને માટે એક દિવસની મુદત માંગી. પછી ઘેર આવી ગણત્રી કરવા માંડી, પણ ગણત્રી કરી શકયો નહિ. આ વખતે ખન્ના રસોઈ કરી સસરાને તેડવા માટે આવી. પણ તે ખાવા ઉઠયા નહિ તથા તેનું મન ચિંતામાં દટાઈ ગયું હતું. પછી ખન્નાએ પોતાના સસરાને ચિંતાનું કારણ પૂછયું. ચિંતાનું કારણ જાણવાથી ખન્નાએ પોતાના સસરાને તે કામ પોતે કરી આપવાનું માથે

લીધું. તે પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડી નહિ. રાજા વિક્રમને ખાત્રી હતી કે, આ કામ મિહિરથી થઈ શકશે નહિ. પણ જ્યારે વરાહની ગણત્રી બરોબર જોઈ ત્યારે રાજાએ આગ્રહપૂર્વક પૂછયું કે, આ ગણત્રી તમારી નથી. જે ખરૂં હોય તે મને કહો. વરાહને પોતાની વધૂનું નામ આપવું પડયું. આ વખતે રાજાએ આજ્ઞા કરી કે, ખન્નાને દશમા રત્ન તરીકે નીમવી. રાજાએ પોતાના નવ રત્નના ઉપરી તરીકે ખન્નાને નીમવાની ઈચ્છા જણાવી. વરાહે જાણ્યું કે, પોતાની વધૂ રાજદ્વારમાં આવે તો પોતાને જ્ઞાતિ બહાર નીકળવું પડે તથા પોતાના કુળની મર્યાદા ન રહે, એમ જાણી પોતાના પુત્રને કહ્યું કે, તારી સ્ત્રીની જીભ કાપી લે તો સારૂં થાય, જેથી તે દરબારમાં જશે તો રાજાનું મન તેનાપર ચહાશે નહિ. આ પ્રમાણે પોતાના પુત્રને આજ્ઞા કરી. સાધ્વી ખન્નાએ પોતાના પતિને કહ્યું કે, મારે મારા સસરાની આજ્ઞા માથે ચઢાવવી જ જોઇએ. માટે આપ મારી જીભ કાપો. મિહિરે ખિન્ન હૃદયે ખન્નાની જીભ કાપી નાંખી, જેની અસરથી તે થોડા સમયમાં મૃત્યુને વશ થઇ. ધન્ય છે આવી સાધ્વીને, કે પોતાના સસરાનું અવિચારી પગલું હતું, છતાં તેની આજ્ઞાને અનુસરવું, તે પોતાનો ધર્મ જાણી, પોતાની જીંદગીને પણ તેણે નજીવી ગણી.

---

## (૪૨) ભારતી.

આ ભારતી મંડનમિશ્રનાં પત્ની થાય. કાશીથી ગયા જતાં રસ્તામાં શોણભદ્રા નામે નદી આવે છે. આના તીરપર બ્રાહ્મણવાસ નામે ગામ હતું. તેમાં વિષ્ણુમિત્ર નામે બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણ ભારતીનો પિતા થાય. આ કન્યાને

પિતાએ નાનપણથી જ કાવ્ય, અલંકાર, વ્યાકરણ વગેરે સર્વ વિદ્યામાં અત્યંત કુશળ બનાવી હતી. તે જ્ઞાનબળમાં એવી હતી કે, કોઈ પણ પંડિત તેનું વાદવિવાદમાં ઉલ્લંઘન કરી શકે એમ નહતું. કેટલાક નર્મદા કિનારાના યાજ્ઞિકો વિષ્ણુશર્માને ત્યાં અતિથિ તરીકે આવ્યા હતા. તેમના મુખથી મંડનમિશ્રની વિદ્વત્તાની વાત ભારતીએ સાંભળી. આથી ભારતીએ એક પત્ર લખી પેલા અતિથિઓમાંના એકને તે આપ્યો. આ મંડનમિશ્ર નર્મદાને કીનારે માહિષ્મતી નગરીમાં રહેતો હતો. તે હિમમિત્રનો પુત્ર થતો હતો કાશીમાં થયેલ કુમારિલ ભટ્ટાચાર્યને ત્યાં એણે વિદ્યાનું સારી રીતે અધ્યયન કર્યું હતું. તેણે વાદોમાં ઘણા પંડિતોને હરાવ્યા હતા. તેણે બૌદ્ધમતનું ખંડન કરી વેદ મતનું પ્રતિપાદન કર્યું હતું. આથી એનું મૂળ નામ જે વિશ્વરૂપ હતું, તે બદલી તેનું નામ મંડનમિશ્ર પાડયું હતું. પેલા બ્રાહ્મણે ભારતીએ આપેલો કાગળ મંડનમિશ્રને આપ્યો. તે કાગળ વાંચી ભારતીનો અભિપ્રાય મંડનમિશ્ર સમજી ગયો. તેને વરવામાટે પોતાની ઈચ્છા જણાવી. પછી બેઉ તરફનાં માતાપિતાની સંમતિથી બેઉ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયાં. ભારતી દેવી પૂર્ણ રીતે પ્રતિવ્રતાનો ધર્મ પાળતાં હતાં.

એક વેળા જ્યારે શંકરાચાર્ય તથા મંડનમિશ્રવચ્ચે વાદવિવાદ કરવામાં આવ્યો ત્યારે બેઉમાંથી કોણ હારે છે તથા કોણ જિતે છે, તેનો નિર્ણય કરવા સરસ્વતીને મૂકરર કર્યાં હતાં. બેઉ પક્ષનો નિર્ણય કરનાર માણસ બેઉ કરતાં સમર્થ હોવું જોઇએ. શ્રીમાન્ શંકરાચાર્યે પણ પોતાના પ્રતિપક્ષીની સ્રીને હારજિતમાં સાક્ષીભૂત તરીકે કબૂલ રાખી હતી. શ્રીમાન્

શંકરાચાર્યે કહ્યું કે,-બ્રહ્મ સત્ય છે અર્થાત્ જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ છે. ત્યારે મંડનમિશ્ર કહે કે, કર્મમાર્ગ શ્રેષ્ઠ છે. આમાં એવું પણ હતું કે, જે હારે તે બીજાનો શિષ્ય થઇ રહે. જ્યારે વાદની શરૂઆત થઈ ત્યારે બેઉ પંડિતોના ગળામાં ભારતીએ હાર પહેરાવ્યા. પછી કહ્યું કે બેઉમાંથી જે હારશે, તેનો હાર કરમાશે. ત્યારબાદ વિવાદ શરૂ થયો. જીવ તથા ઇશ્વર એક છે, તે મંડનમિશ્ર માનતો ન હતો. પણ શ્રુતિનાં પ્રમાણ આપી શ્રીમાન્ શંકરાચાર્યે સિદ્ધ કરી બતાવ્યું કે,અદ્વૈત મત જ શ્રેષ્ઠ છે. આખરે મંડનમિશ્ર હાર્યો તથા શંકરાચાર્યને શરણે ગયો. પછી શંકરે ભારતીના સામું જોયું. ભારતી શ્રી શંકરનો આશય સમજી ગયાં તથા પતિની ધર્મભાગિની તરીકે પોતે પણ શંકર ભગવાન્ સાથે વાદયુદ્ધ કરવા તૈયાર થયાં. શંકર ભગવાને ના પાડી કે, સ્ત્રી સાથે વાદયુદ્ધ કરવું તે ઠીક નહિ. તે વખતે ભારતીએ ગાર્ગી તથા સુલભા વગેરેનાં અનેક દૃષ્ટાંતો આપ્યાં. બેઉ વચ્ચે શબ્દોનો પ્રવાહ એવો તો ચાલવા લાગ્યો કે, પંડિતો એ સાંભળી આશ્ચર્ય પામ્યા. પછી ભારતીએ વિચાર્યું કે, આ બાળપણાથી સંન્યાસી થયા છે. માટે એને કામસૂત્ર સંબંધીના પ્રશ્નો પૂછવા માંડયા. આ વખતે શ્રી શંકર ભગવાને કહ્યું કે, આ વિષયનાં સંબંધમાં મને એક માસની મુદત મળવી જોઇએ. પછી ભારતીએ તેમને એક માસની મુદત આપી. એક માસમાં શ્રી શંકર ભગવાને કામશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન મેળવી ભારતીસાથે વાદ કર્યો. આખરે શંકરનો જય થયો. શ્રી શંકરે ત્યાર બાદ તેને આજ્ઞા આપી કે, તમારે તુંગભદ્રા નદીને કિનારે રહેવું. ત્યાં જે મઠ સ્થાપવામાં આવ્યો, તે અદ્યાપિ શૃંગેરીના નામથી ઓળખાય છે. શ્રી શંકરે મંડન-મિશ્રને સંન્યસ્તની દીક્ષા આપી. તે ત્યારબાદ સુરેશ્વરાચાર્યને

નામે ઓળખાયા. આ ભારતી સાક્ષાત્ સરસ્વતીનો અવતાર હતાં. તેઓ વિદ્યામાં એવાં કુશળ હતાં કે, તેમની વિદ્વત્તાથી ઘણા વિદ્વાનો આશ્ચર્યચકિત થઇ ગયા હતા. આવી વિદ્વત્તા છતાં તેઓ એવી પતિપરાયણા હતાં કે, પોતાના પતિને કોઈ પણ રીતે ખોટું મનાવતાં નહિ. ધન્ય છે આવી આર્ય મહિલાઓને, કે જેમણે આપણી આર્ય ભૂમિપર અવતરી તેને પવિત્ર બનાવ્યો હતો.

---

## (૪૩) ગંગા

આ મહારસિંહ નામના રજપૂતની પુત્રી થાય. આની માનું નામ તેજબા હતું. તે ઘણી સ્વરૂપવાન્, જાતિવાન્ તથા પ્રતિવ્રતા હતી. આનાં લગ્ન વિજયપૂર નામે ગામના રજપૂત દેવીસિંહ સાથે થયાં હતાં. ઈ.સ. ૧૦૨૪માં મહમદ ગીઝનીએ સોરઠી સોમનાથના મહાદેવનો નાશ કરી, ગંદાબાનો કિલ્લો લુટયો. તેણે ઘણાં સ્રી પુરૂષોને કેદ કીધાં, તેમાં ગંગાને પણ કેદ કરી. આ ગંગા મહમદના પાટવી કુંવરના જોવામાં આવી. આથી તે તેણીના પર મોહી પડયો. તેણે ગંગાને પોતાને કબજે લેવાનું કર્યું. તેણે કેદખાનામાં ગંગાને કેટલાક સંદેશા મોકલ્યા. પણ ગંગાએ તેનો કશો ઉત્તર આપ્યો નહિ. એક વેળા તે પાટવીકુંવર જાતે બંદીખાનામાં આવ્યો તથા ગંગાને ગાંડી ગાંડી વાતો કરી સમજાવવા લાગ્યો. ગંગાએ તુચ્છકારી જવાબ આપ્યો કે, તમારા રાજવૈભવને આગ લગાડો. મારે તેની જરૂર નથી. સ્રીમાં પતિવ્રતપણું, એ જ શણગાર છે. તેને બીજા શણગારની જરૂર નથી. હું કદી તમારી લાલચમાં લપટાઉં એમ નથી. હે કુંવરજી ! તમે જે રીતે

આવ્યા છે, તેજ રીતે ચાલ્યા જાઓ. પતિવ્રતાધર્મનો ત્યાગ કરી તમારી બીબી કદી થનાર નથી. પતિવ્રતા સ્ત્રીને એકજ પતિ હોય છે. બીજા બધા માતપિતા સમાન છે. હું મારો ઉત્તમ દેહ કદી વટાળનાર નથી. હું મારી જીભ કચડીને મરીશ તથા મારા શરીરમાંથી લોહી કાઢી તમારા લુગડાં રંગીશ.આવા શબ્દો સાંભળતાં તે પાટવીકુંવરનું મોં કરમાઇ ગયું. ગંગાના શબ્દો તેને વજ્ર સમાન લાગ્યા. તે ત્યાંથી ઉઠી પોતાના રાજ-મહેલમાં ગયો. તેણે વિચાર કર્યો કે, જો હું બળાત્કાર કરૂં તેઃ મારા પિતાના જાણમાં આવે, જેથી પિતા ગુસ્સે થાય. માટે હવે શું કરવું,તે સબંધી વિચાર કરવા લાગ્યો.તે શયન-ગૃહમાં ગયો, પણ તેને નિદ્રા આવી નહિ. એને સુજાતખાં નામે વિશ્વાસુ નોકર હતો. તેને એણે સઘળી વાત કહી. તેણે કહ્યું કે, કુંવરજી! તમારે કોઇ રીતની ચિંતા કરવી નહિ. હું ગંગાને મારી વાણીથી ગળગળી કરી નાંખીશ.

પછી સુજાતખાં ગંગાની ઓરડીમાં આવ્યો. ગંગાએ ઉભા થઇ તેને ઘટતો આવકાર આપ્યો. મિયાં ગંગાની વાતમાં અત્યંત ગુલતાન થઈ ગયો. તેણે વિચાર કર્યો કે, આવી સ્ત્રી પાટવીકુંવરના હાથમાં જાય, તેનાં કરતાં મને મળે તો સારૂં. જેથી તેણે હસ્તે મુખે કહ્યું કે, “ તમારા સ્વરૂપે મને મોહિત કર્યો છે. હું કુંવર કરતાં પણ વધારે રૂપાળો છું. ” ગંગા બોલી;—મારૂં મન પણ આપનામાં મોહિત થઈ ગયું છે. કુંવરે ઘણાં કાલાવાલા કર્યાં, પણ તેનાં કરતાં આપનું સ્વરૂપ ઘણું સુંદર છે. મીયાં બોલ્યા;—તું જે કહે, તે હું કરૂં. ગંગા બોલી;-તમારી દાઢી શોભતી નથી. માટે તમે દાઢી કઢાવી નાંખો તો વધારે શોભો.પછી મારો તમારા ઉપર અત્યંત પ્યાર ચોંટશે. મિયાં બોલ્યાં;—હું તારા બોલે બંધાયલો છું.

અમારા ધર્મમાં દાઢી બોડાવવી, એ પાપભરેલ છે, છતાં તારા કહેવા પ્રમાણે કરીશ. બીજું સુલતાન રસાલા સાથે આવતી કાલે ગીઝની તરફ ઉપડી જનાર છે. મારે પણ તેની સાથે જવું પડશે. તું પણ મારી સાથે ચાલ, પણ સ્ત્રીને બદલે પુરૂષનો પોષાક પહેરી મારી સાથે આવે તો ઘણું સારૂં થાય. કુંવરે મરદનાં કપડાં પણ મને આપ્યાં છે,ને તે પહેરી લે તો સારૂં. " ગંગાને પણ તે વાત પસંદ પડી. તેના મનમાંજ હતું કે, પુરૂષવેશે ગમે ત્યાં છટકી જવું. પછી ગંગા બોલી;–મિયાં સાહેબ, આપ કહો છો તે પ્રમાણે હું કરીશ. પણ મારા સ્ત્રીના કપડાં પહેરો તો હું જાણું તો ખરી કે આપ કેવા શોભો છો? મિયાંએ દાઢી કતરાવી ગંગાનાં કપડાં પહેરી લીધાં. પછી ગંગાએ કહ્યું કે, આપ સ્ત્રીના પોષાકમાં બહુ જ શોભો છો. મને જરા કપડાં પહેરતાં વાર લાગશે, પણ આપ જરા ઉંઘ કાઢી લ્યો. ગંગાનાં કહેવાથી મિયાં સૂઈ ગયો તથા ત્યાંજ ઉંઘી ગયો. ગંગાએ મરદનો પોશાક પહેરી દીધો, હથિયાર ધારણ કર્યાં તથા છૂપે માર્ગે થઈ પોતાને વતન જઈ પહોંચી. ગંગા આ પ્રમાણે પોતાનું સતીત્વ જાળવવા ચાલી ગઈ, પણ મિયાં તો ત્યાંજ પોઢી રહ્યા. કુંવર આખી રાત વિચાર કર્યા કરે છે કે, હજી કેમ સુજાતખાં આવ્યો નહિ ?

ગંગાએ કેવી રીતનો જવાબ દીધો હશે ? એમ કરતાં સવાર થયું. સઘળા કેદીઓને પાટણના બજારમાં વેચવાના હતા. મહમદ પણ પોતાના હજુરીઆ સાથે કેદખાનામાં આવ્યો. મહમદનો કુંવર પણ સાથે હતો. કયા કેદીએ કયો અપરાધ કર્યો છે, તેની તપાસ ચાલી. આવીને ઓરડી તપાસતાં સૌ ગંગાની ઓરડી આગળ આવ્યા. તાળું ઉઘાડી જોયું તો ગંગા-ને બદલે ગંગાના પોષાકમાં દાઢી મુંડાવેલ સુજાતખાં ભર ઉંઘમાં

પડેલા હતા. સુલતાન આશ્ચર્ય પામ્યો કે, સુજાતખાં અહિં આવી સ્થિતિમાં કેવી રીતે આવ્યો હશે. સુજાત જેવો પાસું બદલી આંખ ઉઘાડવા જતો હતો, તેવામાં તેણે સુલતાનને જોયા ને બેબાકળો થઈ ગયો. તે સુલતાનના પગે પડી રડી પડયો. તેણે સઘળી વાત સુલતાનને કહી સંભળાવી. કુંવરના કારસ્તાનથી સુલતાનને ગુસ્સો ચઢયો. પછી સુજાતખાંને કપડાં ઉતરાવી તેને પુરૂષનો પોષાક પહેરાવ્યો. ગંગાની યુકિત જોઈ સુલતાન બોલ્યો કે, ધન્ય છે રાજપૂતાણીને કે જેણે આવી રીતે પોતાનો પતિવ્રતાનો ધર્મ જાળવ્યો. ગંગા કેટલાક દિવસ પછી પોતાના પતિને મળી. તેનો પતિ ગંદાળાના કિલ્લાની લડાઈમાં દાખલ થયો હતો. તે પોતાની સ્ત્રીના વિયોગથી ઉદાસીન રહેતો હતો. તેની શોધ ગમે તેમ કરી લાવીશ, એમ વિચાર કરતો હતો, તેવામાં અચાનક ગંગા આવી પોતાના પતિને ભેટી પડી. આથી ગંગાના પતિના હર્ષનો પાર રહ્યો નહિ. ગામ લોકો તેને ધન્યવાદ આપવા લાગ્યા.

---

## ( ૪૪ ) શકિત

આ શક્તિ કેરલ દેશના કાલટી નામે ગામના મધ પંડિતની પુત્રી હતી. તે શાંત તથા જ્ઞાનસંપન્ન હતી. તેના ગુણ જોઈ સૌ કોઈ એમ કહેતું કે, તે સાક્ષાત્ શકિતનો અવતાર હશે. આજ ગામમાં શિવગુરૂ નામે એક પંડિત રહેતો હતો, જે વિદ્યામાં અત્યંત કુશળ હતો. આની સાથે શકિતનાં લગ્ન કરવામાં આવ્યાં હતાં. આ જોડું રૂપ, ગુણ તથા સ્વભાવે એકરૂપ હોવાથી બેઉ વચ્ચે અત્યંત પ્રેમ હતો. તેઓને કોઈ પણ સંતાન ન હતું. આથી બેઉનું મન ઉદાસીન રહેતું હતું. પછી

શકિતએ એક વેળા પોતાના પતિને કહ્યું કે, હે પ્રાણેશ! આપણને પુત્ર નથી, માટે આપણે શિવની આરાધના કરીએ. પછી વૃષ ક્ષેત્રમાં પતિ તથા પત્ની શંભુની આરાધના કરવા લાગ્યાં. કેટલાક સમય પછી શંકર ભગવાન્ તેમનાપર સંતુષ્ટ થયા. દંપતીને પુત્રની કામના હતી, તે પ્રમાણે વરદાન આપી શંકર અંતરધ્યાન થયા. શંકર ભગવાને કહ્યું કે, તમને સર્વજ્ઞ પુત્ર થશે. કેટલાક વખત પછી શકિતને માઘ વદિ ૧૪ ને દિવસે પુત્રરત્ન ઉત્પન્ન થયો. આ દિવસે સર્વ સ્થળે આનંદોત્સવ થઈ રહ્યો.

ભવિષ્યવેત્તાઓએ આનું ભવિષ્ય જોઈ કહ્યું કે, આ પુત્ર સર્વજ્ઞ થશે તથા તે સ્વતંત્ર શાસ્ત્ર રચી શકશે. શંકર ભગવાનની કૃપાથી આ પુત્રરત્ન થયું; જેથી એનું નામ શંકર પાડયું. આ બાળકે નાનપણમાં ત્રણ વર્ષમાંજ કાવ્ય કોશાદિનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. શિવગુરૂ પોતાના પુત્રની કાચી વયમાંજ સ્વર્ગે સીધાવ્યા. શ્રી શંકરને પાંચમે વર્ષે સતીએ ઉપનયન સંસ્કાર કર્યો શંકરે ગુરૂને ત્યાં રહી તર્ક શાસ્ત્ર, સાંખ્ય તથા યોગ વગેરે વિદ્યાનું જ્ઞાન મેળવ્યું હતું. સાત વર્ષ પૂરાં થતામાં તેઓ વેદ શાસ્ત્રાદિ ભણી પોતાને ઘેર પધાર્યા. એક વેળા શક્તિ અંબિકા નદીએ નહાવા ગયાં. તાપને લીધે તેના પગ બળવા માંડયા. શંકરે જાતે જઈ માતાનું સાંત્વન કર્યું તથા નદીનું પાણી પોતાના ઘર આગળથી વહે તેમ કર્યું, કે જેથી પોતાની માતાને અડચણ પડે નહિ શ્રી શંકરને મળવા અનેક ઋષિઓ આવતા હતા એક વેળા અગસ્ત્ય મુનિ પધાર્યા. સતીએ પૂછયું કે, આ બાળકનું આયુષ્ય કેટલા વર્ષનું છે? મુનિએ કહ્યું કે, આ બાળકનું આયુષ્ય સોળ વર્ષનું છે, તેમ છતાં કેટલાંક કારણોને લઇ બીજાં સોળ વર્ષ વધારે તેઓ પૃથ્વીપર રહેશે. એટલે

કે એ પુત્ર ૩૨ વર્ષનું આયુષ્ય ભોગવશે. આવરદા આટલું અલ્પ જાણી શકિત ઘણા ખિન્ન થયાં. માતાને ખેદ પામતાં જોઈ શંકરે કહ્યું કે, સંસાર ક્ષણિક છે. તમારે આવો શોક કરવો ઘટિત નથી. માતા કોણ, પિતા કોણ તથા પુત્ર કોણ. હજી તો સંસારબંધનથી છૂટવામાટે ચતુર્થાશ્રમ ગ્રહણ કરવો છે. શક્તિએ કહ્યું કે, તું ગૃહી થયા પછી સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરે તો સારૂં. નહિં તો પુત્ર થયા વિના મારી ઉત્તર ક્રિયા કોણ કરશે તથા પુત્ર વિના મારો ઉદ્ધાર કેવી રીતે થશે ? બીજું માતાએ કહ્યું કે, તું સંન્યસ્ત લે, છતાં મારા સંસ્કાર તારે હાથે થવા જોઈએ. પુત્રે કહ્યું; તમો મને યાદ કરશો, એટલે તુરત હું જાણી જઈશ. હું તમારી પાસે આવીશ તથા તમારા અગ્નિસંસકાર આદિ કરીશ. તમારે કદી મનમાં ખોટું લાવવું નહિ કે,પુત્ર મને મૂકી ચાલી ગયો.જો તેમ માનશો તો હું ઘણો દુઃખી થઇશ.તેમણે સંન્યસ્ત લઈ અનેક મત મતાંતરોનું ખંડન કરી પૃથ્વીપર કેવળ અદ્વૈત મત સ્થાપન કર્યો. જ્યારે સતી માતાને મંદવાડ આવ્યો ત્યારે શ્રીમાન્ શંકર ઋષ્ય-શૃંગ પર્વતપર હતા. આ વખતે જેવું માતાએ પુત્રનું સ્મરણ કર્યું કે, તરત શંકરને ત્યાં ખબર પડી. તેઓ માતાની પાસે આવ્યા. માતા પુત્રને જોઈ અત્યંત આનંદ પામ્યાં. પછી ધીમે રહી માતાએ કહ્યું; પુત્ર ! મેં તને આવી દશામાં જોયો, તે સારૂં થયું. તું મારા દેહને યોગ્ય સંસ્કાર કરી મને પરલોક પહોંચાડજે. આચાર્યે ઉપદેશનાં વચનો કહી તેમને શાંત પમાડયાં. ધન્ય છે આવી સતીને, કે જેમને ત્યાં શ્રી શંકરાચાર્ય જેવા મહાપુરૂષનો જન્મ થયો હતો.

---

# ( ૪૫ ) મીનળદેવી

મીનળદેવી કર્ણાટકના રાજા જયકેશીની પુત્રી થાય. આનાં લગ્ન ગુજરાતના રાજા કરણ સાથે થયાં હતાં. તેને કર્ણાટકી, સંસ્કૃત તથા ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન હતું. કરણનાં પિતા ભીમસિંહે પોતાના પુત્રને નાનપણમાં પરણાવવા માટે ઉતાવળ કરી ન હતી. આથી કરણ જ્યારે ભર યુવાવસ્થામાં આવ્યો ત્યારે તેનો વિવાહ મીનળદેવી સાથે કરવામાં આવ્યો હતો. કર્ણાટકથી એક ચિતારો મીનળદેવીનું ચિત્ર લઈ આવ્યો. આ ચિત્ર જોઈ રાજાની તેનાપર આસકિત થઇ. તે ચિતારાએ નાળીએર આપ્યું. કરણે તે સ્વીકાર્યું. કરણે પોતાનું ખાંડું કર્ણાટક મોકલ્યું. જ્યારે મીનળદેવી પાટણ આવી ત્યારે કરણ રાજાના જાણવામાં આવ્યું કે, આ સ્ત્રીનું સૌંદર્ય એક સામાન્ય સ્ત્રીના જેવું હતું. કરણને તે ગમી નહિં. જો કે કરણ રાજા એક પત્નીવ્રતવાળો હતો, જેથી તેણે બીજી સ્ત્રી કરી નહિ. પણ મીનળદેવીપર તેનું મન ચોંટયું નહિ. રાણી તરીકેના હક આથી તે ભોગવી શકી નહિ. તે બીચારી એકલી ઝુર્યા કરતી હતી. કેટલાક સમય પછી તેણે નિશ્ચય કર્યો કે, મારે મારી સખી સાથે ગામને પાદરે બળી મરવું. આ વાતની રાજમાતાને ખબર પડી. તેણે રાણીને સમજાવી, પોતાની પાસે રાખી. એક વેળા એક ગુણિકા પાટણમાં નાચ કરવા આવી. આ ગુણિકા નાચકળામાં ઘણી નિપુણ હતી. રાજા કરણે તેને પોતાના એકાંત સ્થળે તેનો મુઝરો સાંભળવા બોલાવી. આ વખતે રાજમાતાની સંમતિથી રાણી મીનળદેવીએ ગુણિકાનો વેશ ધારણ કર્યો તથા પોતાના પતિ આગળ એકાંતમાં મુઝરો કરવા ગઇ. રાણી નાચની અંદર અત્યંત કુશળ હતી.રાજા કરણ

રાણીના મુઝરાથી મોહિત ગઇ ગયા પછી રાજાએ તે ગુણિકાને પોતાના મહેલમાં રહેવા કહ્યું. મીનળદેવી રાજાના મહેલમાં રહી. ચાર દિવસ પછી રાણીનો દહાડો વળ્યો. પણ ત્રણ ચાર દિવસ પછી રાજાને ગુણિકા સાથે રંગ કરવા માટે પશ્ચાત્તાપ થયો. તેણે ધર્મશાસ્ત્ર જોવડાવ્યું. આ વખતે રાણીએ આવીને કહ્યું કે, મેં જ ગુણિકાનો વેશ આપને મોહિત કરવા લીધો હતો. આ સંબંધી રાજમાતા સાક્ષી છે. રાજા શરમાઇ ગયો. તે રાણીને પગે પડવા જતો હતો, પણ રાણીએ તેને અટકાવ્યો. મીનળદેવી રાજાને કામકાજમાં ઉત્તમ સલાહ આપતી હતી. રાણીની સંમતિથી રાજાએ ઘણાં દેવાલયો તથા વાવ કુવા વગેરે બંધાવ્યાં. રાજાને આનાથી સિદ્ધરાજ નામે પુત્ર થયો. આ છોકરાની ઉમર ૧૦ વર્ષની થતાં જ રાજા મરણ પામ્યો. આથી સઘળો કારભાર રાણી ચલાવતી હતી. તે પોતાનો પુત્ર કેવી રીતે ન્યાયી તથા બળવાન્ નીવડે, તે માટે પૂર્ણ કાળજી રાખતી હતી. જ્યારે સિદ્ધરાજ પંદર વર્ષની ઉમરનો થયો ત્યારે તેનાં માતા તેને લઇ ગુજરાતમાં ફરવા નીકળ્યાં. તેણે ધોળકામાં મલાવનામે તળાવ બંધાવ્યું, જે હજી મોજુદ છે. આ તળાવ બંધાવતી વખતે એક મારૂતિ નામની ગુણિકાનું ઘર વચમાં નડતું હતું. ગુણિકાએ તે ઘર આપ્યું નહિ, જેથી રાણીએ તેટલી જગ્યા છોડી તળાવ બંધાવ્યું. એણે ઘણાં જ લોકોપયોગી કામો કર્યાં છે.

---

## ( ૪૬ ) સુમિત્રા.

અયોધ્યાના રાજા દશરથનાં સુમિત્રા ત્રીજાં પત્ની થાય. તેમને લક્ષ્મણ તથા શત્રુઘ્ન નામે બે પુત્રરત્નો થયાં હતાં.

જો કે સઘળી પત્નીઓ કરતાં કેકયીપર દશરથને અધિકપ્રીતિ હતી તથા જો કે સામાન્ય સ્ત્રી પતિની અધિક પ્રીતિ નહિ જૂવે તો તેમની તરફ પોતે પ્રીતિની નજરથી ન જૂવે. પણ સુમિત્રા તેમ કરતાં નહતાં.તે તો હમેશ પોતાના પતિની તરફ પ્રીતિની નજરથી જોતાં હતાં. જેવો પ્રેમ તે પોતાના પુત્ર તરફ રાખતાં હતાં, તેવો જ પ્રેમ તે પોતાની સોકચોના પુત્રોપર પણ રાખતાં હતાં. તે પોતાની સોકચો તરફ સખીભાવથી વર્તતાં હતાં. તેમના ગુણને લીધે કૌશલ્યાનો સુમિત્રાપર અત્યંત પ્રેમ હતો. સરળતા, વિનય, સુશીલતાપણું આદિ કેટલાક ગુણોને લઇ સ્ત્રી પતિ તથા પોતાના પિતાના કુળને પ્રીતિનું પાત્ર થઈ પડે છે. શોકયમાં પણ પ્રીતિપાત્ર થવું ઘણુંજ અઘરૂં હોય છે. પણ સુમિત્રાના ઉત્તમ ગુણની ખુબી એ કે, સોકચો પણ તેમને વધારે ચહાતા હતાં. જે વેળાં મંથરાની શિખવણીથી કેકયીને દશરથ પાસે રામને વનવાસ કઢાવવાનું માગી લીધું તથા ભરતને રાજ્ય ચલાવવાને કહ્યું, તે વખતે દશરથ રાજા શોકાગ્નિમાં બળતો હતો તથા કૌશલ્યા પુત્રના વિયોગ-વડે મૂર્છાને પામી હતી; તેવામાં સુમિત્રા ત્યાં આવી પહોંચ્યાં. તેમણે કૌશલ્યાને કહ્યું કે, રામચંદ્રજી સત્યવાદી છે. તે પોતાના પિતાની આજ્ઞાને પાળનારા છે, તેમને કદી પણ આપત્તિ આવશે નહિ. માટે આપ શોક કરવો છોડી દ્યો. રામચંદ્રજીને વનમાં જતા જોઇ લક્ષ્મણે પણ વનપ્રતિ જવા માટે તૈયારી કરી. આ વખતે લક્ષ્મણ પોતાની માતા પાસે રજા લેવા ગયા. તે વેળા શૂરવીર પુત્રની માતાને છાજે, તેવાં વચનો સુમિત્રાએ કહ્યાં. તેમણે કહ્યું કે, તમે ભલે વનવાસ સિધારો. તમારે રામચંદ્રને પિતારૂપે, સીતાને માતારૂપે તથા વનને અયોધ્યા-રૂપે જાણવું. તમારે પોતાના વડિલ ભાઈની સર્વ પ્રકારે સેવા

કરવી તથા તેમની આજ્ઞામાં રહેવું. જેટલો શોક કૌશલ્યાને પુત્રવિરહથી હતો, તેટલોજ શોક સુમિત્રાને પુત્રવિયોગથી હતો, છતાં પોતાનો શોક દબાવી દઇ તેણે કૌશલ્યાને તેમજ પોતાના પતિને ધીરજ આપી. પતિવ્રતા સ્ત્રીનું આ જ કર્તવ્ય છે કે, પોતે ગમે તેવી આપત્તિમાં હોય, છતાં પોતાની આપત્તિને નહિ ગણી, પતિના દુઃખમાં ઘટાડો કરવા માટે પ્રયત્ન કરવો. જેમ લક્ષ્મણને પોતાની માતા તરફથી સારૂં શિક્ષણ મળ્યું હતું, તેવુંજ સારૂં શિક્ષણ શત્રુઘ્નને પણ મળ્યું હતું. તે પણ લક્ષ્મણનીજ માફક વિવેકી તથા સદાચારસંપન્ન હતા. સુમિત્રાને જેટલું વાત્સલ્ય પોતાના પુત્રો લક્ષ્મણ તથા શત્રુઘ્ન ઉપર હતું, તેટલું બલકે તેથી પણ વધારે વાત્સલ્ય તેમનું રામચંદ્રમાં હતું. આજ હેતુને લઇ શકુંતલામાં કહ્યું છે કે,

शुश्रूषस्व गुरून् कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने ।
भर्तुं विप्रकृतापि रोषणतया मास्म प्रतीपं गमः ॥
भूयिष्ठं भव दक्षिणा गुरुजने श्लाघ्ये स्वनुत्सेकिनी ।
यान्त्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः ॥

અર્થ—સારી પતિવ્રતા સ્ત્રીનો એ ધર્મ છે કે, તેણે પોતાની સોકય તરફ સખીભાવથી વર્તવું. જો પતિ કાંઇ ઉલટું કરે, છતાં તેનાથી પોતે ઉલટું જવું નહિ, પોતાના વડિલ તરફ વિવેકથી વર્તવું, શ્રેષ્ઠની તરફ પ્રમાદથી રહિત થઇ વર્તવું. આમ કરવાથી જ પતિવ્રતા સ્ત્રીનો ગૃહસંસાર ચાલે છે. પણ આથી ઉલટી રીતે ચાલનારી કુળને લાંછન લગાડનાર છે.

---

## ( ૪૭ ) સુનીતિ

આ પરમ પવિત્ર સાધ્વી ઉત્તાનપાદ રાજાની પત્ની તથા ધ્રુવની માતા થાય. ઉત્તાનપાદ રાજાને બીજી સુરૂચિ નામે રાણી હતી. આ સુરૂચિને ઉત્તમ નામે પુત્ર હતો. સુનીતિ મોટી રાણી હતી તથા સુરૂચિ નાની રાણી હતી. સુનીતિનો પોતાની શોકયપર પૂર્ણ પ્રેમ હતો.તે પોતાની શોકય તરફ સખી ભાવથી વર્તતી હતી. પણ સુરૂચિના મનમાં આવ્યું કે, ધ્રુવ મોટી રાણીનો પુત્ર છે, જેથી રાજાની તેનાપર પ્રીતિ હશે તો રાજ્યની ગાદી તેને મળશે. આથી સુરૂચિએ એવો પ્રપંચ કરવા માંડયો કે, જેથી રાજાની સુનીતિપરથી પ્રીતિ ઉઠી જાય તથા પોતાનાપર પ્રીતિ બાઝે.

સુરૂચિએ રાજાને અનેક પ્રકારે સમજાવી, પોતાની શોકયના પરની પ્રીતિ ઉઠાડી મૂકાવી તથા પોતે રાજાની માનીતી થઇ પડી. રાજા હમેશ સુરૂચિના મહેલે જતો થયો,પણ સુનીતિને મહેલે બીલકુલ જતો નહિ.જો કે આ રીતે પોતાની શોકે કાવત્રું રચ્યું, છતાં સુનીતિ બીલકુલ તેનાપર અદેખાઇ કરતી નહિ. આ રીતની સમદૃષ્ટિ રાખવી, તે સાધ્વી સ્ત્રીમાં જ હોઇ શકે. આ પ્રમાણે ધ્રુવ પાંચ વર્ષનો થયો, છતાં રાજા તેને બોલાવે નહિ. રાજા હમેશ પુત્રવાત્સલ્ય ઉત્તમનાપર જ રાખતો હતો. એક વેળા રાજા સભામાં બેઠો હતો,તેવામાં ઉત્તમ રાજાના ખોળામાં બેઠેલો હતો. ધ્રુવે ઉત્તમને રાજાના ખોળામાં બેઠેલ જોઈ પોતે રાજાનાં ખોળામાં બેસવા પ્રયાસ કર્યો. પણ રાજાએ બેસાડયો નહિ. આ બાબતની રાણી સુરૂચિને ખબર પડી ત્યારે તે બોલી કે,તારે માટે રાજાનો ખોળો નથી.તું અણમાનીતીનો પુત્ર છે. તેથી રાજાના ખોળામાં બેસી શકશે નહિ. તે

એવાં પુણ્ય કર્યાં નથી, કે જેથી તને રાજાનો ખોળો બેસવા મળે. તું જો તપ કરી આ શરીરનો નાશ કરી ફરી મારે પેટે જન્મ લે તો તને આ રાજાનો ખોળો બેસવા મળે. ધ્રુવ રડતો રડતો માતા પાસે ગયો તથા પોતાની માતાને આ વાત કહી. માએ આ વાત સાંભળી ત્યારે તેનું હૃદય ભરાઇ આવ્યું. તેણે કહ્યું કે, હે પુત્ર! તારાં પુણ્ય ઓછાં હોવાથી તારો જન્મ મારે પેટે થયો છે. તું તપ કરી ઉત્તમ પદ મેળવ. જેમ નારદે તપ કરી ઉત્તમ સ્થાન પ્રાપ્ત કર્યું છે, તેમ તું પણ કર. આ વખતે ધ્રુવે પોતાની માને કહ્યું કે, હું વનમાં જાઉં છું તથા તપ કરી મારા દેહનો નાશ કરીશ. પણ ઉત્તમ પદ પ્રાપ્ત કર્યા વિના પાછો નહિ આવું. રાણીને પોતાના પુત્રના શબ્દો સાંભળતાં ઘણું લાગી આવ્યું. તે બોલી; હે કુમાર! રાજાએ તો મને તજી છે, તેમ તું પણ મને તજી ચાલ્યો જાય, એ ઠીક નહિ. પુત્રે કહ્યું; માતા! તારે મારી ફિકર કરવી નહિ. મને તમે આશીષ આપો. રાણીએ ધ્રુવને આશીષ આપી વનમાં મોકલ્યો. તેણે કહ્યું; તારા જેવા શૂરવીર પુત્રના માર્ગમાં મારે વિઘ્નરૂપે થવું, એ મને કોઈ રીતે યોગ્ય નથી. જો કે તારી ઉમર નાની છે, છતાં મોટાં મોટાં કાર્યો તું કરી શકે એમ છે. તું ભલે ઉત્તમ સ્થાન મેળવવા વનમાં જા. આ રીતે ધ્રુવ માતાની આજ્ઞા મેળવી વનમાં જતો હતો. વનમાં જતાં રસ્તામાં તેને નારદ મુનિ મળ્યા. તેણે કહ્યું, તું જે વસ્તુની ઇચ્છા રાખે છે, તે અત્યંત કઠણ છે. આ સંસારમાં જેટલું સુખ છે, તે પાપનો વધારો કરનારૂં છે તથા જેટલું દુઃખ છે તે પુણ્યનો વધારો કરનાર છે. માટે તું તારો પ્રયાસ છોડી દે તથા પાછો ઘેર જા. ધ્રુવે કહ્યુઃ—આપે શાન્તિનો જે માર્ગ બતાવ્યો, તે મને પસંદ પડતો નથી. જે પદ મારા પિતૃઓ પણ નથી પામ્યા, તેવું ઉત્તમ પદ હું મેળવવા ઇચ્છું છું.

બાળકનો આવો દઢ નિશ્ચય જોઇ નારદે તેને રજા આપી. તેણે કહ્યું કે, તું વનમાં જા, કંદ તથા મૂળનો આહાર કર તથા ઇશ્વરના સ્વરૂપનું ધ્યાન ધર. તું મધુવનમાં જા તથા ત્યાં જઇ તું ઇશ્વરના સ્વરૂપનું ધ્યાન ધરજે. વળી તેને મંત્ર આપ્યો તથા કહ્યું કે, તું આ મંત્રનો જપ જપજે, જેથી તને થોડા વખતમાં ઇશ્વર મળશે. ધ્રુવ પછી મધુ વનમાં ગયો. ત્યાં જઇ ઈશ્વિર આરાધનમાં સર્વ કાળ વ્યતીત કરવા લાગ્યો. સર્વ ઇન્દ્રિયોનું દમન કરી તે એકાગ્ર ચિત્તથી તપ કરવા લાગ્યો. પ્રાણનો રોધ કરી એક પગે કેટલાક સમય સૂધી તેણે તપ કર્યું. આ તપના પ્રભાવથી ભગવાન્ તેના ઉપર સંતુષ્ટ થયા તથા તેને દર્શન દીધું. ભગવાને કહ્યું, જા, તને અવિચળ પદ મળશે તથા તારી સર્વ કામના પૂર્ણ થશે. ત્યાર પછી ધ્રુવ ઘેર ગયો. સુનીતિ પોતાનો પુત્ર પ્રભુનાં દર્શન મેળવી ઘેર આવેલો જોઇ અત્યંત હર્ષને પામી. ભગવાનના કહેવા પ્રમાણ ધ્રુવને રાજ્યગાદી મળી. તેને પાંચ રાણી હતી; એક અહલ્યા, બીજી ઇન્દ્રની પુત્રી, શિશુકુમાર પ્રજાપતિની પુત્રી બ્રાહ્મી, ચોથી વાયુની પુત્રી ઇલા તથા પાંચમી ધન્યા. સુનીતિ પોતાની પાંચ વધૂઓને એવી રીતની શિખામણ આપતી હતી કે, જેથી તે પાંચે સોકયો છતાં સખીભાવથી વર્તતાં શીખે. સુનીતિના સદ્વર્તનને જોઇ રાજા પોતાના પાછળનાં કૃત્ય માટે ઘણો પ્રશ્ચાત્તાપ કરવા લાગ્યો. જો કે સુરૂચિએ તેને આટલું બધું દુઃખ આપ્યું હતું, છતાં તે નહિ ગણી સુનીતિ તેની સાથે સખીભાવથી વર્તતી હતી. જ્યારે ઉત્તાનપાદ રાજા વનમાં તપ કરવા નીકળી પડયો ત્યારે સુનીતિ પણ પોતાના પતિ સાથે વનમાં જઈ રહી. આ રીતે વનમાં રહી પ્રભુભક્તિ કરી, તે પરમ પદને પામી હતી. ધન્ય છે આવી સાધ્વીને, કે જે અપકાર કરનારપર પણ ઉપકારની દૃષ્ટિએ જૂવે છે.

## ( ૪૮ ) ઉર્વશી

એક વેળા નારાયણ મુનિ તપ કરતા હતા, તેવામાં તેમને તપમાંથી છળવા માટે ઇન્દ્રે અપ્સરાને મોકલી. નરસખા આ અપ્સરાથી મોહિત થયા નહિ, પણ તેના સરખી સ્વરૂપવતી પોતાના ઉરૂમાંથી ઉત્પન્ન કરી. આ સ્ત્રી, તેજ ઉર્વશી હતી. તેને તિરસ્કરિણી વિદ્યા આવડતી હતી. આથી તે દેવ, દાનવ કે મનુષ્યની દૃષ્ટિથી અગોચર થઇ શકતી હતી. એક સમયપર મેનકા તથા ચિત્રલેખા આદિ સખીઓ કૈલાસ શિખરપર વનલીલા જોવા ગઇ. આમાં ઉર્વશી પણ હતી. ત્યાંથી લીલા જોઇ તેઓ જ્યારે પાછાં ફરતાં હતાં ત્યારે રસ્તામાં સુકેશી નામના દાનવે ઉર્વશીનું હરણ કર્યું. આથી તેની સઘળી સખીઓ અત્યંત આક્રંદ કરવા લાગી. તેજ વખતે પુરૂરવા રાજા ગંગા નદીને કિનારે દેવપૂજન કરી, પોતાની રાજધાની પ્રયાગ તરફ જતો હતો. તેણે આ સખીઓનું આક્રંદ સાંભળ્યું. તે જ્યાં સખી રડતી હતી ત્યાં ગયો તથા તેઓના આક્રંદનું કારણ પૂછ્યું. તેઓએ કહ્યું કે, અમારી એક બેનપણીનું એક અસુર હરણ કરી ગયો છે તથા તે અમુક દિશા તરફ નાઠો છે. આથી પુરૂરવા રાજા તે દિશા તરફ ગયો. તેણે તે દૈત્યને માર્યો તથા ઉર્વશીને તેના હાથમાંથી છોડાવી. રાજાની અનુપમ કાંતિ જોઇ ઉર્વશીનું મન તેની તરફ આકર્ષાયું, તેમ રાજા પણ તેને જોઈ વિહ્વળ થઇ ગયો. બેઉને એક બીજા વચ્ચે આંતર પ્રેમની ગાંઠ બંધાઇ.આ આંતર પ્રેમની ગાંઠ એવી સચોટ હોય છે કે, ગમે તેમ થાય પણ તે છૂટતી નથી. આથી જ ભવભૂતિએ કહ્યું છે કે,

> व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः न खलु बहिरुपाधीन्
> प्रीतयः संश्रयन्ते ॥

અર્થ:—આંતર પ્રેમની ઉર્મિ એક બીજાને એવાં સખત જોડે છે કે, બાહ્ય ઉપાધિ ગમે તેવી વિઘ્નકર્ત્તા હોય, છતાં તે આંતર પ્રેમ છોડાવ્યો છૂટી શકતો નથી. આજ રીતે જો કે ઉર્વશી પરાધીન હતી, તેથી પોતાની સખીઓ સાથે ઇન્દ્રની પુરી અમરાવતી ગઇ,પણ તેનું મન પુરૂરવા પર અત્યંત ચોંટેલું હતું. ત્યાં તે સર્વ કાળ રાજાની જ ઝંખના કર્યા કરતી હતી. એક વેળા તે ઇન્દ્ર સમીપ નાચ કરવા ગઇ હતી. તે વેળા તેના મોંમાંથી રાજાનું નામ નીકળી ગયું. આ પ્રમાણે પુરૂરવા રાજાપર આસક્ત જોઈ,તેમજ આ રાજા ઇન્દ્રને વારંવાર સહાય કરનાર હોવાથી ઉર્વશીને ઇન્દ્રે સંમતિ આપી કે, તું એની સાથે પરણી વિલાસસુખ ભોગવ. પણ તને પુત્ર થયા પછી તે પુત્રની રાજાને જેવી ખબર પડશે કે, તારા શાપની અવધિ પૂરી થશે તથા તું પાછી અહીં આવીશ. ઉર્વશી રાજા પાસે ગઇ. બેઉ દંપતી સુખચેનથી રહેતાં હતાં. ઉર્વશીને એક પુત્ર થયો હતો, પણ રાજાને તેની ખબર ન પડવા દેવાથી તે એક ઋષિને ત્યાં મૂકી આવી. હવે એક વેળા રાજા તથા ઉર્વશી કૈલાસ પર્વત આગળ ગંધમાદન વનની શોભા નિહાળતો આગળ જતો હતો. તેવામાં તેઓ કુમાર વનમાં પેશી ગયાં, જેની તે બેઉને ખબર પડી નહિ. આથી ઉર્વશી લતારૂપે થઇ ગઇ. હવે રાજા ઉર્વશીને નહિ જોવાથી ગાંડો બની ગયો. તે ભમરાને, હરણને તેમજ અન્ય પશુઓને ઉર્વશીની ખબર પૂછવા લાગ્યો. આમ જતાં તે એક શિલા ઉપર બેઠો. આ શિલા આગળ તેને એક મણિ મળી આવ્યો. આ મણિ રાજા નાંખી દેતો હતો. પણ આકાશવાણી થઇ કે, આ મણિ સંગમનિયમ મણિ છે, માટે હે રાજા! તું નાંખી દઇશ નહિ. તે મણિને પહેરી રાજા જતો હતો, તેવામાં લતાના રૂપમાં તેણે ઉર્વશીને

જોઈ. આ મણિના પ્રભાથી ઉર્વશી પાછા મૂળ સ્વરૂપમાં આવી. એક વેળા દંપતી ગંગા નદી સ્નાન કરવા ગયાં. તેવામાં મણિ કિનારા પર મૂકેલો હતો. એક ગીધ આવી માંસનો લોચો જાણી આ મણિને ઉંચકી ચાલતો થયો. ઋષિના આશ્રમ આગળથી તે ગીધ જતો હતો, તેવામાં ત્યાં એક કુમારના બાણથી તે ગીધ વિંધાઇ ગયો તથા નીચે પડયો. રાજા ત્યાં આગળ ગયો તથા તે તીર પરનું નામ વાંચવા લાગ્યો. તેને ખાત્રી થઇ કે, આ મારો પુત્ર છે. આજ વખતે ઉર્વશીના શાપનો અવધિ આવી રહ્યો હતો, છતાં નારદે આવી ઉર્વશીને કહ્યું કે, તમારા બેઉ વચ્ચે પ્રેમ ઘણો છે. માટે તમે બેઉ સાથે રહો, એમ ઇન્દ્રની આજ્ઞા છે. આ રીતે બેઉ સુખચેનથી રહી અંતે સ્વધામ પ્રતિ ગયાં.

---

## ( ૪૯ ) ચૂડાલા

ચૂડાલા સૌરાષ્ટ્ર દેશના રાજાની પુત્રી થાય. નાનપણથી વિદ્યા સંપાદન કરવામાં તેનું મન લાગેલું હતું. અપ્સરાને પણ લજ્જિત કરે, એવી તેનામાં સૌંદર્યતા હતી. દેશે દેશમાં તેની સૌંદર્યતાની વાત થવા લાગી. આથી શિખિધ્વજ નામના રાજાએ તેના પિતાને ચૂડાલા માટે માગું મોકલ્યું. તેના પિતાએ શિખિધ્વજનું માગુ સ્વીકાર્યું. મોટી ધામધૂમથી સૌરાષ્ટ્ર દેશના રાજાએ ચૂડાલાનાં લગ્ન શિખિધ્વજ સાથે કર્યાં. આ ચૂડાલા ગાયન તથા નૃત્ય કળામાં પણ અત્યંત કુશળ હતી. શિખિધ્વજ પણ પોતાની પત્નીપાસેથી ગાયનવિદ્યા શિખ્યો. આમ એક બીજાં વિલાસ ભોગ ભોગવતાં હતાં. તેઓએ ઘણો કાળ નિર્ગમન કર્યો. ઘણો સમય થવા છતાં રાજાની વૃત્તિ

વિલાસ તરફથી નીકળતી નહતી. રાણી ઘણું સમજાવે, પણ તેના પર તેની જરા પણ અસર થતી નહિ. ચૂડાલાનું મન પણ યોગવિદ્યા સંપાદન કરવા માટે આકર્ષાયું. તે પદ્માસન વાળી બેઠી તથા ઇશ્વરારાધનવડે તે આકાશ માર્ગે ગમન કરતાં શીખી. આવા અધ્યાત્મ જ્ઞાનને લીધે ચૂડાલાની સુંદરતામાં વધારો થતો ગયો. તેમ તેમ રાજા તેના ઉપર વધારે મોહિત થવા લાગ્યો. પણ અધ્યાત્મ જ્ઞાન તરફ તેનું મન દોરાયું નહિ. એક વેળા રાજાએ રાણીને કહ્યું કે, ચાલો આપણે વનમાં જઇને તપ કરીએ. રાણીએ કહ્યું કે, આપણને ત્યાં જવાની શી જરૂર છે ? આપણને આ ભોગ મૂકી શા માટે વનમાં જવાની જરૂર છે ? એક વેળા રાતના મધ્ય રાત્રીએ ઉઠી ચૂડાલાને એકલી મૂકી, રાજા વનમાં ચાલ્યો ગયો તથા મંદરાચળની પડોશમાં એક પર્ણકુટી બાંધી ત્યાં રહ્યો. સવારમાં ઉઠી ચૂડાલા જૂવે છે તો તેણે પોતાની પાસે પતિને જોયા નહિ. તે સમજી ગઇ કે, રાજા વનમાં ચાલી ગયલા હોવા જોઇએ. પ્રથમ તેણે રાજા પાસે જવા વિચાર કર્યો. પણ પછી તે વિચાર માંડી વાળી, રાજા કોઇ કારણસર બહાર ગામ ગયા છે તથા થોડા વખતમાં આવશે, એમ સમજાવી પોતે અઢાર વર્ષ સૂધી રાજ્ય ચલાવ્યું. પછી રાજ્યકારભાર પોતાના મંત્રીને સોંપી ચૂડાલા પોતાના પતિની ખોળ કરવા નીકળી પડી. આકાશ માર્ગે ફરતાં ફરતાં તે મંદરાચળ પર્વત આગળ આવી પહોંચી. ત્યાં તેણે રાજાને જોયો. રાજાએ તપથી પોતાના શરીરને ઘણું જ કૃશ કરી નાંખ્યું હતું. રાણીએ જાણ્યું કે, હું આ વેશમાં રાજા પાસે જાઉં, તે ઠીક નહિ. તેથી તે એક બ્રાહ્મણપુત્રનો વેશ લઇ રાજા પાસે ગઇ. રાજાએ આ બ્રાહ્મણ કુમાર જોઈ તેને પોતાની પાસે બેસાડયો તથા તેનું નામ પૂછ્યું. બ્રાહ્મણપુત્રે કહ્યુ કે; હું નારદ

મુનિનો પુત્ર થાઉં છું. પછી તે બ્રાહ્મણપુત્રના વેશમાં રહેલ ચૂડાલાએ રાજાને બ્રહ્મજ્ઞાન સંબંધી ઉપદેશ આપવાનું શરૂ કર્યું. રાજાએ પૂછયું કે, સુખ તથા દુઃખ કેવી રીતે આવે છે તથા તે સુખાદિ જીવને થાય છે કે નહિ? બ્રાહ્મણબાળે કહ્યું કે, આ ધર્મ મનના છે. સુખ તથા દુઃખ મને માની લીધેલ છે. પણ આત્માને તે સબંધી લેપન નથી. આત્મજ્ઞાન માટે પ્રયાસ કરવો જોઇએ. પણ ચિત્તની શુદ્ધિ થયા વિના આત્મજ્ઞાન મળતું નથી. આ ચિત્ત શુદ્ધ થવા ભક્તિ તથા ઉપાસનાની જરૂર છે. આ રીતે ચૂડાલાએ કેટલોક વખત રાજાને ઉપદેશ આપ્યો. જ્યારે રાજાને જ્ઞાન થયું ત્યારે બ્રહ્મબાળે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું. રાજા પોતાની રાણીને જોઈ અત્યંત વિહ્વળ બની ગયો તથા તે કેવી રીતે ત્યાં આવી, તે સઘળું પૂછવા લાગ્યો. તે એકદમ પોતાની પત્નીને ભેટી પડયો. પછી ચૂડાલાએ સવિસ્તર પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. પછી રાજા રાણીને વિનવી કહેવા લાગ્યો કે, તેંજ મારા આત્માનો ઉદ્ધાર કર્યો છે, તુંજ મને સંસારની મોહ જાળમાંથી છોડાવનાર છે. મારૂં ખરૂં હિત ચાહનાર તુંજ છે. કહ્યું છે કે, **यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम** ખરી સ્ત્રી તો એ જ કે, પોતાના પતિના હિતનોજ વિચાર કરે. માટે તારા જેવી સાધ્વી મળવાથી હું વધારે ભાગ્યશાળી થયો છું. ત્યાર બાદ તેઓ પોતાની રાજધાનીમાં આવ્યાં. ત્યાં કેટલોક સમય રાજ્યસુખ ભોગવી અંતે તેઓ પરમ પદને પામ્યાં.

---

## (૫૦) ગોપા–યશોધરા.

આ ગોપા સિદ્ધાર્થ બુદ્ધની પત્ની થાય તથા દંડપાણિની પુત્રી થાય. તે ઘણી સ્વરૂપવાન્ હતી.સ્વયંવરથી આ કન્યાનો વિવાહ સિદ્ધાર્થ સાથે મોટી ધામધૂમથી થયો હતો. સિદ્ધાર્થ આવું રત્ન મેળવી પોતાને કૃતાર્થ માનતો હતો. કુમારને પ્રથમ વૈરાગ્ય થયો હતો, પણ ગોપાના આવવા પછી એનો કંઇએક વૈરાગ્ય ઓછો થયો હતો. આમ થવાથી સિદ્ધાર્થના પિતા શુદ્ધોદનનું અંતઃકરણ જરા પ્રસન્ન થયું. પોતાનું પતિવ્રત કેવી રીતે જળવાય, તે સંબંધી ગોપા સારી રીતે જાણતી હતી. તે બીજી સ્રીઓની માફક ઘૂમટો તાણી ઘરમાં બેસી રહેતી નહિ. પણ પોતાનો ધર્મ કેવી રીતે જળવાય, તે તે સારી રીતે સમજતી હતી. એક રાતના ગોપાને કંઇ સ્વપ્ન આવ્યું. એટલે એકદમ જાગી તે સ્વપ્ન તેણે પોતાના પતિને કહ્યું. પતિએ આ વખતે કહ્યું કે, સર્વ સંસાર પણ સ્વપ્નતુલ્ય છે તથા પોતે વનમાં ચાલી જવા મરજી જણાવી. ગોપાએ શાંત પાડી તેને રાખ્યા. તે પોતાના પતિને જીવન સર્વસ્વ સમજતી હતી. તે ખરેખર એક પ્રેમની મૂર્તિ હતી. કેટલોક સમય પછી ગોપાને ગર્ભ રહ્યો તથા તેને પુત્ર આવ્યો. આ પુત્રનું નામ રાહુલ પાડયું હતું. પુત્રને જોયા પછી સિદ્ધાર્થે મનમાં વિચાર કર્યો કે, આની સાથે પ્રીતિ બંધાય,ત્યાર પહેલાં મારે હવે ચાલી જવું જોઇએ. જે દિવસે ગોપા રાહુલને લઇ પોતાના પતિને ત્યાં આવી, તે જ રાત્રિના પલંગપરથી છાનામાના ઉઠી સિદ્ધાર્થે વનપ્રતિ પ્રયાણ કર્યું. જો કે પુત્રને મૂકી જવું વસમું લાગ્યું; છતાં મન કઠણ કરી તે પુત્રને મૂકી ચાલતો થયો. સવારમાં ગોપાએ પોતાનાં પતિને જોયા નહિ.

તેણે પણ ઉત્તમ વસ્ત્રનો ત્યાગ કર્યો તથા સંન્યાસીને વેશે રહેવા લાગી.સિદ્ધાર્થ બુદ્ધરૂપે થઇ લોકને ઉપદેશ આપવા લાગ્યો. કેટલેક સ્થળે ઉપદેશ આપ્યા પછી તે પોતાની નગરીમાં પોતાનાં પિતા, માતા તથા પત્નીને ઉપદેશ દેવા માટે આવ્યો. રસ્તામાં નગર લોકને ઉપદેશ આપતો હતો. પોતે રક્ત વસ્ત્ર પહેરેલાં હતાં. ગોપાએ અગાસીમાંથી સિદ્ધાર્થને જોયા તથા પોતાનાં સાસુ સસરાને તે વાત નિવેદન કરી. સિદ્ધાર્થનાં માતપિતાએ પુત્રને ઘેર બોલાવ્યો. પિતા તથા પુત્ર વચ્ચે કેટલી વાતચિત થઇ. આ વખતે ગોપા ત્યાં આવી નહતી. તે એકાંતમાં બેસી સિદ્ધાર્થની વાટ જોતી હતી. જેવો સિદ્ધાર્થ ત્યાં ગયો, એટલે પતિનાં ચરણ પકડી તે રૂદન કરવા લાગી. સિદ્ધાર્થે સંસારની અસારતા વિશે અનેક પ્રકારનો ઉપદેશ આપ્યો. આથી ગોપાનું મન શાંત થયું. તેણે પોતાનાં માતા, પિતા તથા પત્નીને જણાવ્યું કે, માયા તેજ સર્વ દુઃખનું કારણ છે. માટે તેનો ત્યાગ કરશો તોજ અખંડ સુખની પ્રાપ્તિ થશે. ગોપા પોતાના પતિ જેમ બુદ્ધ થયા, તેમ પોતે આર્જા બની ગઈ. તે પણ લોકને ધર્મોપદેશ કરતી હતી તથા દેવી તરીકે બુદ્ધમાં પૂજાય છે. ધન્ય છે આવી સાધ્વી સ્ત્રીઓને !

---

## (૫૧) રાણકદેવી.

રાણકદેવી સિંધ દેશના રજપૂત રાજા શેપાવરની પુત્રી થાય.જ્યારે આ કન્યા આવી ત્યારે જોશીને પૂછતાં તેણે કુંડળી મૂકીને કહ્યું કે, આ કુંવરીને જે કોઇ પરણશે,તે રાજાનું રાજ જશે તથા તેનો પિતા આંધળો થાય. રાજા આ સાંભળી ઘણો ખેદ પામ્યો તથા મધ્ય રાત્રીએ તે છોકરીને જંગલમાં મૂકી

દીધી. ત્યાં પણ પરમાત્માએ તેનું રક્ષણ કર્યું. કોઇ પણ હિંસક પ્રાણીએ તેને મારી નાંખ્યું નહિ. હડમતીયા નામનો કુંભાર માટી ખોદવા જતો હતો. તેની દૃષ્ટિએ આ બાળક પડ્યું. તેને ઘેર લાવી પોતાની સ્ત્રીને સોંપ્યું. વળી રાજ્યની ખટપટમાં ફસાઇ પડે, એવી બીકથી તે કુંભાર તે બાળકને લઇ કચ્છના એક ગામમાં જઇ રહ્યો. આ કન્યાનું રૂપ તથા ગુણ એવા હતા,કે તે કોઇ રાજકન્યા જેવી જણાતી હતી. એક વેળા લાખા ફુલાણી જે કચ્છનો રાજા હતો, તેની દૃષ્ટિએ આ કન્યા પડી. તે મોહી પડયો તથા તેની સાથે પરણવા માગું મોકલ્યું. હડમતીઆએ જાણ્યું કે,આને પરણાવતાં પહેલાં જો હું મારી નાતને નહિ પૂછશ તો મારી નાત મને ન્યાત-બહાર મૂકશે. આથી નાશીને તે જૂનાગઢની પાસેના ગામમાં રહ્યો. એક વેળા ભાટોની દૃષ્ટિએ આ કન્યા પડી. તેઓએ કહ્યું કે, તું આ કન્યા અમારા રાજા સિદ્ધરાજને આપ. કુંભારે હા પાડી. ભાટોએ પાટણ આવી સિદ્ધરાજને વાત કરી કે, તમારી સોળ પટરાણી કરતાં પણ હડમતીઆ કુંભારની છોકરી વધારે સ્વરૂપવતી છે. રાજાએ એક ભાટને મોકલી તે કન્યા સાથે પરણાવવા ઇચ્છા જણાવી. હવે એક બીજા ભાટે જૂનાગ-ઢના રાજા રાખેંગારને જઈ કહ્યું કે, જો સિદ્ધરાજ આપનાં રાજ્ય માંહેથી કન્યા લઈ જાય તો આપણા દેશનું નાક જાય. માટે આપ તેને પરણો. રાખેંગારે શુભ દિવસ જોવડાવી તેની સાથે લગ્ન કર્યાં. રાખેંગાર રાણકદેવીને લઇ દાદર ચઢતો હતો, તેવામાં રાણીને ઠેસ વાગી તથા લોહી નીકળ્યું. આ અપશુકન જોઇ ભાટોએ કહેલું છે કે;

પરથમ પોળે પેસતાં, થયો ઠપકો ને થઇ ઠેસ;
રંડાપો રાણક દેવને, કે સુનો સોરઠ દેશ.

રાખેંગાર કન્યાને પરણીને ઘણો પ્રસન્ન થયો, પણ સિદ્ધરાજ ઘણો ગુસ્સે થયો. તેણે ગિરનારના કિલ્લા ઉપર સ્વારી કરી. આ ઘેરો લાંબો સમય ચાલ્યો. તેવામાં રાણીને બે પુત્રો થયા. રાણકદેવીએ સિદ્ધરાજની છાવણી જોતાં કહ્યું કે;

અમારો ગઢ હેઠ, કેણે તંબુ તાણીયા;
સઘરો મોટો શેઠ, બીજા વર્તવું વાણીયા.

આ વખતે રાણીને છાવણીમાંથી નીચે પ્રમાણે ઉત્તર મલ્યો;–

વાણિયાના વેપાર, જાતે દહાડે જાણુસો;
મારશું રાખેંગારને, ઉતારશું રાણક દેવને.

આખરે રાખેંગારનો ભાણેજ ફૂટવાથી રાખેંગાર હાર્યો તથા સિદ્ધરાજ જિત્યો. આના સંબંધમાં લોકો કહે છે કે;–

ઝાંપો ભાંગ્યો ભેળ પડી, તોડયો ગઢ ગિરનાર;
દુદો હમીર મારીઆ, સોરઠના શણગાર.

રાણકદેવીને ડગાયચો તથા માણેરા નામે બે પુત્રો હતા. પહેલાની ઉંમર પાંચ વર્ષની તથા બીજાની ઉંમર અગીઆર વર્ષની હતી. રાણીના અંતઃપુરમાં સિદ્ધરાજ પેઠો. તેણે રાણીને તાબે થવા કહ્યું, પણ રાણીએ માન્યું નહિ. આથી રાણીનાં દેખતાંજ રાજા સિદ્ધરાજે ડગાયચાને મારી નાંખ્યો. આ વખતે માણેરા સંતાઇને માની પાછળ ભરાઇ જવા લાગ્યો. તે વેળા રાણીએ કહ્યું કે,

માણેરા તું મ રોય, મ કરા આંખો રાતીઓ;
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારિયે.

સિદ્ધરાજે આ છોકરાને માર્યો નહિ. પછી વિધવા રાણુકદેવીને લઈ સિદ્ધરાજનાં માણુસો ગીરનાર ઉતરવા લાગ્યાં. આ વખતે રાણુકદેવી બોલી;–

તરવરિયા તોખાર, હઇયું ના ફાટયું હમણાં;
મરતાં રાખેંગાર, ગામતરાં ગુજરાતનાં.

જ્યાં રાખેંગારની લાસ પડી હતી, ત્યાં રૂદન કરતી રાણી બોલી;–

સ્વામી ઉઠો સૈન્ય લઇ, ખડક ધરો ખેંગાર;
છત્રપતિએ છાઇઓ, ગઢ જૂનો ગિરનાર.

જ્યારે ગિરનાર પર્વત દેખાતો બંધ થયો, તે વખતે બોલી;

મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચડાવશે;
ગયા ચડાવણ હાર, જીવતા જાતર આવશે.

પછી સિદ્ધરાજે ગિરનાર ઉતરી રાણુકદેવીને લઇ ગુજરાત તરફ જવા માંડયું. ગુજરાતની હદ દેખાવા લાગી ત્યારે સિદ્ધરાજે રાણીને ઘણી સમજાવવા માંડી તથા પાટણની પ્રશંસા કરવા માંડી. તે વેળા રાણુકદેવી બોલી;—

*મરૂ પાટણ દેશ, પાણી વિના પૂરા મરે;
સરવો સોરઠ દેશ, સાવજડાસે જળ વિશે.
બાળું પાટણ દેશ, જિસે પટોળાં નિપજે;
સરવો સોરઠ દેશ, લાખેણી મળે લોબડી.

પોતાના ધણીની સ્થિતિના સબંધમાં કોઇએ પૂછતાં રાણીએ જણાવ્યું કે:–

---

*મરૂ કહેતાં મારવાડ

વાયે ફરકે મૂછડી, રયણુ ઝબૂકે દંત;
જુવો પટોળાં વાળીઓ, લોખડી વાળીને કંથ.

કોઇએ કહ્યું કે તમને આંસું કેમ નથી આવતાં, ત્યારે રાણીએ કહ્યું કે; પાયણુને પડતે, કહો તો કુવા ભરાવીયે;
માણેરા મરતે, શરીરમાં શરણું વહે.

જ્યારે પાટણનું પાદર આવ્યું, તે વખતે રાજાએ ઘણું સમજાવ્યું, પણ રાણી એકની બે થઇ નહિં તથા રાજાને પુષ્કળ તિરસ્કારવાળાં વચન કહ્યાં તથા તેને શાપ આપ્યો કે, તારા દેશની પાયમાલી યવનથી થશે તથા તારો નિર્વંશ જશે. રાજા સતીના શાપથી ગભરાયો તથા કહ્યું કે. તું કહે ત્યાં તને મૂકી આવું. રાણીએ કહ્યું કે, મને વઢવાણની હદ સુધી મૂકી આવ. પછી સિદ્ધરાજ તેને ત્યાં મૂકી આવ્યો. વઢવાણને પાદરે ચિતા સળગાવી સતીએ તેમાં પોતાનું આસન કર્યું. રાજાએ સતીને કહ્યું કે, જો તું ખરી સતી હોય તો આ ચિતા અગ્નિ વિના સળગવી જોઇએ. રાણી સૂર્યને પગે લાગી બોલી કે;–

વારૂ શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગતો રાખેંગાર, ભોગવ ભોગાવા ધણી.

આ વખતે ઉનો વાયુ વાવા લાગ્યો તથા ચિતા એની મેળે સળગી ઉઠી. આ વખતે રાજાએ પોતાની પામરી ચિતામાં નાંખી, પણ એમ કહેવાય છે કે તે બળી નહિ તથા એમની એમ અગ્નિમાંથી નીકળી. જ્યાં સતી બળી મરી, તે સ્થળે સિદ્ધરાજે દહેરૂં બંધાવ્યું, જે હજી પણ હયાત છે તથા સતીની મૂર્તિની હજી પણ પૂજા કરવામાં આવે છે.

## (૫૨) કર્મદેવી.

કર્મદેવી અરિન્ત નગરના રાજા માણેકરાવની પુત્ર થાય.તેનો સંબંધ મંડોરના રાજા અરણ્યકુમાર સાથે કરવાનો હતો. પણ કર્મદેવીનો વિચાર રણુંગદેવ રાજાના પુત્ર સાધુ સાથે પરણવાનો હતો. આ વાત સાધુને કાગળ લખી કર્મદેવીએ જણાવી. સાધુએ હા પાડી. પછી બેઉનાં વાજતે ગાજતે લગ્ન થયાં. સાધુ પોતાના ભટ્ટી સ્વારો સાથે પોતાને દેશ જવા નીકળ્યો. પણ રસ્તામાં અરણ્ય કુમાર રાઠોડ સૈન્યને લઈતેને અટકાવવા રસ્તામાં ઉભો રહ્યો. ભટ્ટી સૈન્ય તથા રાઠોડ સૈન્ય વચ્ચે મહાન્ યુદ્ધ થયું. સાધુને કર્મદેવી લઢતી વખતે ઘણાં ઉત્સાહવાળાં વચનવડે ધીરજ આપતી. બેઉતરફનું ઘણું સૈન્ય મરાયું. આખરે બેઉ જણા દ્વંદ્વ યુદ્ધ કરવા તૈયાર થયા. તેવામાં પ્રથમ સાધુની તરવાર અરણ્યના હાથપર પડી, પણ તેજ વખતે અરણ્યકુમારની તરવાર સાધુના ગળામાં લાગી. બેઉ શૂરવીરો મૂર્છા પામી પડયા. અરણ્યકુમાર થોડીવારમાં સચેત થયો. પણ સાધુ મૃત્યુને શરણ થયો. આ વખતે કર્મદેવી ચિતા ખડકી પોતાના પતિના સબને સાથે લઈ સતી થઇ તથા આ રીતે પતિવ્રતામાં તેણે અમર નામ મેળવ્યું.

---

## (૫૩) નાગદેવી.

નાગદેવી હરજોગ દામા નામના ચારણની સ્રી થાય. તે ઘણી જ ખૂબસુરત હતી. આ કન્યાનાં લગ્ન સુરભાસુર નામના ચારણ સાથે થયાં હતાં. આ સતીના રૂપ તથા ગુણની પ્રશંસા દેશેદેશ પસરી ગઇ હતી. આ સિદ્ધવતી માતાની ઉપાસક

હતી. આ નાગદેવીને નાગાજન નામે પુત્ર હતો. આ નાગાજન મીનબાઇ નામની કન્યા સાથે પરણ્યો હતો. આ મીનબાઇ ઘણી ખૂબસુરત હતી. તેની ખુબસુરતીની વાત આખા ગામમાં ફેલાતાં જુનાગઢના રાજા રામાંડલિક ત્રીજાને ખબર પડી. એકવેળા શિકારનું બાનું કાઢી તે નાગબાઇને ગામ ગયો. જ્યારે કોઇ મોટો પુરૂષ પોતાને ઘેર આવે ત્યારે ચારણની સ્ત્રીઓમાં રિવાજ છે કે, થાળમાં કંકુ તથા અક્ષત ભરી અતિથિને ચાંલ્લો કરી અક્ષત ચોંડી ઇડીપીડી ઉતારી ઓવારણાં ઉતારવાં. જ્યારે રામાંડલિક નાગદેવીને ઘેર આવ્યો ત્યારે મીનાબાઇએ તે પ્રમાણે રાજાની પૂજા કરી તથા જેવી ઓવારણાં લેવા જાય છે, તેવું રાજાએ મોઢું ફેરવી નાખ્યું. મીનદેવીએ આ વાત પોતાની સાસુને કહી. સાસુએ કહ્યું કે, જે દિશામાં તેં રાજાના ઓવારણાં લેવા માંડયાં હશે, તે દિશા તરફથી ઓવારણાં લેતાં રાજાને વહેમ આવતો હશે. માટે બીજી દિશાએથી ઓવારણાં લે. મીનબાઇએ તેમ કર્યું. રાજાએ આ વખતે પણ મોંઢું ફેરવી નાખ્યું. આખરે મીનબાઇ પાછી ફરી. જ્યારે તે પાછી ફરવા જાય છે, તે વેળા રાજાએ મીનબાઇપર હાથ નાંખ્યો. આ વખતે મીનબાઇએ ચીચીઆરી પાડી મૂકી. તેની સાસુ ત્યાં આવી પહોંચી. નાગદેવીને મોઢે મીનદેવીએ સઘળી વાત કહી. આ વખતે નાગદેવીએ શાપ આપ્યો કે, જા, તારા રાજ્યપર મુસલમાન ચઢી આવશે, તારા રાજ્યનો નાશ થશે તથા તારે મુસલમાની ધર્મ સ્વીકારવો પડશે. મહમદબેગડાએ જુનાગઢપર સ્વારી કરી તેનું રાજ્ય લઈ લીધું. તે રખડતો થયો. તે હિંદુ મટી મુસલમાન થયો. હજી તેની કબર અમદાવાદમાં છે. આ રીતે નાગબાઇની છેડ કરવાથી માંડલિકની પાયમાલી થઈ. હજી પણ

મોણિયા ગામમાં નાગદેવી દેવી તરીકે પૂજાય છે. તેના દુહા તથા સોરઠા હજુ કાઠિયાવાડના લોકો બોલે છે.

---

## (૫૪) કૃષ્ણાકુમારી.

કૃષ્ણાકુમારી મેવાડના મહારાણા ભીમસિંહની પુત્રી થાય. આનો જન્મ ઇ. સ. ૧૭૯૨ની સાલમાં થયો હતો. આ કન્યા અત્યંત રૂપાળી, નીતિવાન્, વિવેકી તથા ડાહી હતી. લોકો તેને રાજસ્થાનનું રત્ન કહેતા હતા. રાજા ભીમસિંહે આ કન્યાનો વિવાહ મારવાડના રાજા સાથે કરવાનો નિશ્ચય કર્યો. પણ જોધપુરનો રાજા મરણ પામવાથી ભીમસિંહે આનાં લગ્ન જયપુરના રાજા જયસિંહ સાથે કરવાની ઇચ્છા જણાવી. જોધપુરનો રાજા માનસિંહ આથી ક્રોધાયમાન થયો. બળાત્કારે કૃષ્ણાકુમારીનું હરણ કરવા તેણે મેવાડપર સ્વારી કરી. જયસિંહને ખબર પડવાથી તે પણ લશ્કર લઇ ચિતોડ આવ્યો. બેઉ રાજાઓની સેનાએ ઉદેપૂરના રાજ્યમાં લૂટફાટ ચલાવી મૂકી. હવે રાજા વિચારમાં પડયો કે કોને રાજી રાખું તથા કોને નારાજ કરૂં. આખરે અજીતસિંહ સરદાર તથા અમીરૂદ્દીનના મતને મળતા થઇ રાજાએ કૃષ્ણાકુમારીનો ઘાત કરવાનો નિશ્ચય કર્યો. આ વધ કરવા રાણાનો ભાઇ હાથમાં તલવાર લઈ જ્યાં કૃષ્ણાકુમારી સૂતી હતી ત્યાં ગયો. તેનાથી કન્યાપર ઘા થઇ શકયો નહિ. તરવાર એકદમ નીચે પડી ગઇ. આ અવાજથી કૃષ્ણાકુમારી તથા તેની મા જાગી ઉઠયાં. પછી કૃષ્ણાકુમારીએ પોતાની માને ધીરજ આપી કહ્યું કે, મારે વિષનું પાન કરી મારા દેહનો અંત આણવો જોઇએ. નહિ તો મારે લીધે મારા પિતાને ઘણું શોષવું પડશે. કૃષ્ણાકુમારીએ

વિષનો પ્યાલો એકવાર પીધો, પણ તેની અસર થઇ નહિ. બીજીવાર પીધો, પણ તેની અસર થઈ નહિ. આખરે ત્રીજી-વાર વિષનો પ્યાલો લીધો. આ વખતે ઝેરની અસર તેના આખા શરીમાં થઇ ગઈ. છેવટનો પ્યાલો પીતાં હસતાં હસતાં તે નીચે પ્રમાણે બોલી:-

" એ કયાંથી એ કયાંથી એ કયાંથી ?
એ તો મારા દેહતણું સાથી—એ કયાંથી૦ ૧
પ્યાલા તારો પાડ બહુ માનું,
જંજાળથી છૂટકો થયો જાણું—એ કયાંથી૦ ૨
હું કાળરૂપે જનમી કૂડી,
દશા રાજ્ય તણી તો થઇ ભુંડી—એ કયાંથી૦ ૩
હું કાળ તણો જો થાય કાળ,
તો આજ આનંદ ચિત્તમાં ભાળ—એ કયાંથી ૪
મારારૂપી આ આગ બધે લાગી,
ડરી આપ સિંહેણ હિણભાગી—એ કયાંથી૦ ૫
પીખાવાથી તો મરવું સારૂં,
મને તો.એ મરણ લાગે પ્યારૂં—એ કયાંથી૦ ૬
નામે કાળી ને કરમે એ કાળી,
કાળે મરણે હું પણ કાળી—એ કયાંથી૦ ૭
પિતાજી હો ભેટ કરૂં અંગી,
જીવી બહુને નિત રહો રંગી—એ કયાંથી૦ ૮
નમન મુજ માની લે માડી,
ક્ષમા કરજે ગઈ હોઉં જો આડી—એ કયાંથી૦ ૯
નમું એક લિંગ નાથ અધમોદ્ધારી,
કરી પાન શરણ છઉં વિષધારી—એ કયાંથી૦" ૧૦

આ રીતે હસતે મુખે તેણે પોતાના પ્રાણ ત્યાગ કર્યો. પછી બેઉ રાજા વીલે મોઢે પાછા ગયા. ધન્ય છે આવી વીરબાળાને, કે જે પોતાના દેશને ખાતર તથા પિતાના હિતને ખાતર પોતાના વ્હાલા પ્રાણનો ત્યાગ પણ કર્યો.

---

## (૫૫) ભામતી.

ભામતી શંકરાચાર્યના ભાષ્યપર ટીકા કરનાર વાચસ્પતિ મિશ્રની સ્ત્રી થાય. તે મહા સૌન્દર્યવાન્, નીતિવાન્ તથા વિદ્વાન્ હતી. મહાન્ પુરૂષો કેટલીકવાર પોતાના કાર્યમાં એવા એકરસ બની જાય છે કે, પોતે કયાં છે, કયાં જમે છે તથા કયાં સૂવે છે. તેની પણ તેઓને ખબર પડતી નથી. વાચસ્પતિના સંબંધમાં પણ તેમ જ બન્યું. ભામતી પહેલીવાર સાસરે આવી હતી; તે વેળા પોતાની સ્ત્રી તેમને જમાડતી, રાત્રિના વાળુ કરી તેઓ શયનગૃહમાં લખવા બેસતા, તે વેળા ભામતી લખવાનું સાહિત્ય પૂરૂં પાડતા છતાં, તેને કોણ પૂરૂં પાડે છે, તેમ જ પોતાની પાસે જે સૂવે છે તે સ્ત્રી છે કે પુરૂષ છે, તેની પણ તેની ખબર પડતી નહિ. ભામતી પણ પોતાના પતિને કેટલીક શંકા પડતી ત્યારે તેની સાથે વાદ કરી તેની શંકાનું સમાધાન કરતી હતી. પોતાના પતિને વિક્ષેપ થાય, માટે પોતાની મનોવૃત્તિને હમેશ નિયમમાં રાખતી. આ રીતે ટીકા લખતાં એટલો વખત થયો કે, ભામતીને વૃદ્ધાવસ્થા આવી, પણ તેણે જરા સંસારની સૂચના કરી નહિ. આમ કરતાં ટીકા પૂરી થવા આવી. એક વેળા મધ્ય રાત્રીએ વાચસ્પતિની દૃષ્ટિ પોતાની સ્ત્રીપર પડી. આ વેળા તેને ભાન આવ્યું કે, ધન્ય છે આ પતિવ્રતા સ્ત્રીને, કે જેણે મારી ટીકા લખવામાં

વિક્ષેપ પડે, તેથી સંસારસુખની જરા આશા રાખી નહિ. આ વખતે ભામતી જાગી ઉઠી તથા પતિને કહ્યું કે, મને ક્ષણિક સુખ કરતાં જ્ઞાનમય સુખની વધારે આકાંક્ષા છે. હું આપની સાથે રહી ઘણી આનંદ પામી છું. વાચસ્પતિએ પોતાની આ ટીકાને પોતાની સ્ત્રીના નામથી અલંકૃત કરી. ધન્ય છે આવી વિદુષીને!

---

## (૫૬) વીરમતી.

ચાવડા કુળના રાજા રાજજીની વીરમતી પુત્રી થાય. આનું લગ્ન માળવાના ધારાનગરીના રાજા જગદેવપરમાર સાથે થયું હતું. આ જગદેવ ઉદયાદિત્ય રાજાની અણમાનીતી રાણી ઉદયમતીનો પુત્ર હતો. એક વેળા કોઈ સરદારના કહેવાથી રાજાએ જગદેવને પોતાની પાસે બોલાવ્યો. જગદેવે આવી પોતાના પિતાને નમન કર્યું. જગદેવનાં નઠારાં કપડાં જોઇ રાજાએ તેને સારો પોષાક આપ્યો તથા મહિને બે રૂપીઆ મળે, એવો રાજાએ બંદોબસ્ત કરી આપ્યો. આ બાબતની ખબર રાજાની માનીતી રાણીને પડી, જેથી જગદેવને આપેલ પોષાક પાછો મંગાવવા કહ્યું. પણ રાજાએ ના પાડી કે, આ વખત હું પાછો નહી લઇશ. પણ બીજી વખત તને પૂછયા વિના નહિ આપું. માનીતીના પુત્ર રીણધવળનાં લગ્ન રાજરાજેશ્વરની પુત્રી સાથે થયાં, તેવામાં જગદેવના લગ્ન રસ્તામાં જ અંધરાજજીની પુત્રી વીરમતીનાં લગ્ન જગદેવ સાથે થયાં. રીણધવળનાં લગ્ન પણ રાજ રાજેશ્વરની પુત્રી સાથે થયાં. બધી જાન ધારા નગરી પાછી આવી. રાજા એક વેળા સભા ભરી બેઠો હતો, તેવામાં જગદેવને જોયો નહિ. આથી જગદેવને તેડું મોકલ્યું.

તેનાં નબળાં વસ્ત્ર જોઈ રાજાએ કારણ પૂછ્યું. કુંવરે કહ્યું કે, વાઘેલ માતા પૈસા વગેરે કાંઇ આપતાં નથી. આથી રાજાએ માંડવગઢની જે કાંઇ પહેરામણી આવી હતી તે, તેમ જ એક સારો ઘોડો જગદેવને આપ્યો. જગદેવે આ સર્વ લીધું તો ખરૂં, પણ કહ્યું કે, માતાજી પાછો માગી લેશે તો હું આપીશ નહિ. અથવા આપ જો લઇ લેશો તો હું દેશવટો કરીશ, પણ આપના રાજ્યમાં નહિ આવું. રાણીના કહેવાથી રાજાએ પોષાક પાછો મંગાવ્યો. જગદેવે અપમાન માની કેટલાક પૈસા લઈ તુરત ઘોડેસ્વાર થઇ નોકરી મેળવવા સિદ્ધરાજના રાજ્ય તરફ જવા માંડયું. રસ્તામાં પોતાના સસરાના ગામના બગીચામાં મુકામ કર્યો. ત્યાં વીરમતી તથા તેની સખીઓ વરસાદની લીલા જોતી જોતી ત્યાં આવી પહોંચી. સખીઓની દૃષ્ટિ પેલા રાજકુંવર તરફ પડી.તેઓએ આ વાત વીરમતીને કહી.વીરમતી ત્યાં ગઇ તથા પોતાના પતિને આ રીતે છુપી રીતે આવવાનું કારણ પૂછયું. જગદેવે સઘળી વાત વિસ્તારપૂર્વક કહી. એક દાસીએ તુરત જઇ જગદેવના સસરાને વાત કહી.એટલે તેઓ પણ ત્યાં જમાઇને મળવા આવ્યા. પછી ત્યાંથી જતી વખતે વીરમતીએ પોતાના પતિ સાથે જવા માટે આજીજી કરી. જગદેવે તે માંગણી સ્વીકારી. કેટલાક સમય પછી તેઓ પાટણ પહોંચ્યાં. સિદ્ધરાજે બંધાવેલા સહસ્રલિંગની તળાવના પાળપર વડનીચે વીરમતીને બેસાડી, જગદેવ મુકામ નક્કી કરવા શહેરમાં ગયો. જામોતી નામની દુષ્ટ વેશ્યા, જેની સાથે કોટવાળનો પુત્ર લાલકુંવર ખરાબ સંબંધ ધરાવતો હતો, તેને લુંડીઓએ આવી કહ્યું કે, ગામને પાદરે એક ખૂબસુરત સ્ત્રી આવી છે. તે જગદેવની સ્ત્રી છે તથા તેના પતિ ગામમાં ગયા છે. આ તક સાધી વેશ્યા ત્યાં ગઈ તથા કહ્યું કે, તમારા પતિએ મને

સોંપણુ કરી છે તથા તમો મારે ઘેર પધારો. વેશ્યાના કહેવા-પ્રમાણે વીરમતી વેશ્યાના વચનમાં ભોળવાઇ. રાત્રીના લાલકુંવર વેશ્યાને ત્યાં આવ્યો તથા વેશ્યાએ વીરમતીના ઓરડામાં તેને દાખલ કર્યો. પછી વીરમતીએ હાવભાવ કરી લાલકુંવરને ખુબ દારૂની નિશામાં ચકચૂર કરી નાંખ્યો તથા જ્યારે તે બે ભાન થઇ ગયો ત્યારે તેને મારી નાંખી, તે પ્રેતને ગોદડામાં લપેટી, બારીવાટે રસ્તામાં નાંખી દીધું. રાત્રીના પહેરેગીરોએ જાણ્યું કે આ દ્રવ્ય છે, એમ જાણી તેને ઉંચકી ચબુતરે લઇ ગયા. સવારમાં કોટવાળના દેખતાં તે પોટલી ખોલી ત્યારે કોટવાલની દૃષ્ટિએ જણાયું કે, આ તો મારા પુત્રની લાશ છે. તેણે સીપાઈઓને લાશ કયાંથી મળી, તે પૂછી જોયું.પછી પહેરેગીરોએ વેશ્યાના ઘરમાં તપાસ કરી.વેશ્યા જાણી ગઇ કે, આ સઘળું વીરમતીનું કામ છે. પછી સીપાઇઓએ વીરમતીને બારણું ઉઘાડવા કહ્યું, પણ તેણે ઉઘાડયું નહિ. પછી બારીવાટે જવાનો નિશ્ચય કરી, એક સીપાઈ અંદર દાખલ થવા જાય છે, તેવો તેને કાપી નાંખ્યો. આ પ્રમાણે ઘણા સીપાઇઓને મારી નાંખ્યા. આ વાતની સિદ્ધરાજને ખબર પડી. સિદ્ધરાજ ત્યાં જવા તૈયાર થયો. તે જ પ્રમાણે જગદેવ કે જેણે એક અશ્વપાળને ત્યાં મુકામ કર્યો હતો, તે પણ ત્યાં ગયો. પછી રાજાના દેખતાં જગદેવે વીરમતીને બારણું ઉઘાડવા કહ્યું, એટલે વીરમતીએ બારણું ઉઘાડયું. વીરમતીએ રાજા આગળ સઘળી હકીકત કહી. રાજાએ કોટવાળને દેશનિકાલ કર્યો તથા જગદેવને પોતાને ત્યાં નોકરીએ રાખ્યો તથા તેને દર મહિને સાઠ હજાર રૂપીઆનો મહીનો બાંધી આપ્યો. આવો મોટો પગાર સાંભળી ઘણા સામંતો બળવા લાગ્યા. એક વેળા ભાદરવા મહિનાની અંધારી રાત્રે

સ્મશાનમાં કેટલીક સ્ત્રીઓ ગાતી હતી તથા કેટલીક રડતી હતી. રાજાએ ત્યાં જવા માટે બીજા સામંતોને કહ્યું, પણ તેઓ ત્યાં ગયા નહિ. પણ અડધે રસ્તેથી પાછા ફરી ઘેર આવી સૂઇ ગયા. જગદેવને પણ ત્યાં જવા કહ્યું. તે ત્યાં ગયો. આ વખતે રાજા તેની પાછળ ગયો. પેલી રડતી સ્ત્રીઓ બોલી કે, અમે યોગિની છેએ. કાલે દશ વાગે રાજા મરવાનો છે, તેથી રડીએ છૈએ. પછી હસતી યોગિનીઓ બોલી; અમોને રાજાનું બળિદાન મળશે, એમ જાણી અમે ખુશી થઇએ છૈએ. જગદેવે પૂછયું કે, કોઇ રીતે રાજા બચે એમ છે? યોગિનીએ કહ્યું કે, જો એની બરોબરીયો એને બદલે માથું કાપીને આપે તો રાજા બચે. જગદેવે પોતાનું મસ્તક આપવા કહ્યું, પણ તે પહેલાં પોતાની સ્ત્રીની રજા લેવા ઘેર ગયો. રાણી કહે કે, જો આપણા રાજાનું આયુષ વધે એમ હોય તો આ મારા બે પુત્રો તેમ જ હું પણ મરવા રાજી છું. યોગિનીને પૂછતાં તેણે કહ્યું કે, જો તમો ચારે મરો તો રાજાનું આયુષ અડતાળીશ વર્ષનું વધે. જગદેવે પ્રથમ પોતાના મોટા પુત્રનું મસ્તક કાપ્યું. જેવો તે બીજા પુત્રનું મસ્તક કાપવા જાય છે, તેવીજ યોગિની બોલી ઉઠી કે; બસ, હવે થયું. તારી સ્વામીભક્તિ જોઇ લીધી. હું તારાપર પ્રસન્ન છું. જા, તારા સ્વામીનું અડતાતાળીશ વર્ષનું આયુષ થશે. યોગિનીએ પેલા પુત્રને જીવતો કર્યો. જગદેવ તેનાપર અત્યંત પ્રસન્ન થયો. રાજસભામાં બીજા સામંતોને પૂછતાં તેઓએ ગમેતેમ નિમિત્ત કાઢયાં. સિદ્ધરાજે બધા સામંતોને કાઢી મૂકયા તથા જગદેવનું માન વધ્યું. થોડા વખત પછી વીરમતી સાથે જગદેવે ધારામતી આવી, રાજ્ય પોતાને કબજે લીધું તથા ત્યાં રાજ્ય કરવા લાગ્યો.

## (૫૭) અહલ્યાબાઇ.

આ મહારાણીનો જન્મ સને ૧૭૨૫ માં થયો હતો. તે મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવની ધર્મપત્ની થતાં હતાં. જો કે રૂપમાં તે સામાન્ય હતી, પણ ગુણમાં તેના જેવી સ્ત્રી ભાગ્યેજ મળી આવે એમ હતું. આને માલીરાવ નામે એક પુત્ર તથા મંછીબાઇ નામે એક પુત્રી હતાં. તે પોતાના પતિને પણ રાજ્યકાર્યમાં ઉત્તમ સલાહ આપતી હતી. આ જોડું લાંબા સમય સૂધી ટકી શકયું નથી. ખંડેરાવ મરણ પામ્યો તથા રાજકારભાર અહલ્યાબાઇના હાથમાં રહ્યો. તે પોતાના પુત્રને ગાદીએ બેસાડી પોતે રાજકારભાર ચલાવવા લાગી. પણ આઠેક માસમાં માલેરાવ મરી ગયો. આ વખતે મંત્રી ગંગાધરના મનમાં એમ હતું કે, અહલ્યાબાઈ કોઈ દત્તક લે તો સારૂ, જેથી રાજ્યની લગામ પોતાના હાથમાં રહે. પણ રાણીએ તેમ કરવું માન્યું નહિ.ગંગાધરે રાઘોજી સરદારને સમજાવી ચઢાઈ કરાવી. અહલ્યા લઢવા તૈયાર થઇ. પેશ્વાએ રાઘોજીને કહાવી મોકલ્યું કે, આ બાઇને ગાદીએ બેસવામાં તમારે કોઇએ અડચણ કરવી નહિ. આથી રાઘોજી પાછો ફર્યો. તેણે પોતાના ખજાનાપર તુળસી મૂકી, તે સર્વ ખજાનો બ્રાહ્મણોને શિવાર્પણ કરી દીધો. તે પ્રજાનું પોતાના પુત્રરૂપે એવું પાલન કરતી હતી, કે કોઈપણ એના રાજ્યમાં લુટફાટ કરતું નહિ. તેણે ગંગાધરનો અપરાધ માફ કર્યો તથા ફરી તેને મંત્રી તરીકે નીમ્યો. તુકાજી હોલ્કરને તેણે સેનાપતિ નીમ્યો. તે અહલ્યાબાઈ તરફ માતૃભાવથી વર્તતો હતો. અહલ્યાબાઇની પુત્રી મંછીબાઇનો પતિ મરણ પામ્યો. આથી તે પુત્રી પોતાના પતિ પાછળ સતી થવા તૈયાર થઇ. અહલ્યા-

બાઇએ કહ્યું કે, હું બેઠી છું ત્યાં સૂધીમાં તું આમ કરે તે ઠીક નહિ. મંછીબાઇએ કહ્યું કે, હે માતા! તારા મરણ પછી મારે કોઇનો આધાર નથી, માટે મને સતી થવા દે. માતાએ હા પાડી. મંછીબાઇ સતી થઇ તથા અહલ્યાબાઇએ ત્યાં એક મંદીર બંધાવ્યું. હાલમાં કાશી વિશ્વનાથનું દેરૂં, જેનું શિખર સોનાથી મઢાવેલું છે, તે અહલ્યાબાઇએ મઢાવ્યું હતું. તેણે તુકાજીને ગાદીપર બેસાડયો. અને ૧૭૯૦ની સાલમાં અહલ્યાબાઇ ૬૦ વર્ષની ઉમરે મરણ પામી. આના સદ્ગુણના સંબંધમાં માલકમ સાહેબે ઘણુંજ વખાણ કર્યાં છે.

---

## (૫૮) જશમા ઓડણ.

જ્યારે ગુજરાતમાં દુકાળ પડયો ત્યારે ગરીબોને રોજી આપવા માટે સિદ્ધરાજે પાટણને પાદરે સહસ્રલિંગ નામનું તળાવ બંધાવ્યું હતું. આ કામ ચાલતું હતું ત્યારે રાજા રોજ તપાસવા જતો હતો. ઓડ લોકો તથા ઓડણો માટી વહેવાનું કામ કરતાં હતાં. ઓડોના નાયક ત્રિકમની સ્ત્રી જશમા ઘણીજ રૂપાળી સ્ત્રી હતી. આની ઉમર સત્તરથી અઢાર વર્ષની હતી. જશમાએ ઝાડની ડાળીએ ઝોળી બાંધી હતી તથા જતાં આવતાં ઝોળીને ઝુલાવતી જતી હતી. બાળક રોતું હતું ત્યારે જશમા તે બાળકને ધવડાવતી હતી. સિદ્ધરાજ તેને રોજ નિહાળીને જોતો હતો. જેમ જેમ તે જોતો ગયો, તેમ તેમ તેની પ્રીતિ જશમાપર વધતી ગઈ. રાજાએ ત્રિકમાને કહાવી મોકલાવ્યું કે, તમે ઓડોના નાયક છો તથા તમારી સ્ત્રીને નાનું બાળક છે. માટે તમો મારા નગરમાં આવી રહો તો બહુ સારૂં થાય. ત્રિકમાએ રાજાનો ઉપકાર

માન્યો તથા તેને ના કહી. બીજે દિવસે રાજાએ જશમાને પાસે બોલાવી કહ્યું કે, હે કોમળાંગી ! તું આ કામ કરવાને યોગ્ય નથી. તારી કોમળ હથેલી લાલચોળ થઇ જાય છે. વળી તારા કેશમાં સુગંધી તેલ તથા અત્તરને બદલે ધૂળ ભરાય છે. તારૂં નાનું બાળક તડકામાં હેરાન થાય છે. માટે તું મારા રાજમહાલયમાં આવી બેસ તથા ત્યાં તું રાજવૈભવનું સુખ ભોગવ. જશમાએ હસીને જવાબ આપ્યો કે, અમે તો મજુર લોક કહેવાઇએ. તમારા રાજમહેલમાં અમે ન શોભીએ. અમારા બાળકને તડકો સહેવાની ટેવ પડે તો આગળ જતાં તેઓ મજબૂત થાય. આ વખતે રાજા તથા જશમા વચ્ચે જે વાદ થયો હતો, નીચે પ્રમાણે છે;–

ગાજે પાટણ પુરમાં ગરવી ગુર્જરનો ધણીરે;
સાચો સબળો પેલો સોલંકી સિધરાજ,
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જુગમાં ઘણીરે.
તેણે પાટણ પાસે એક સરોવર આદર્યું રે;
ખોદે ખાડા ત્યાં તો માનવી ઓડ અનેક,
પાળે ઝુલે બાળક વડને પારણેરે.
માટી વેતાં જસમાને રાજાએ દેખીઆંરે;
જાતે રંગીલી રૂપાળી પરમ ચતુર,
પાસે જઇને રાજા કહે છે સુણ તું સુંદરીરે.

રાજા:—માટી વહેવાને આ કોમળ કાયા કરી નથીરે;
પાળે બેસીને તું રીઝવ તારૂં બાળ,
બીજું ઓડણો સૌ કામ કરે તારી વતીરે.

જશમા—રાજા કાય કશી ખાવું મુજને ગમેરે;
મુજને બેસી રહેતાં વ્યાપે અંગે રોગ,
મારા નવરા દહાડા બેહાં કદી ના નીસરેરે.

રાજા—જશમા જંગલમાં રહેવાને તું સરજી નથીરે;
મારા નગર તણો તું આવીને જો નોક,
પાટણ પુરની શોભા તુજને શું કહું કથીરે.
જશમા—નગરે અંધારી શેરી ને ઉંચી મેડીઓરે;
ત્યાં તો માણસ આડે ચાલ્યાનો નહી માગ,
જાણે ઉનાળે ઉભરાતી દેખું કીડીઓરે.
રાજા—જશમા રાજાના દરબારો તેં દીઠા નથીરે,
વાગે નરઘાં ને સારંગી કેરા સુર,
ગાયન સુણવાને તું મહેલે પધારનીરે.
જશમાઃ—રાજા ન રીઝું નરઘા સારંગી સૂરથીરે;
જાણે મોર બપૈયા ટેકયા છે મુજ કાન,
વાતો કોયલના ટૌકાની તો કહેતી નથીરે.
રાજા—જશમા આવો તો ઉતારૂ મેડી માળીએરે;
રહેજો સર્વ સહોદર સર્વ મળી સંગાથ,
તમને પ્રિય જન માનીને નિશદીન પાળીએરે.
જશમા—રાજા મેલાં મન માણસનાં શહેરમાંરે;
મેલી ગલીઓમાં બહુ મારે છે દુરગંધ,
મેલા ઝરણતણા જીવો છેજી શેરમાંરે.

જશમાએ આ વાત રાતના માને કહી. જશમાએ પોતાના પતિને કહ્યું કે, આપણે કામ ઝટપટ આટોપી લઇ પાટણથી હવે નિકળી નાશીએ તો વધારે સારૂં થાય. બીજા દિવસથી જશમાએ એવી રીતે કામ કરવા માંડયું કે, જેથી રાજાની નજરે ઓછાં પડાય. રાજા પણ જશમાને જોવા માટે ઘણો આંધળોભીત થઇ ગયો. તે રોજ તળાવપર બેસવા લાગ્યો. એક વેળા રાજાએ તેને કહ્યું કે, હે સુંદરી!

તું ગુજરાતની ગાદીએ બેસવા લાયક છે. તું આવું કામ કરવાને યોગ્ય નથી. તું તારો અવતાર શા માટે એળે ગુમાવે છે ?

આ વખતે જશમા બોલી;–હે રાજન્! આપ આપના ભારમાં રહેશો. મારો સર્વ વૈભવ ત્રિકમના ઘરમાં છે. હું મારી ઓડણો સાથે ટોપલી વહેવામાં, જાણે હું સોનાનાં ખાટલાપર ઝુલું છું, એમ હું માનું છું. આ કાયા માટીની છે. આના સંબંધમાં મોટાઈ માનવી, તે ફોકટ છે. હું મારા આ પોષાકમાં જ સારી શોભું છું તથા તેમાં જ હું સદાને માટે રહેવા માગુંછું. તેણે રાજાને ઘણાં તિરસ્કારવાળાં વચનો કહ્યાં. તે જ રાતના કેટલાક ખાનગી ઓડોને સાથે લઇ ત્રિકમો તથા જશમા માળવા તરફ નાશવા માંડયાં. જશમાએ જે તિરસ્કારનાં વચન કહ્યાં, તે રાજાને મોહક લાગ્યાં. તે બે ચાર સ્વાર લઇ ત્રિકમની પાછળ પડયો. જશમા તથા ત્રિકમ દડ મજલ કાપતાં આગળ જતાં હતાં. તેઓએ જયારે જાણ્યું કે, રાજાનાં માણુસ આવે છે ત્યારે વધારે ઝડપથી ચાલવા માંડયું. પણ આખરે સ્વારોએ તેઓને પકડી પાડયાં. ત્રિકમ તથા ઓડ સવારોની સામા થયા, પણ આખરે ત્રણ ચાર ઓડો મરી ગયા તથા ત્રિકમ પણ ઘા લાગવાથી જમીનપર ઢળી પડયો. જેવો ત્રિકમને જમીન પર તરફડતો જોયો, એટલે પોતાના છોકરાને જમીનપર નાંખી દઇ, તે પોતાના પતિ તરફ દોડી ગઇ તથા પતિનું મસ્તક ખોળામાં લઈ પોતે બેઠી. રાજા આ વખતે ઘોડાપરથી ઉતરી નીચે આવ્યો. તેની જશમાને અડકવાની હિંમત ચાલી નહિ. તેણે જશમાને કહ્યું; હવે જે થનાર હતું તે થઇ ગયું. તુ મારાપર દયાળુ બન. આજ

વખત ત્રિકમના પ્રાણ જતા રહ્યા. પછી જશમાએ પોતાના બાળકને બેવાર ચુંબન કર્યું. તે બોલી; હે પતિ! હું પણ આપની સાથે આવું છું, એમ કહી ઇશ્વરની પ્રાર્થના કરી કે, હે દયાળુ! તું આ બાળકનું રક્ષણ કરજે. પોતાનું અડધું ઓઢણું ફાડી બાળકને તેમાં વિંટયું, તેને ચુંબન કર્યું તથા કેટલાંક આંસુ પાડયાં. પછી કમરમાંથી કટાર કાઢી તેણે પોતાના પેટમાં ઘોંચી ઘાલી તથા પતિના શબપર ઢળી પડી. આખરે સિદ્ધરાજ પશ્ચાત્તાપ કરતો પાછો પાટણ ચાલતો થયો.

---

## (૫૯) મીરાબાઇ.

મેવાડના રાજા જયમલ રાઠોડને ત્યાં મીરાંબાઇનો સંવત ૧૪૮૦ ની સાલમાં જન્મ થયો હતો. ઉદેપુરના રાજા કુંભા સાથે એનાં લગ્ન થયાં હતાં. મીરાંબાઇએ ભકિતમાર્ગ સ્વીકાર્યો હતો. તેઓ એવાં ભકિતરસનાં ગીત ગાતાં હતાં કે, કુંભો રાણો તેમાં તલસી રહેતો હતો. ઉદેપુરનું રાજય શિવભકત હોવાથી તેમ જ સાસુ સસરાં શિવભકત હોવાથી તેઓને મીરાંની શ્રીકૃષ્ણની ભકિત પસંદ પડી નહિ. થોડા વખતમાં વૃદ્ધ રાજા મરણ પામવાથી કુંભો ગાદીએ બેઠો. કુંભાજી પણ મીરાંના ગાનમાં ઘણો ગુલતાન થઈ રહેતો હતો. કુંભાને આડું અવળું સમજાવી મીરાંની સાથે લોકોએ ટૂટ પડાવી. મીરાં પોતાનો સમય સાધુ સંત સાથે કૃષ્ણકીર્તનમાં ગાળતી હતી. રાણાએ મીરાંને રજા આપી. મીરાં મહેલનો ત્યાગ કરી મંદિરમાં જઇ રહી. ત્યાં તેણે ભકિતરસની ધૂન મચાવવા માંડી. એક વેળા તેમનાં નણંદે આવી મીરાંને કહ્યું કે;—

નણંદ:—"મીરાં સંતની સાથે ઓ ભાભી, આશો માંડયો ઉતપાત;
અહીં આવીને કુટુંબ લજાવ્યું, મહીએર લજાવ્યાં માત માત. મીરાં૦
અંબર આભરણ પહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મહેલે પધારી રાણાજી તણેરે, રમી રીઝવી લ્યો ભરથાર. મીરાં૦
છાપાં તિલક આ શી તુળશીની માળા, નાચો ખુંદો વેરાગીરે વેશ;
રંગ મૂકી દ્યો સાધુ સંતનોરે, રાણોજી તો કરે ઘુણીને કલેશ. મીરાં૦

મીરાં:—મીરાં કહે રે બાઇ કલેશ, ટળવાનો એક જ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુ સેવે, પ્રીતે નૃત્ય કરી હરિ ગાય. મીરાં૦
સોનું રૂપું પહેરે શું સુધર્યું બાઇ, નાંખી દ્યો ડાકડમાળ;
છાપાં તિલક ધરી સાધુમાં બેસો, પહેરો તુળસીની માળ. મીરાં૦
તમો પણ જાઓ શીદ સાસરે, બાઇ વૃથા વળગ્યો દેહ;
મન ગમતા મોહનવર સાથે, સરવ તજી કરો સનેહ. મીરાં૦

નણંદને ઘણી રીશ ચઢી તથા રાણાજીને ગમે તેમ સમજાવ્યું. રાણાએ વિષનો પ્યાલો મોકલ્યો. સેવકે મીરાંબાઇને કહ્યું કે, આ વિષનો પ્યાલો રાણાજીએ મોકલ્યો છે, તે ગ્રહણ કરી તમો અખંડાનંદ સુખનો લહાવો લ્યો મીરાંબાઈએ કહ્યું કે, કનૈયાં તે રાણો તથા રાણો તેજ કનૈયો, એમ હું માનું છું. મારા કનૈયા રાણાજીને નૈવેદ્ય ધરાવી હું પી જાઉં છું, એમ કહી શ્રીકૃષ્ણને ધરાવી પ્યાલો પી ગયાં. સેવકે આ વાત રાણાને

કહી. મીરાંને આ ઝેરની જરા પણ અસર થઈ નહિ. રાણાને પોતાના કર્મ માટે ઘણો પશ્ચાત્તાપ થયો. પતિ એ જ પરમેશ્વર છે, એમ તે માનતાં હતાં. મીરાંની ભકિત અકબરના દરબારમાં ઘણી વખણાઈ. તે તથા તેનો ગવૈયો તાનસેન ફકીરનો વેશ લઇ મીરાંને મળવા ગયા. મીરાંની ભકિત જોઈ અકબર એટલો બધો પ્રસન્ન થયો કે, નવ લાખનો હીરાનો હાર મીરાંના આરાધ્ય દેવ શ્રીકૃષ્ણને અર્પણ કર્યો. આ હાર મીરાંની પૂજામાં આવતાં લોકોએ મીરાંપર અપવાદ મૂકયો. આથી રાણાએ ગુસ્સે થઇ મીરાંને ઉદેપૂરથી બહાર જવા કહ્યું. મીરાં ત્યાંથી નીકળી યમુનાના પ્રદેશમાં જઈ રહી. મીરાંએ શ્રીકૃષ્ણ પરમાત્મામાં એવી ધૂન લગાવી કે, ઉત્તર હિંદુસ્તાન, માળવા તથા ગુજરાતના અનેક લોક તેના ભકત થયા. જેમ જેમ મીરાંની ખ્યાતિ વધતી ગઇ, તેમ તેમ રાજાને પણ ત્યાં તેની પાસે આવવા મન થયું. રાણો સાધુને વેશે ત્યાં આવ્યો. આ વખતે મીરાં શ્રીકૃષ્ણ પરમાત્માની આરતી ઉતારતી હતી. રાણાએ આ વખતે રાણી પાસે આવી કહ્યું કે, યાચકની એક યાચના છે. મીરાંએ કહ્યું કે, અહીં ભકિતરસ સિવાય બીજી કોઇ યાચના મળે એમ નથી. આ યાચના જોઇતી હોય તો અમારામાં તલ્લીન થાઓ. રાણાએ કહ્યું કે, આપનામાં તલ્લીન જ કરવાની શું યાચના છે તથા બીજી શું નથી? મીરાં રાણાનો સ્વર સમજી ગયાં. પછી મીરાંએ એક મધુર ગાનમાં રાણાની આરતિ ઉતારી. પછી મીરાં ગદ્ગદ કંઠે બોલી,–આખરે શું આપને યાદ આવી? આપનાપર હું પ્રસન્ન છું. જે આજ્ઞા હોય તે કહો. રાણાએ કહ્યું કે, હવે મારા દેશમાં પધારો તથા મારા દેશને પાવન કરો. મીરાં પછી મેવાડ ગયાં. મેવાડમાં દાખલ થતાં કુંભાએ મહારા-

જાનો વેશ તથા મીરાંએ મહારાણીનો વેશ ધારણ કર્યો. તેમણે પોતાનો પતિ એ જ પરમેશ્વર માન્યો હતો તથા સુખ-ચેનથી લોકોપયોગી અનેક કામ કરી પોતાનો કાળ નિર્ગમન કર્યો. ધન્ય છે, આવી પતિભક્તિપરાયણા સાધ્વી સ્ત્રીઓને !

---

## (૬૦) મદાલસા.

મદાલસા એ વિશ્વશુદ્ધ ગંધર્વની પુત્રી તથા ઋતુધ્વજ રાજાની પત્ની થાય. એક વેળા જ્યારે તે પોતાના પિતાને ત્યાં હતી, તેવામાં અશોક વાટિકામાં પોતાની સખીઓને લઈ તે વનલીલા જોવા ગઈ. એક માયાવી રાક્ષસ નામે પાતાલ કેતુની દૃષ્ટિએ મદાલસા પડી. તે મદાલસાને જોઇ અત્યંત મોહ પામ્યો. તે સખીઓની નજર ચૂકાવી મદાલસાને પોતાને ઘેર લઇ ગયો. વિશ્વશુધ્ધે ઘણી તપાસ કરી, પણ મદાલસાનો પત્તો લાગ્યો નહિ. ઋતુધ્વજ પણ આ સાંભળી અત્યંત ખેદ પામ્યો. પાતાલકેતુએ મદાલ-સાને સામ, દામ તથા ભેદવડે અનેક પ્રકારે મદાલસાને સમજાવી. પણ મદાલસા એકની બે થઈ નહી. મદાલસાએ જાણ્યું કે, આ મારો પીછો છોડશે નહિ. આથી તેણે હાવ-ભાવ દર્શાવી પાતાલકેતુને કહ્યું કે, આપ આપના સગાંને તેડી લાવો. પછી આપણે લગ્ન કરીએ. પાતાલકેતુ પોતાનો ભાઈ, જે ગાલવઋષિના યજ્ઞનો નાશ કરતો હતો, તેને જઈ મળ્યો. આ ગાલવઋષિના યજ્ઞનું ઋતુધ્વજ પણ રક્ષણ કરતો હતો. પાતાલકેતુને જોઈ ઋતુધ્વજને ઘણો ક્રોધ ચઢયો. તે પાતાલકેતુની સામે થયો. આ યુદ્ધમાં પાતાલકેતુનો

ભાઈ મરી ગયો તથા પાતાલકેતુ નાશી પાતાળમાં ભરાઈ બેઠો. ઋતુધ્વજને વિકુંડલા નામની એક રાક્ષસી મળી. આ રાક્ષસી ઋતુધ્વજને મહાલસા પાસે લઇ ગઇ. વિકુંડલાએ કહ્યું કે, આ રાક્ષસે ઘણી રાજકન્યાઓને કેદ કરી છે. એ માયાવી અત્યંત દુષ્ટ છે. જો તે આવી પહોંચશે તો વાત બગાડી નાંખશે. માટે હું તમારૂં પાણિગ્રહણ કરાવું છું તથા તમો તેમ જ આ રાજકુમારીઓ તેના આવતાં પહેલાં નાશી જાઓ. પછી ઋતુધ્વજ તથા મહાલસા અયોધ્યા આવી રહ્યાં. પાતાલકેતુએ આ વાત સાંભળી ત્યારે તેણે આ દંપતીને દુઃખ આપવાનો નિશ્ચય કર્યો. તેણે એક વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધું તથા પ્રપંચ કરી ઋતુધ્વજનો ચૂડામણિ માગી લીધો. પછી મહાલસાને પેલો ચૂડામણિ બતાવી ઋતુધ્વજ સંકટમાં પડયો છે, એમ કહી, મહાલસાને સાથે લઈ તેને યમુનાની એક ગુફામાં રાખી. ઋતુધ્વજે મહાલસાને જોઈ નહિ ત્યારે તે મરવા તૈયાર થયો. પછી રસ્તામાં અજરક નામના નાગે રાજાને વનમાં આશ્વાસન આપ્યું. અજરકે શંકરને પ્રસન્ન કરી મહાલસાની ખબર મેળવી તથા તેને પોતાને ત્યાં લાવી રાખી. ત્યાર બાદ ઋતુધ્વજ રાજાને પણ પોતાને ત્યાં લઈ આવ્યો. અજરકે આ રીતે બેઉ સ્ત્રી પુરૂષોને મેળવ્યાં. જો કે પાતાલકેતુથી આ રીતે મહાલસા ઘણું દુઃખ પામી, છતાં તેણે પોતાનું પતિવ્રતાપણું છોડયું નહિ. પાતાળકેતુ આખરે નાશી જઈ પાતાળમાં ભરાયો તથા ઋતુધ્વજ અને મહાલસા બેઉ અયોધ્યામાં સુખચેનથી રાજ્ય કરવા લાગ્યાં. મહાલસાને ચાર પુત્રો થયા. આમાંથી ત્રણ તો સારા ઉપદેશને મેળવી, વૈરાગ્યને પ્રાપ્ત કરી વનમાં ચાલ્યા ગયા. એક પુત્ર રહ્યો, જે અયોધ્યાની ગાદીએ બેઠો તથા મહાલસા અને ઋતુધ્વજ વાનપ્ર-

સ્થાશ્રમ અંગીકાર કરી વનમાં ગયાં. જો કે આ દંપતીને અનેક દુઃખ સહન કરવા પડયાં, છતાં તે સહન કરી આખરે મોક્ષને મેળવવા તેઓ શકિતમાન્ થયાં. માટે દુઃખ એ જ ખરા સુખનું સાધન છે. પણ તેથી હારી ન જવું, એ આના દૃષ્ટાંતથી જણાય છે.

---

## (૬૧) સોનરાણી.

સોનરાણી બુંદીકોટાના રાજા ચાંપરાજ હાંડાની ધર્મપત્ની થાય. અકબર બાદશાહના વખતમાં એવો નિયમ હતો કે, દરેક ખંડિયા રાજાએ અકબર બાદશાહના દરબારમાં એક વાર જઈ આવવું જોઇએ. આ નિયમને અનુસરી ચાંપરાજ એક વેળા દિલ્હી જવા નીકળ્યો. દીલ્હીમાં ગયા પછી એક વેળા અકબર પાદશાહ સભા ભરી બેઠો હતો, તેવામાં પાદશાહે કહ્યુ કે, આ દુનીયામાં કોઇની પણ સ્રી પતિવ્રતા છે? સભામાંથી કોઈએ પણ જવાબ આપ્યો નહિ. આથી શાહે કહ્યું કે, હિંદુ તથા મુસલમાન સૌ કોઇ, એક થઈ ગયા શું? હિંદુમાં હવે કોઇપણ પતિવ્રતા સ્રી શું રહી નથી? આ વખતે ચાંપરાજ ઉભો થઇ બોલ્યો કે, મારી સ્રી સોનરાણી પતિવ્રતા છે. આ વખતે સભામાંથી શેરબેક નામનો મુસલમાન ઉમરાવ બોલી ઉઠયો કે, ચાંપરાજ ખોટી શેખાઇ કરે છે. હું એમ પણ લઉં છું કે, હાંડાની રાણીના પતિવ્રતાપણાનો ભંગ જો હું કરૂં તો જ હું ખરો શેરબેક. ચાંપરાજે કહ્યું કે, આ શરતમાં એટલુંજ કે, જે હારે તે ગામને પાદરે ફાંસીએ જાય. શેરબેકે તે વાત કબુલ કરી. પછી રજા લઇ શેરબેક સોનરાણીના પતિવ્રતાપણાનો ભંગ કરવા બુંદીકોટા

ગયો. ત્યાં જઈ તેણે એક માલણને સમજાવી. માલણે જઈ રાણીને ગમે તેમ સમજાવવા માંડયું, પણ તેથી સોનરાણી સમજી ગઇ, કે આમાં કાંઇ કપટ છે. એટલે ગુસ્સે થઇ તેણે માલણને તરછોડી નાંખી. ત્યારબાદ માલણે એક બીજો ઘાટ રચ્યો. માલણ તથા શેરબેકનો રસાલો ગામના પાદરપર એક મકાન લઇ રહ્યા તથા સવારમાં સોનને કહેણ મોકલ્યું કે, મારા ભત્રીજા ચાંપરાજ દીલ્હી નહિ ગયા હશે, પણ તે અહીંજ હશે, એમ જાણી હું તેમને મળવા આવી હતી. પણ અહીં આવ્યા પછી મને ખબર પડી કે, તે તો દીલ્હી ગયા છે, માટે હું જાઉં છું. રાણીએ જોયું કે, મારે ફોઇ છે, એમ મને ખબર નથી. છતાં કોઈ આઘેની ફોઇ હોય અને તે જો મળવા આવી હોય તથા તેનું જો અપમાન થશે તો મારા પતિ ગુસ્સે થશે. માટે રાણીએ કહાવી મોકલ્યું કે, તમો મળવા વિના ચાલ્યા જાઓ એ ઠીક નહિ. પેલી ફોઇજીના વેશમાં માલણને એટલુંજ જોઇતું હતું. તે સોનરાણીને મળવા ગઈ સોને બે દિવસ રહેવા આગ્રહ કર્યો. સોનના આગ્રહથી ફોઇજી બે દિવસ રહ્યાં. રાણીએ પોતાનો મહેલ બતાવ્યો. પોતાનો જળકુંડ બતાવ્યો. આ વખતે ફોઈજીએ આગ્રહ કર્યો કે, આપણે નગ્ન અવસ્થામાં જળકુંડમાં નાહીએ. રાણીએ કહ્યું કે, પતિ જયારે ઘેર ન હોય ત્યારે કોઇ રીતનો ભોગ મારે લેવો તે ખોટો. પછી ફોઇજીના ઘણા આગ્રહથી બારીક વસ્ત્ર પહેરી બેઉ જળકુંડમાં નહાયાં. આ વખતે પેલી માલણે રાણીની ડાબી જાંગ ઉપર જે લાખું હતું, તે જોઇ લીધું. પછી જતી વખતે ફોઇજીએ રાણાના નામની મુદ્રિકા તેમજ કટાર માગ્યાં. રાણીએ પ્રથમ ના પાડી, પણ પાછળથી ઘણા આગ્રહથી રાણીએ આપ્યાં. આ રીતે

સર્વ જાણી લીધા પછી માલણે શેરએકને સઘળી હકીકત કહી તથા તલવાર અને મુદ્રિકા તેને આપી. શેરએક હસતે મુખે દીલ્હી ગયો. ત્યાં જઇ પેલી તલવાર તથા મુદ્રિકા સર્વ સભાના દેખતાં શાહના હાથમાં આપ્યાં. વળી વધારામાં કહ્યું કે, જોયું, કેવું રજપૂતાણીનું પાતિવ્રત્ય છે? હાંડાએ કહ્યું કે, કાંઇ છળકપટથી શેરએક આ બધું લઈ આવ્યો હશે. એટલે શેરએકે સોનની ડાબી જાંગપર લાખું છે, તે પણ કહી સંભળાવ્યું. આથી હાંડાની ખાતરી થઈ. ઠરાવ પ્રમાણે હાંડાને ફાંસીએ લટકવાનું આવ્યું. હાંડાએ એક માસની મુદત માંગી. પછી તેનો મિત્ર પહાડસિંહ જામીન થવાથી રાણાને એક માસની મુદત મળી. રાણો પાછો બુંદીકોટા ગયો. ત્યાં જઇ રાણીને અનેક મહેણાં માર્યાં. રાણી સમજી ગઈ કે, આ સઘળું કાવત્રું રચાયું છે. પછી હાંડો દીલ્હી જવા નીકળ્યો. પણ તેના નિકળવા પછી રાણી પણ એક સારી સાંઢણી-પર બેસી હાંડાના જવા પહેલાં દીલ્હી પહોંચી. હવે વખતસર હાંડો નહિ આવવાથી પહાડસિંહને ફાંસીએ લટકાવવાની અણી પર હતા. એટલામાં હાંડો આવી પહોંચ્યો. પછી શાહે કેટ-લાક કારણસર હાંડાની ફાંસી મુલતવી રાખી. પેલી રાણી સઘળું ચેતી ગઇ. તે ગાનમાં અત્યંત કુશળ હતી. તેણે શાહને કહેવડાવી મોકલ્યું કે, કોટાની એક ગુણિકા આપની પાસે મુજરો કરવા માગે છે. શાહે હા પાડી. રાણો તો આને જોઇ સમજી ગયો કે, આ તો મારી પત્ની જ છે. તે ઘણો ક્રોધે ભરાયો, પણ શાહના આગળ શું બોલે? આ મુજરામાં રાણીએ શાહને એવો ગુલતાન કરી દીધો કે, શાહે બક્ષીસ માગવાનું કહ્યું. ગુણિકા કહે કે, મારે કશું જોઇતું નથી, પણ શેરએક મારી પાસે બેઠા હતા, પણ મને પૈસા આપ્યા નથી; તથા

નાશી આવ્યા છે. માટે મારે શેરબેકનું નાક જોઇએ છે. શેરબેક કહે કે, હું ગયો જ નથી. પછી શેરબેકે કુરાનપર હાથ મૂકી કહ્યું કે, હું આ ગુણિકાને ઓળખતો જ નથી. આ વખતે રાણીએ પોતાનું સ્વરૂપ, નીચે પ્રમાણેનું ગાયન ગાઈ પ્રકટ કર્યું.

મુજ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી;
હું હવે ગુણિકા નથી હાંડાની રાણી.
જ્યારથી હાંડાજી આવ્યા આપની પાસે;
હું જપતપ કરતી નાર બેઠી ઉદાસે.

રાણીના આ શબ્દ સાંભળતાં સર્વ દરબારીઓ ઉભા થઇ ગયા. શાહ એટલો બધો પ્રસન્ન થયો કે, તેની ખંડણી માફ કરી તથા હાંડાને કહાવ્યું કે, તારે કોઈપણ દિવસ દીલ્હી આવવું નહિ. ધન્ય છે આવી સતીને, કે જેણે પતિને આ પ્રમાણે સંકટમાંથી ઉગારી લીધા !

---

## (૬૨) ઉષાવતી.

ઉષાવતી પૃથ્વીરાજ ચોહાણની પુત્રી થતી હતી. આની માતુશ્રીનું નામ ઇચ્છનકુમારી હતું. આનાં લગ્ન ચિતોડપતિના મહારાણા સમરસિંહના પુત્ર કલ્યાણસિંહ સાથે થયાં હતાં. જ્યારે પૃથ્વીરાજ લડાઇપર જતો ત્યારે તે પોતાના પિતાને ઉત્તમ સલાહ આપતી તથા સહાયક તરીકે સાથે જ રહેતી હતી. છેલ્લી લડાઇ વખતે ઉષા સાથે જ હતી, પણ આ વખતે તેના શરીરમાં અત્યંત બીગાડો થયો હતો. ઘોરી દરેક વખતે ચહુવાણેશ્વરથી હાર પામતો હતો, પણ આ છેલ્લી લડાઇમાં રજપૂત સૈન્યની અસાવધતાને લીધે ગોરી એકદમ-

રજપૂત સૈન્યપર ટૂટી પડયો. મહારાજા સમરસિંહ, યુવરાજ કલ્યાણસિંહ તથા અનેક વીરો રણમાં મરણ પામ્યા. ઉષાએ પોતાના પતિના મરણ સમાચાર જાણ્યા, એટલે પોતે ઘોડેસ્વાર થઈ મુસલમાન લશ્કરપર ટૂટી પડી તથા પાંચેક હજાર મુસલમાનોને રણભૂમિપર સૂવાડી દીધા. ત્યારપછી કોઇનો ઘા વાગવાથી ઉષા પણ જખમી થઈ તથા પોતાના પતિની પાછળ પોતે પણ સ્વર્ગ સીધાવી ગઈ. ધન્ય છે આવી વીરાંગનાઓને, કે પોતાના પતિનું વૈર લેવા પોતાનો પ્રાણ આ રીતે સમર્પણ કરે છે.

---

## (૬૩) દેહુવતિ.

દેવહૂતિ સ્વાયંભૂ મનુની પુત્રી થાય. ધર્મશાસ્ત્ર તથા વેદાંત શાસ્ત્રઆદિનું એમના પિતાએ સારૂં અધ્યયન કરાવ્યું હતું. એમનાં લગ્ન મહાત્મા કર્દમમુનિ સાથે થયાં હતાં. કર્દમમુનિની માફક દેવહૂતિમાં પણ ઘણા સારા ગુણ હતા. તે પતિસેવામાં તેમ જ ગૃહકાર્યમાં હમેશ તત્પર રહેતી હતી. પોતાના પતિ પાસે બ્રહ્મજ્ઞાન મેળવવામાં પોતાના પતિની પાસે તે સર્વદા બેસતી. એક વેળા કર્દમમુનિએ વનમાં તપ કરવા જવા ધાર્યું. આ વખતે દેવહૂતિએ પોતાના પતિને કહ્યું કે, આપ જવા ધારો છો. પણ મને જ્ઞાનનો ઉપદેશ કોણ કરશે? પછી કર્દમે થોડો સમય જવાનું માંડી વાળ્યું. તેમને કપિલ નામે પુત્ર થયો. આ કપિલ સાંખ્યશાસ્ત્રના રચનાર હતા. પુત્રનો જન્મ થયા પછી કર્દમમુનિ જંગલમાં તપ કરવા ચાલ્યા ગયા. કપિલે પોતાની માતાને સંસારની અસારતાના સંબંધમાં અનેક પ્રકારે ઉપદેશ આપ્યો. કપિલે કહ્યું; હે

માતા! દેહના ચોવીશ તત્ત્વો છે તથા જીવ આ ચોવીસ તત્ત્વથી ભિન્ન છે. આમ જે આત્માને ભિન્નરૂપે જાણે છે, તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મવિદ્યાવડે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તથા સુખ તથા દુઃખ નાશ પામે છે. આ સુખ તથા દુઃખ મનને થાય છે. તે આત્માના ધર્મો નથી. જેમ ચંદ્રનું પ્રતિબિંબ જળમાં પડેલું હોય તથા જળ હાલવાથી ચંદ્રમા હાલતો હોય તેમ જણાય છે. પણ ચંદ્રમા હાલતો નથી. જળરૂપી ઉપાધિને લઈ ચંદ્ર હાલતો દેખાય છે, તેમ મનરૂપ ઉપાધિને લઇ સુખ તથા દુઃખ આત્માને જણાય છે. મન જ બંધનનું કારણ છે.

દેવહૂતિઃ—મુક્તિનો ખરો માર્ગ કયો છે?

કપિલઃ—યોગ એ જ મુક્તિના સાધનરૂપ છે. યોગરૂપી સાધન સાધવાથી મન તાબે થાય છે. વળી મનની એકાગ્રતા વિના આત્મસાક્ષાત્કાર થઈ શકતો નથી. જ્યાં સુધી સંસારની વસ્તુપર આસક્તિ રહે છે ત્યાં સૂધી જીવને નિવૃત્તિ મળતી નથી. અજ્ઞાનઆદિ દેહના ધર્મોની નિવૃત્તિ પરમાત્મામાં લીન થવાથી થાય છે. આત્મસમર્પણ વિના અન્ય કોઇપણ ઉપાય આત્મજ્ઞાનને માટે નથી. આ સર્વનું મૂળ કારણ સત્સમાગમ છે.

દેવહૂતિઃ—ઇશ્વરની ભક્તિ કેવી રીતે કરવી,તે મને કહો.

કપિલઃ—ભગવાનમાં ભકિત વેદવિહિત કર્મો કરવાથી થાય છે. આત્મસ્વરૂપ આદિ તથા અંતથી રહિત, તેમ જ સર્વ પ્રકારના ગુણથી રહિત છે. ક્રિયા પ્રકૃતિના ગુણને લઇ છે. પ્રકૃતિ એજ સર્વ કાર્ય કારણના મૂળરૂપ છે. પુરૂષ કેવળ સુખ દુઃખનો ભોક્તા છે.

દેવહૂતિઃ—પ્રકૃતિ તથા પુરૂષનાં લક્ષણો કેવાં છે, તે મને કહેશો.

કપિલઃ—સત્વ, રજ તથા તમની સામાન્ય અવસ્થાને પ્રકૃતિ કહે છે. પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ, આ પાંચ મહાભૂત, પાંચ જ્ઞાનેન્દ્રિયો, તેના વિષયો તેમ જ પાંચ કર્મેન્દ્રિયો તથા મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર, એમ મળી ૨૪ તત્ત્વો છે. વળી પુરૂષ આ સર્વથી નિર્ગુણ છે. ચિત્તવૃત્તિ ખરાબ રસ્તે દોરવાય, માટે દૃઢભક્તિ તથા વૈરાગ્યવડે તેને વશ કરવી. આ રીતે અનેક પ્રકારે કપિલે પોતાની માતાને ખરા તત્વનું જ્ઞાન આપ્યું હતું. પૂર્વે ભારતની સ્ત્રીઓ આ પ્રમાણે તત્ત્વજ્ઞાનના સંબંધમાં ઘણી જ ઉંડી ઉતરતી હતી.

---

## (૬૪) માદ્રી.

માદ્રી એ પાંડુરાજાની નાની પત્ની હતી. કુન્તી મોટી હતી. એક વેળા પાંડુરાજા શિકાર કરવા ગયા. તેવામાં એક મૃગ તથા મૃગલી ક્રીડા કરતાં હતાં. આમાં મૃગ બ્રાહ્મણ હતો. પણ મૃગલીમાં પુત્ર ઉત્પન્ન કરવા તેણે મૃગનું સ્વરૂપ ધારણ કર્યું હતું. રાજાએ મૃગને એક તાકીને બાણ માર્યું, આથી મૃગ મૃત્યુને શરણ થયું. આ વખતે મૃગનું રૂપ ધારણ કરનારા બ્રાહ્મણે રાજાને શાપ આપ્યો કે, તું પણ જેવો તારી સ્ત્રી સાથે ક્રીડા કરવા જશે કે મરણ પામશે. હવે કુંતાને કુમાર અવસ્થામાં દેવને પોતાપાસે બોલાવવા મંત્ર મળ્યો હતો. પતિની રજા લઇ કુન્તિએ ધર્મદ્વારા યુધિષ્ઠિર, પવનદ્વારા ભીમ, ઇન્દ્રદ્વારા અર્જુન અને માદ્રિને તેજ મંત્ર આપવાથી અશ્વિનીકુમારદ્વારા નકુળ તથા સહદેવ બે પુત્રો થયા હતા. પાંડુરાજા તપ કરવા વનમાં ચાલ્યા ગયા. તે વખતે પોતાની પત્નીઓને પણ સાથે લઈ ગયા. એક વેળા વસંતઋ-

તુમાં માદ્રીના ના કહેવા છતાં પાંડુ તેમાં કામનાથી આસક્ત થયા. આજ વખતે પેલા મૃગરૂપ બ્રાહ્મણના કહેલા શાપ પ્રમાણે રાજા મરણ પામ્યો. માદ્રી પોતાના બે પુત્રો નકુળ તથા સહદેવને કુંતીને સોંપી પોતે સતી થઇ. તે સદ્ગુણી તથા પતિનાપર પ્રેમ રાખતી હતી. પતિપ્રેમથી તે પોતાના પતિસાથે બળી મરી તથા પતિલોકને પામી.

---

## (૬૫) યમુના.

આ યમુના પેશ્વાના દરબારમાં એક બ્રાહ્મણ યોધાની પુત્રી હતી. તે ઘણી જ શૂરવીર હતી. ઇ. સ. અઢારમી સદીમાં મરાઠાઓ જ્યારે મહમદ સામે ચઢાઇ લઇ ગયા ત્યારે યમુના પણ પુરૂષના પોષાકમાં પોતાના પિતા સાથે લડાઇમાં ગઈ હતી. તે પોતાના પિતાને રસોઈ કરી જમાડતી તથા સર્વદા પોતાના પિતાની પાસેજ રહેતી. તેણે જેવો એક દિવસ પોતાના પિતાને રણમાં પડતો જોયો કે, તુરત તે ત્યાં ગઇ તથા પોતાના પિતાનું માથું પોતાના ખોળામાં લઇ રડતી બેઠી. ચાર મોગલો તથા બેએક સ્ત્રીઓ તેને બાંધી મહમદશાહ પાસે ઈનામની લાલચે લઇ જતા હતા. તેવામાં રસ્તામાં શાહના માણસોને દેખી પેલા મોગલો નાશી ગયા. સ્વારો રકઝક કરતા હતા, તેવામાં શહેનશાહે આવી યમુનાને પોતાને કબજે કરી તથા તેને દીલ્લી લઇ ગયો. ત્યાં તેને પટરાણી થવા ઘણું સમજાવ્યું, પણ યમુના એકની બે થઇ નહિ. પછી યમુનાને કારાગૃહમાં શાહે કેદ કરી. યમુનાએ જાણ્યું કે, રખેવાળને હાથમાં લઇ મારો છૂટકારો કરૂં. તેણે રખેવાળને કહ્યું કે, મને શાહ પાસે પુરૂષવેશે લઇ જા. રખેવાળે હા-

પાડી. પછી યમુના પુરૂષવેશે ઘોડીપર સ્વાર થઈ શાહના મહેલમાં રખેવાળ સાથે ગઇ. શાહ ઉંઘમાંથી જાગી ઉઠયો. જેવો તે યમુના પાસે આવે છે, તેવાજ યમુનાએ તિરસ્કારનાં વચનો કહી શાહના પેટમાં કટાર ઘોંચી ઘાલી તથા હેઠળ ઉતરી ઘોડીપર સ્વાર થઇ મરાઠાસૈન્યમાં ચાલી ગઇ. આ વખતે બાજીરાવ મરણ પામ્યો હતો, બાલાજી ગાદીએ બેઠો તથા ભાઉ સેનાપતિ નીમાયો હતો. યમુના પુરૂષવેશે પેશ્વાના દરબારમાં જતી હતી. પેશ્વા તથા ભાઉ તેની તરફ માનની નજરથી જોતા. સઘળા દરબારીઓમાં એક હનુમંતરાવ હતો, જે તેની તરફ દુષ્ટ નજરથી જોતો. એક વેળા રાતના દરબારમાંથી નીકળી યમુના ઘર તરફ જતી હતી. તેવામાં હનુમંતે તેને રસ્તામાં ઘેરી. આ વખતે સમશેર લઇ તેવડે હનુમંતના પડખામાં એવો ઘા કર્યો કે, હનુમંત એકદમ ઘોડાપરથી નીચે ઢળી પડયો. યમુના એકદમ ત્યાંથી નીકળી નાઠી. હનુમંત યમુનાની પાછળ આ વખતપછી પડયો. તેણે ભાઉને તથા પેશ્વાને સમજાવ્યું કે, યમુનાની વર્તણુક સારી નથી. આથી ભાઉના મનમાં પણ તે વાત સજડ બેસી ગઈ. એક વેળા પેશ્વા દરબાર ભરી બેઠો હતો, તેવામાં યમુના ત્યાં જઈ બોલી કે, હે પેશ્વા ! હું સતી સ્ત્રી છું તથા મારો જે કોઇ તિરસ્કાર કરશે, તેનું નિકંદન જશે. આ ભાઉ મારી નિંદા કરે છે, તેને તું વાર. આ વખતે ભાઉએ કહ્યું કે, તું દુષ્ટ સ્ત્રી છે, પાપિણી છે, દુષ્ટ વાસનાવાળી છે. આ વખતે યમુનાનાં ચક્ષુ લાલચોળ થઈ ગયાં તથા તેણે નીચે પ્રમાણે ભાઉને શાપ આપ્યોઃ—

"જય જગદંબે માત, પ્રાર્થું તુજને માડી;
રાખ સતીની લાજ, દુષ્ટ સંહારજે ભારી.

સતી અબળાને કાજ, ત્રિશૂળ ધર પ્રેમે હાથે;
હણુ હણુ દુષ્ટ અનેક, વિઘ્ન ટાળો શિર સાટે.
જો બેઠા આ દૈત્ય, ન અબળા રક્ષણુ કરતા;
દઉં છું પ્રેમે શાપ, મરો રણુમાં રડવડતા.
રડો એમની નાર, ધાર અશ્રુની પાડે;
ટળવળે રણુમાં તેહ, ન આવે કો જન વારે.
સુણુ દુષ્ટ ઓ ભાઉ, ગર્વઘેલા મદ માતા;
થશે બુરા તુજ હાલ, લખ્યા એ લેખ વિધાતા.
મરજે બુરે હાલ, થશે અપકીર્તિ તારી;
રડશે રાનોરાન, સતી પણુ દુષ્ટ નારી.
જળો સર્વ સમૃદ્ધિ, જળો સૌ તારી કીર્તિ;
જળો તેજ ને રાજ, જળો પેશ્વાની મૂર્તિ.
જાશે આ સૌ રાજ, પરાધીન દાસ થાજો;
એજ વિધાતા લેખ, લખ્યા તે ના ભૂલાશે.

આ સાંભળી સર્વ સભા થરથર કંપી ગઇ. આ જ વખતે એકે આવી કહ્યું કે, અહમદદુરાની હિંદુસ્થાનપર ચઢી આવે છે. પેશ્વાએ સઘળું લશ્કર તૈયાર કરી ભાઉની સરદારી હેઠળ દુરાની સામે લઢવા મોકલ્યું.જ્યારે પેશ્વાની હાર થવા માંડી, તેજ રાત્રીના યમુનાએ ભાઉને દેખાવ દીધો તથા કહ્યું કે, તેં સતીની નિંદા કરી છે, પણુ કાલે બપોર સૂધીમાં તું રણુમાં પડીશ. તારૂં શબ પણુ હાથ નહિ લાગે તથા મરાઠા લશ્કરની પૂર્ણ રીતે પાયમાલી થશે. આટલું બોલી પોતે જે ચિતા ખડકી તૈયાર રાખી હતી, તેમાં ઝંપલાવી સતી થઈ. ધન્ય છે આવી વીરાંગનાને, કે પોતાના કુળને લેશ પણુ ખરાબ પાશ લાગવા દેતી નથી.

આ રીતે આપણી આર્યભૂમિમાં અનેક સદ્વર્તનશીલ મહિલાઓ થઇ ગઇ છે. પણ સ્થૂલ દેહની શુદ્ધિ વિના આવું પવિત્ર આચરણ થઇ શકે નહિ. વળી સૂક્ષ્મદેહની શુદ્ધિ ન હોય તો સ્થૂલ દેહ કદી સદ્વર્તનશીલ બને નહિ. મારી આર્યમહિલાઓને કહેવાનું કે, સ્થૂલ શરીરનો અર્થ એ છે કે, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ વિષયો, પાંચ મહાભૂતો તથા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારરૂપી ચોવીશ તત્ત્વવાળું શરીર સ્થૂળ દેહ કહેવાય છે. પણ સૂક્ષ્મ દેહને આ તત્ત્વો હોતાં નથી. કેવળ પૂર્વના પ્રારબ્ધના કર્માનુસાર વાસનામય જે શરીર, તે સૂક્ષ્મ દેહ છે. સર્વ સુખદુઃખાદિ મનના ધર્મો હોવાથી સ્થૂલ દેહને સર્જેલા છે. પણ વાસનામય દેહને આમાંનું કશું હોતું નથી. આ બેઉ પ્રકારના દેહ વચ્ચે કેવો સંબંધ છે, તે દર્શાવવો, આ સ્થળે અનુચિત નહિ ગણાય.

---

## "सूक्ष्म शरीरनी पवित्रता"

(૧) માતા પિતાનાં સૂક્ષ્મ શરીરને પવિત્ર રાખવા વાસ્તે, પુત્ર અગર પુત્રીએ, પોતપોતાના સૂક્ષ્મ શરીરવડે સંપૂર્ણ કાળજી રાખીને જ, પોતાની જીંદગી પસાર કરવામાં જ જન્મની સાર્થકતા છે. આ કાર્યમાં પુત્રી માયાવશાત્ અને પુત્ર પાપકર્મવશાત્ અસાવધાન ઠરે તો, જે પ્રજા જન્મે તે પણ અપવિત્ર સૂક્ષ્મ શરીરવાળી જ પુત્રીના ઉદરમાં પેદા થાય છે. ઉત્તરોત્તર સૂક્ષ્મ શરીરની અપવિત્રતાની ધરેડમાં ચઢેલા "અસાવધાન મનુષ્યજન્મ" અંતે પશુયોનિને જ લાયક નિવડી જાય છે.

(૨) જમાઇ થનારનું સૂક્ષ્મશરીર, સ્ત્રી થઇ આવેલા સૂક્ષ્મશરીર સાથે સંબંધ રાખતું નથી અને બગડતું પણ નથી. પણ સ્ત્રીના જ સૂક્ષ્મશરીરને પુરૂષ થઇ આવેલા સૂક્ષ્મશરીર સાથે સંબંધ જોડનાર માબાપ હોય છે. આથી પુત્રીના સૂક્ષ્મશરીરને બગાડવા લાયક વિરોધ ભાવનાને, જમાઇ થનાર કેળવવા માંડે તો, સ્ત્રીનું સૂક્ષ્મશરીર અપવિત્ર થતાં, વર્ણ-સંકર પ્રજાને જ, જમાઇ, પોતાના વંશમાં પોતાની સ્ત્રીના ઉદરમાં પોતે જ આમન્ત્રણ કરી લે છે. એવા પ્રકારની "વર્ણ સંકર પ્રજા" ઉત્પન્ન થવામાં માતાપિતા નિમિત્ત ન થાય, માટે જમાઇને પસંદ કરતા પહેલાં જ "સ્વભાવ જન્ય વેગ"ના બારીક અનુભવ લેવાના કાર્યની જવાબદારી માતાપિતાના શિરે જ રહે છે.

(૩) પુત્રીના પેટમાં જમાઇવડે પેદા થનારા,તેમજ પોતાની વંશવૃદ્ધિના કારણરૂપ જીવોને આમન્ત્રણ કરનાર જમાઇ કે પુત્રી નથી, પણ પુત્રીનાં જ માતાપિતા છે. તેમાં "પુત્રના માબાપ" વંશવૃદ્ધિમાં નિમિત્ત નિવડતાં નથી. પણ સ્થૂળશરીરની રચનામાં જ ફક્ત પુત્રના માબાપનાં રક્તાંશ તત્ત્વો ઉતરી આવે છે.

(૪) સ્થૂળ શરીરની પવિત્રતા, સુંદરતા અને દૈવી સંપત્તિના લક્ષણોથી વિભુષિત બનાવવામાં રહેલી જવાબદારી પુત્રીના માબાપોને શિરેજ છે. ગૃહસ્થાશ્રમનું મૂળ મંડાણ આ તત્ત્વ ઉપર જ ચણેલો આબાદ ક્રમ છે. સ્થૂળશરીર અને સૂક્ષ્મ શરીરના આમ પ્રથક્ પાડેલા કુદરતી કાયદાનો ભંગ કરીને, પ્રકૃતિ દોષવશાત્ નાચી કુદી, પશુ જીવન જ ગાળવાને લાયક અસાવધાનવાળા માર્ગે જે જે મનુષ્યો ચઢી જાય, તેઓનો ગૃહસ્થાશ્રમ અનેક પ્રકારની રંજોથી, ઉપાધિઓથી,

અને વ્યાધિઓથી કાલાન્તરે નાશ જ થઇ જાય છે. અથવા તો રીબાતા રીબાતા આવરદાને ખૂટાડે છે. પ્રકૃતિક્ષોભને વશ થતાં, આવા મનુષ્યો અનેક પ્રકારનાં અવિહિત કાર્યોમાં, કારણ વગર ખરડાઇ જાય છે.

(૫) પૂર્વજન્મના લેણદાર જમાઇ નથી જ, પણ છોકરીના માબાપથી આમન્ત્રણ કરાઇને, પોતાના સૂક્ષ્મ શરીરને પવિત્ર રાખવા વાસ્તે, પોતાના કર્મમાં મદદ કરવાને માટે ભેળવેલા સુપાત્ર–સુશીલ–સુભદ્રને સ્થાને જમાઈ છે;પોતાનું સ્વરૂપ જમાઈ થનારા જ્યારે પૂરેપૂરૂં સમજે ત્યારે જ જમાઇ ઠરે છે નહિ તો કસાઈના કાર્યમાં જોડાઈ જતાં, કસાઈના ધર્મપાલક નિવડીને ઘાતક તત્ત્વોના ભોગ થઇ પડે છે.

(૬) પોતાના વંશની વૃદ્ધિ–વિકાસ–ઉન્નતિ ચાહનાર જમાઇ જો, સ્ત્રીના સૂક્ષ્મ શરીરના અધિષ્ઠાતા દેવરૂપે ગણાતા બ્રહ્માના સેવકપણે જ પૂજ્ય ભાવે "કૃતજ્ઞ ધર્મ"ના પાલક નિવડે તો જ સિદ્ધ થાય છે. પણ જો"કૃતઘ્નધર્મ"ના પાલક નિવડે તો પોતાના વંશમાં ઉત્તરોત્તર "કૃતઘ્ન" ધર્માવલંબી જીવોની જ આવક ચાલુ થતાં થતાં અંતે નિર્વંશ બની જાય છે. નિર્વંશ થવાનું મૂળ કારણ જમાઈ તરફથી, પોતાની સ્ત્રીના સૂક્ષ્મ શરીર પ્રત્યેના હક્કદાર, જે તેનાં (સ્ત્રીનાં) માતાપિતા છે, તેઓ પ્રત્યે અસાવધાન આચાર તથા વિચાર જ ઘાતકના કારણરૂપ નિવડે છે.કૃતજ્ઞ થવું કે કૃતઘ્ન થવું, એ કાર્ય જમાઇની જ જવાબદારી ઉપર રહે છે.

(૭) આચાર વિચારની જવાબદારી સૂક્ષ્મ શરીર સાથે સંબંધ ધરાવે છે અને આહાર વિહારની જવાબદારી સ્થૂળ શરીર સાથે જ સંબંધ ધરાવે છે. મુખ્ય સ્થાને સૂક્ષ્મ શરીર છે. ગૌણ સ્થાને સ્થૂળ શરીર છે.સૂક્ષ્મ શરીરને પવિત્ર રાખવું,

તે પ્રથમ કર્તવ્ય છે.સૂક્ષ્મ પવિત્ર હોય પણ જો સ્થૂળ શરીરની અપવિત્રતા સંયોગવશાત્ પ્રાપ્ત હશે, છતાં તે ક્રમે કરીને શુદ્ધ બની જાય છે. માત્ર સ્થૂળ શરીરને જ પવિત્ર રાખવાના ક્રમમાં ઢળી જઇને સૂક્ષ્મ શરીર પ્રત્યે અજ્ઞાનવશાત્ અસાવધાન રહેવાથી જગત્ વિવિધ દુઃખોમાં રીબાતું ચાલ્યું જાય છે અને ચાલે છે.

(૮) જમાઈ થનારે પોતાના સૂક્ષ્મ શરીરને પવિત્ર રાખવા સંપૂર્ણ કાળજી રાખવી જોઇએ. તેનાથી તેવી કાળજી સિદ્ધ કરવા ઉપરાંત, સ્ત્રીના માતાપિતાનાં સૂક્ષ્મ શરીરને પવિત્ર રાખવા વાસ્તે પણ સંપૂર્ણ કાળજી રખાય, તો જ પોતાના વંશમાં ઉત્તમ પ્રજોત્પત્તિ નિપજાવવા સમર્થ બને છે. નહિ તો પોતાનો વંશ અધમતાને જ પામી જાય છે. જમાઈના સૂક્ષ્મ શરીરને પવિત્ર રાખવાને અર્થે "જમાઇથી પ્રાપ્ત થનારી પુત્રી" જયાં જાય છે, ત્યાં ફરી જમાઈ થનાર જવાબદાર નિવડે છે. "જમાઇ"જ જગતના ઘાતક છે, તેમજ પોષક પણ નિવડે છે. જગત્ જમાઇવડે જ છે. જગત્ જમાઇવડે જ સ્વર્ગ બને છે, તેમ જ જગત્ જમાઈ વડે જ નરક પણ નિવડે છે. ત્રાસ, ભય, વિહ્‌વળતા, લુચ્ચાઈ, ઢોંગ, દંભ આદિ સર્વે આસુરી સંપત્તિના મૂળ બીજક જમાઇજ છે. તેમ જ સર્વોત્કૃષ્ટ દેવી સંપત્તિના મૂળ બીજક પણ જમાઈજ છે. માટે જમાઇને ખોળવામાં જવાબદારી માતાપિતાનાં જ શિરે રહે છે. પૂર્ણ કાળજીથી વસ્તુસ્થિતિના ભાનવગરના તથા વિષયના કીડારૂપે પેદા થએલા માબાપોથી, તેવી મહાન્ જવાબદારીને ન સ્વીકારવાથી પોતાના સૂક્ષ્મ શરીરને પણ પોતે અપવિત્ર બનાવી મૂકે છે. તેમ જ અન્યના વંશને

પણ અધમસ્થિતિમાં હડસેલી દે છે. વાસ્તે "દુહિતા ભલી ન એક" એ સૂત્રનો પાયો, ઉપરની જવાબદારી ઉપર જ રચેલો છે. અનુભવ વિનાના અજ્ઞ માણસો જ્યારે જમાઈ શોધે છે, ત્યારે જમાઇના સૂક્ષ્મ શરીરનાં પ્રકૃતિ તત્ત્વોનું પ્રથક્કરણ પાડીને જોતા જ નથી. પણ સ્થૂલાકારે, સ્થૂલતાનું જ સ્થૂલ-દૃષ્ટિએ સ્થૂલને વશ થઈ,સ્થૂલને સોંપવાને સ્થૂલ બુદ્ધિએ તૈયાર થઈ જાય છે. પાછળથી સ્થૂલના ઝગડામાં સર્વે અકડાઇ જતાં, થપડ ખાઇ બેસે છે. "પાણી પી ને ઘર પૂછવા જેવી" મૂર્ખતા કરીને સૂક્ષ્મશરીરની ભ્રષ્ટતા સ્વતઃ કરી બેસે છે. આનું નામ જ "કર્મની ગહનગતિ" અગર "ગેબી સોટી અને અદ્ભુત લીલા" ગણાય છે.

(૯) "પૂર્વજન્મના સંસ્કારાધીન જ જમાઇ મળી આવે છે" તથા પૂર્વજન્મનો જમાઇનો સંબંધ આપણી છોકરી સાથે હશે, એવા જ અજ્ઞાનવડે ભ્રમણાના ભોગે ભૂલભરેલા અવિ-ચારવડે જ, જમાઈની અસાવધાનતા માટે, છોકરીનાં માબાપો "શિરપાવ" આપવાની ઉદ્ધતાઇ કરે છે. વર્તમાન સમયની જવાબદારીને "શિથિલ પાડવારૂપી" માનસિક કુકર્મ, માબાપો પોતાના પૂર્વજન્મના સંસ્કારની ઓથે ઉભા રહીને કરવા ચૂકતા નથી. પોતાની કક્ષા, પોતાની છોકરીની કક્ષા, અને જમાઈની કક્ષા, આ ત્રણે કક્ષાનું બારીક અવલોકન કરવા માટે પ્રથથ નંબરે જવાબદાર છોકરીનાં સૂક્ષ્મ શરીર ઉપર હક્ક ધરાવનાર માબાપ જ છે. એવા "બારીક અવલોકનમાં" પોતે ગફલત કરીને, તે "ગફલતના ભોગે" જમાઇ ખોળતાં, છોક-રીની જે અધમતા પ્રાપ્ત થાય, તે પાછળથી નિહાળીને, માબાપો સમાધાન પામવા તૈયાર થઇ જાય છે કેઃ–"અમે તો સારા માણુસ હશે એમ ધારતા અને માનતા હતા, પણ

આ તો નીકળ્યા પૂર્વજન્મના પાપે વેરી, હવે શું કરીએ ? કુંભારનું વાસણ નથી કે બદલી લઇએ. હવે તો ભોગવે જ છૂટકો છે." "હારેલો જુગારી બમણું જ રમે" તેમ વિશેષ કરીને અધોગતિમાં જ આગળ ખરડાતા ચાલે, તેવા ધોરણને સહનશીલ તથા ખામોશખાવાપણું,માની લેવાને પણ ચૂકતા નથી જ વળી "કુમતુ" છોકરીના માથે મૂકે કે:–" બેન, હવે તું જ નરમ થઇને તે નચાવે તેમ નાચી કુદી આવરદા પૂરો કરજે. તેમાં જ તારી અને અમારી મહત્ શોભા છે." એવો "ઉંધો પાટો" વહાલી દિકરીને બાંધી દે છે. માબાપો આવા "ઉંધા પાટા" બંધાવ્યા છતાં નિરાંતે જંપી શકતા નથી. છાજતી રીતે, છાસવારે, જમાઇને ત્યાંથી તાજીયું ઉપડે ત્યારે સર્વે "યાહુસેન" કુટવાને મંડી પડે છે. આ બધી ભવાઇ સૂક્ષ્મ શરીરના અઘટિત વેગવડેજ રજુ થાય છે. તેમાં જો તમાસાગીર ટોળીઓની ટાપશી મળે છે તો ઔર ખુબી જામે છે. આવા "મહત્ બુઠ્ઠી ખુબીવાળા" ગૃહસ્થાશ્રમ ચાલુ જમાનાના સો વર્ષથી અવિચ્છિન્નપણે જ્યાં ત્યાં ૧૦૦ ઘરમાંથી ૯૫ હોય છે. બાકીના પાંચ ઘરવાળાને પણ ૯૫ થી પજવણી તો થવાની જ.

(૧૦) જમાઇ ધારે હું ખાટયો, છોકરીનાં માબાપ ધારે કે અમે ખાટયાં. અર્થાત છોકરીને ઠેકાણે પાડી દીધી. પણ કવખતે કઠેકાણે, કઢંગી હાલતમાં, કકળાટના ખાડામાં ખરરર ભૂસ છોકરીને જ હડસેલી દીધી છે, તેનું ભાનસાન છોકરીનાં માબાપ થનારા હેવાનોને લેશપણ રહેતું નથી. તો સૂક્ષ્માવલોકનની તો જગા જ કયાંથી હોય ? નિર્વંશ શૈલીની સમજણ કયાંથી હોય ? સૂક્ષ્મશરીરની અપવિત્રતાનો ખ્યાલ કયાંથી હોય ? માતાપિતા થનારે જ પ્રથમ પોતાના જ સૂક્ષ્મશરીરને અપવિત્ર બનાવનારા આચાર વિચાર આહારવિહારથી ચેતીને

શુભવર્તન યુક્ત સંસ્કારને જ ખીલવવા જોઇએ. તોજ છોકરી તરીકે આવનાર જીવાત્મા, અનુકૂળ કક્ષાવાળો નીવડે. તો પછી અનુકૂળ કક્ષાની જ પ્રકૃતિયુક્ત જમાઇને ખોળવામાં કુદરત પણ સાનુકૂળ સંયોગે સાંગોપાંગ કાર્ય બનાવવા પામે છે. માતાપિતા જ ચસ્કેલી પ્રકૃતિની વંઠેલી જાત હોય તો પછી બધા સંયોગો "ત્રણ સાંધતાં તેર તૂટે", તેવા ઘાટમાં અકેકની ચામડી તૂટે તેવી મહાન્ સ્થિતિને રળી લે છે. એવા રળતરમાં પૂરેપૂરા કળતરની વેદના ખમતાં ખમતાં અધમુવા થઇને અંતે "ભાઈ રામ બોલો............ભાઇ રામ" એ પંથે ખંતેથી દોટ મૂકતાં ઝાળ જોવા જાય અને અવતાર પૂરો અને ખેલ ખલાસ, પણ ચા, પાણી, નાસ્તો, ગપાટા, સપાટા, ટોન, ટોળ, તેની ખોટ ન જ હોય.

(૧૧) સ્થૂલ શરીરનું સંપૂર્ણપણું, નીરોગપણું, શુક્રની શુદ્ધતા ઉપર રહે છે. સ્થૂળશરીરની અપવિત્રતાવડે કર્મેન્દ્રિયોની અધમતા પ્રાપ્ત થાય છે. જ્ઞાનેન્દ્રિયની પવિત્રતામાં શોણિતની શુદ્ધતા અગત્યની છે. શુક્રની અશુદ્ધતાવડે દમ ક્ષયાદિ અસહ્ય રોગોયુકત શરીર નિવડે છે. શરીર ત્યાગ કર-કરવાનો આવેશ ઉદ્ભવે છે. "દેહવાસના" અત્યંત બળવાન્ રહે છે. મૃત્યુનો રૂપાન્તર ક્રમથી ભય રહે છે. અનેક પ્રકારના ટાપટીપીયા આવશેમાં મશગુલ રહેવાનું જ ગમે છે. વિષયવાસનામાં કંગાળ બની જાય છે. આવા આવા અનેક પ્રકારનાં દોષવશાત્ ઘેરાયેલા જીવથી, ગર્ભમાં આમંત્રણ થવા પામનારા "જીવાત્મા" પણ અનેક પ્રકારના કર્મેન્દ્રિયના દોષવાળા જ પધારવા પામે છે. શોણિતના દોષવડે મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણો, અયોગ્ય વલણ લેનારા નિવડે છે. આથી જ્ઞાનેન્દ્રિયના દોષયુક્ત જીવાત્મા પધારવા પામે છે. શોણિત શુદ્ધિમાં માતા

શુદ્ધ હોય તો જ દીકરીનું શોણિત શુદ્ધ હોઇ શકે છે. શુક્રની શુદ્ધિમાં પિતાનું શુક્ર શુદ્ધ હોય તો જ પુત્રનું શુક્ર શુદ્ધ હોઈ શકે છે.

(૧૨) શુક્રની પવિત્રતા ઉપર જ સ્થૂળશરીરની દિવ્યતા, સુંદરપણું, જ્ઞાનેંદ્રિયને તાબે રહેવાની અનુકૂળતાવડે ઉમંગીપણું, પોતાની સ્ત્રી પ્રત્યે ધર્મભાવનાયુકત વિશુદ્ધ પ્રેમપણું, અને અન્ય સ્ત્રીઓ પ્રત્યે કુદરતનાં વિભૂષિતપણાનુ આભારયુકત ગંભીર દૃષ્ટિપણું ઇત્યાદિ વલણો "રકત" શુદ્ધિ ઉપર જ આધાર રાખે છે. સદરહુ વલણો ચસકવા ન પામે, તેવા પ્રકારનાં અંકુશ માટેનું "જ્ઞાન" સૂક્ષ્મશરીરની પવિત્રતા ઉપર આધાર રાખે છે. સંક્ષેપમાં બેઉ શરીરને પવિત્ર રાખવાથી જ "કારણ શરીર" મનુષ્યત્વને લાયક નીવડે છે. એવી લાયકાત મેળવ્યા પછી જ જીવાંશ શિવાંશને પામવા યોગ્ય નિવડે છે. તે યોગ્યતામાં "મૈથુનસૃષ્ટિ"કેંદ્રસ્થાનરૂપે છે. આ સ્થાનેથી ભ્રષ્ટ થનારા જીવો મનુષ્યયોનિને લાયક ન રહેતાં પશુયોનિમાં આમન્ત્રણ થવા પામે છે. ત્યાં ખીલે બંધાઇને અનેક પ્રકારના અંકુશતળે જીંદગી પસાર કરે છે.

(૧૩) "જીવધર્મ" સૂક્ષ્મ છે. "પ્રકૃતિધર્મ" સ્થૂળ છે. સૂક્ષ્મમાં વિકાર નહિ, પણ સ્થૂળમાં વિકાર છે. સ્થૂળના વિકારવશાત્ પ્રકૃતિ વિકારને પામે છે. સૂક્ષ્મનો જે સ્થૂળ વિકાર, તે "જગત્" સંજ્ઞાને પામે છે. તેથી જગત્ "વિકૃતિમય" છે. વિકૃતિમાંથી સૂક્ષ્મને તારવી કાઢવાને લાયક યોનિ માનવશરીરમાં સૂક્ષ્મશરીરની પવિત્રતા જાળવવાને પુત્રીના માતપિતાને અને સ્થૂળ શરીરની પવિત્રતા જાળવવાને પુત્રના માતાપિતાને સંપૂર્ણ રીતે સાવધાનતા સેવવાનું રહે છે. એવા પ્રકારની સ્થૂળની અને સૂક્ષ્મની પવિત્રતા જાળવવાને અર્થે જ

ધર્મશાસ્ત્રોમાં "વિધિનિષેધ" ફરમાનોનું અસ્તિત્વ છે. આ અસ્તિત્વને વધાવી લેવામાં ઉન્નતિ છે. "એમાં શું?" એમાં અવનતિ છે. "એમાં શું?" નું બીજ, પુત્રીનાં માતાપિતાનાં સૂક્ષ્મની અપવિત્રતા જ છે. જે બાજુએ માતાપિતાનું સૂક્ષ્મશરીર પવિત્ર જ હોય, તે જ બાજુ દીકરી પણ વલણ લે તો સ્થૂળની અધમતા પ્રાપ્ત થયા છતાં તેમાં સુધારો થઇ શકે છે. તેને માટે "આયુર્વેદ" ક્રમ છે. તથા સૂક્ષ્મશરીરની અધમતા સુધારવા માટે "ધર્મશાસ્ત્રનો ક્રમ" છે. શુક્ર રહિત રજ, વૃથા છે, તેમ જ રજ રહિત શુક્ર વૃથા છે. તેવી જ રીતે "આયુર્વેદ રહિત" ધર્મશાસ્ત્રનું પાલન અને ધર્મશાસ્ત્ર રહિત આયુર્વેદનું પાલન વૃથા છે. આયુર્વેદનું પાલન બીજે નંબરે જરૂરીયાત તો છે. પરંતુ શુક્ર દોષવાન્ હોય તો પણ સૂક્ષ્મ શુદ્ધ હોય તો, સૂક્ષ્મને શુદ્ધ રાખવાને માટે સ્થૂલના પ્રત્યે થતા હુમલાઓને શાંતપણે ખમે છે. સૂક્ષ્મ અપવિત્ર હોય તો, સ્થૂલનો નાશ કરવાને તત્પર થતાં શરીરનો ઘાત કરી લે છે. પછી અપવિ ત્રતાની પરંપરાની ઘરેડમાં ચઢી જાય છે. "અજબ કાયડો." સંક્ષેપમાં એ કે કર્મેંદ્રિયની જવાબદારી શુક્રપર છે. તથા જ્ઞાનેન્દ્રિયની જવાબદારી "શોણિત"પર છે. આ બે પ્રકારની જવાબદારીની સ્થૂલ સંજ્ઞા "જગત્" છે. આ જગત્માં "ભગત્" થવાને માટે સૂક્ષ્મશરીરની પવિત્રતા કેંદ્રસ્થાને છે. જગત્ અને ભગત્ના વિરોધ માટે મૂળ કારણ "ભગત્"ની સ્થૂળસૂક્ષ્મ શરીરની પવિત્રતા કેંદ્રસ્થાને સ્થાપેલી હોવાથી "વિજાતિ તત્વ" ઠરતાં એક બીજાથી પ્રથમ નંબરે પ્રથક્ પડી જાય છે. ભગત્ને તર્કવિતર્ક થતા જ નથી. જગત્ને તર્કવિતર્ક વગર અસ્તિત્વ સુખકર નિવડતું નથી. તર્કવિતર્કમાં

ગતિ આપનાર સ્થૂળનો વિકાર છે. શાંતિમાં ગતિ આપનાર "સૂક્ષ્મની પવિત્રતા" છે. સ્થૂળની પવિત્રતાને સર્વે નમે છે, પણ સૂક્ષ્મની પવિત્રતાને સર્વે, સૂક્ષ્મની પવિત્રતાવડે જ નમી શાંત પામે છે.

(૧૪) "માતાપિતા"એ રાજાના સ્થાને છે. તે રાજાની કુલ સત્તાની"કર્મભૂમિ"દીકરી છે. માતાપિતા, કર્મભૂમીરૂપી રાજ્યની સુવ્યવસ્થા કાયમ રહે, તેને વાસ્તે તમામ પ્રકારની લાયકાત ધરાવનાર "પ્રતિનિધિ"ની શોધ કરીને નિમણુક–સ્થાપના કરે છે. આ "સ્થાપનામાં" ઉત્તમ દૃષ્ટિબિંદુ સર્વદા જાગૃત રહે, તેને માટે યોગ્ય વિધિપૂર્વક યોજનાઓ અનુભવીઓએ યોજેલી છે. આ યોજનાઓના આધારે સૂક્ષ્મનું સંલગ્ન થયા બાદ, સૂક્ષ્મનું સ્થૂલાકારે, સ્થૂલમતિવાળાઓની સ્મૃતિમાં સજ્જડ પડી રહે, તેને માટે પ્રતિજ્ઞા આદિ વિવિધ પ્રકારની સત્ ક્રિયાઓ અનુક્રમે ઉત્તમ મુહૂર્તમાં, ઉત્તમ સામગ્રીઓવડે, ઉત્તમ દ્વિજોની તથા,દેવોની આવાહનસમક્ષ બધું પ્રકરણ સમાપ્ત કરાય છે. છતાં એ સર્વેને તિલાંજલિ આપે, તેવા "પાપસંસંસ્કારી પ્રતિનિધિ જ" સમય જતાં જો જણાય તો તેવા પ્રતિનિધિથી દીકરીના સ્થૂલ સંસર્ગને સર્વદાને માટે ત્યજવો જ જોઇએ. તેમાં જ માતાપિતાનું શ્રેય છે.દીકરીની પણ ઉન્નતિ છે. જમાઈની પણ તેમાં ઉન્નતિ જ છે.(જો જમાઇ સમજે તો)એવી રીતે જૂદા પડેલા દીકરીના સૂક્ષ્મશરીરની ઉન્નતિ થાય તેવા માર્ગે તેને યોજવાને માતાપિતા બંધાયલાં છે. તેમાં આંટી એ છે કે–દીકરીના સ્થૂલશરીરની સોંપણ વખતે જે પ્રતિજ્ઞા કરવામાં આવેલી છે,તેના નાશ કરનારાં તત્વ રજુ કરવાને માબાપને હક્ક કેમ મળી શકે ? આનું નિરાકરણ એ કે,જે પ્રતિજ્ઞા

ચયેલી છે, તે પ્રતિજ્ઞાને શાસ્ત્રાનુસાર પાળવાને જમાઇ અસાવધાન નિવડે તો પ્રથમના સૂક્ષ્મશરીરની ઐકયતાની રૂએ દીકરીના સ્થૂલશરીરને તથા સૂક્ષ્મશરીરને અપવિત્રતાના ખાડામાં ન હોમવાની ખાતર સ્થૂલસંસર્ગને અટકાવી, સૂક્ષ્મશરીરની ઉન્નતિની ધર્મભાવનાને કેળવવા કર્તવ્યપરાયણ થવું જ જોઇએ, જેથી જીવાંશમાંથી આગળ પંથ કાપવાને દીકરી લાયક ઠરી શકે.

(૧૫) એક આવૃત્તિમાં જમાઇ માતાપિતા થઇ શકે છે. પણ માતાપિતા જમાઈ થઇ શકતાં નથી. વાસ્તે માતાપિતા કેંદ્રસ્થાને છે. જમાઈ ગૌણ સ્થાને પ્રતિનિધિ છે. દીકરીની કર્મભુમિના કાર્યવાહી—વહીવટદાર તેઓ છે.કર્મભૂમિરૂપી દીકરીના અસ્તિત્વના જવાબદાર માતા,પિતા તથા જમાઈ ત્રણે ઠરે છે.પ્રથમ નંબરે માતાપતિ, બીજા નંબરે જમાઇ જવાબદાર છે. ત્રીજે નંબરે દિકરી સ્વતઃ જવાબદાર ઠરે છે. તેથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ પ્રમાણે રૂપાન્તર ક્રમમાં માતાપિતા બ્રહ્મારૂપે,જમાઈ વિષ્ણુરૂપે,સ્વતઃ દીકરી રૂદ્રરૂપે તત્ત્વયુકત થાય છે.કન્યાના અર્થાત્ દીકરીના અંગે જ તે વંશનો સંહારક સંભવે છે. "ઉત્પન્ન, પોષણ તથા સંહારક" આ ત્રિપુટીવડે જ જગતનું અસ્તિત્વ છે. "ઉત્પાદક તત્ત્વ" પ્રથમ નંબરે, "પોષક તત્ત્વ" બીજા નંબરે તથા "સંહારક તત્ત્વ"ત્રીજા નંબરે હોઇને "બીજા અને ત્રીજાને" સ્વભાવથી જ સુવ્યવસ્થામાં રાખવાને જે જવાબદારી છે, તે "ઉત્પાદક તત્વ"ના અંગે જ રહે છે. "સંહારક" સ્થિતિમાં યોજનાર "જમાઇ" છે. પોષક સ્થિતિમાં યોજનાર "માતાપિતા" છે. પોષક સ્થિતિને પોષક જ ચાલુ પંથે આગળ વૃદ્ધિમાં–વિકાસમાં લઇ જનાર પણ "જમાઈજ"

છે.તેમ"સંહારક" ક્રમમાં આગળ પાછળ, "ચાલુ પંથે જ,*" પતન માર્ગે લઈ જનાર પણ "જમાઇ જ" છે. "ચાલુ પંથમાંથી" "×ભિન્ન માર્ગે" લઇ જવામાં કારણભૂત નિવડનાર, દીકરીના માતાપિતાના સૂક્ષ્મ શરીરનાં "અસાવધાન કાર્યક્રમ જ" જવાબદાર નિવડે છે. તેથી "જમાઇ" કરતાં વધારે જવાબદારી દીકરીના માતાપિતાને શિરે જ છે. બીજા નંબરે જ જમાઇ જવાબદાર રહે છે.

(૧૬) સ્થૂલશરીર, સૂક્ષ્મ શરીર અને કારણ શરીર; આ ત્રણે શરીરવડે મનુષ્યસંજ્ઞા છે. સ્થૂલશરીરનું બંધારણ શુક્રથી, સૂક્ષ્મશરીરનું બંધારણ શોણિતથી તથા શુક્રશોણિત ઉભયના મિશ્રણથી ભિન્ન ભિન્ન આકૃતિ,સ્વભાવ,આચાર,વિચાર તથા સંસ્કાર ઉદ્ભવે છે. મૂળમાં જ ભિન્ન ભિન્ન વસ્તુ છે, છતાં તે ભિન્નતાને યોજનાર "પ્રાણાત્મક તત્વ" છે. એ મહાન્ "યોજના" પણ ભિન્ન ભિન્ન સ્વરૂપમાં જ હોય છે. "યોગ અને આયુર્વેદ" સ્વરૂપે છે. "શુક્ર" અન્નમય કોશ છે. શોણિત મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય કોશ છે. આ ત્રણેને"અન્નમય કોશ"સાથે "યોજનાર" પ્રાણમય કોશ છે. તેથી જ ગર્ભાધાન સમયે પ્રાણાત્મક તત્વનો વિચાર,યોગ માર્ગનો સાર લક્ષ આપવા માટે છે. એટલે સૂર્યપ્રધાનગતિમાં પુત્ર અને ચંદ્રપ્રધાનગતિમાં પુત્રીનું વિધાન છે. સૂર્યપ્રધાન તત્વાંશ શુક્ર છે તથા ચંદ્રપ્રધાન ત્વાંશ શોણિત છે. સ્થૂળશરીરની શુદ્ધતા કે અશુદ્ધતા શુક્રની ઉપર અને સૂક્ષ્મશરીરની શુદ્ધતા કે અશુદ્ધતા શોણિતના ઉપર રહે છે. સૂક્ષ્મશરીર શુદ્ધ હોય તો પણ સ્થૂલશરીર અશુદ્ધ હોઇ શકે છે. સ્થૂલશરીર શુદ્ધ હોય તો પણ સૂક્ષ્મ-

*ચાલુ પંથ એટલે-મનુષ્યોનિ; ×ભિન્નપંથ=તિર્યગ્યોનિ.

શરીર અશુદ્ધ હોઇ શકે છે.કારણ બેઉની ભિન્નભિન્ન વસ્તુથી ઉત્પત્તિ છે. આ વસ્તુ ભિન્નભિન્ન સંયોગોથી ભિન્નભિન્ન ધર્મયુક્ત છે. કર્મેંદ્રિય તથા જ્ઞાનેંદ્રિય આ બેઉ સાધન ઉપર શુક્ર અને શોણિતનો અંકુશ બલવત્તર છે. આ બળાબળની કક્ષાને અંગે શુદ્ધાશુદ્ધની કક્ષા બંધાય છે. આ કક્ષાના સુવ્યવસ્થિતપણાને જાળવનાર યોગધર્મ–આયુર્વેદ છે.

(૧૭) સ્થૂલશરીરમાંથી સૂક્ષ્મશરીર પૃથક્ પડતાં, સ્થૂલશરીર અપવિત્ર ઠરે છે. છતાં સ્થૂલશરીર સાથે સંબંધ ધરાવનારે, સૂક્ષ્મશરીર પ્રત્યેની શુદ્ધ ભાવનાને અંગે પોતે સ્નાનથી શુદ્ધ થવું.આથી જ સ્થૂલશરીરના સંસ્કારમાં ભળાય છે. બીજું–કર્મભૂમિ ગણાતા સ્થૂળશરીરના ભોગવટમાં, પ્રાપ્તથનારા વિવિધ પ્રસંગોના હુમલાઓને જો“સૂક્ષ્મશરીર પવિત્ર–વિશુદ્ધ હોય તો” વિંહ્વળ ન થતાં, શુદ્ધતાને જ સુદૃઢપણે વળગી રહીને ખમી લે છે. ભોગ ભૂમિમાં અનેક પ્રકારના હુમલાઓનું મૂળ કારણઃ–“શુક્રની અપવિત્રતા” છે. અર્થાત્ સ્થૂળશરીર અપવિત્ર છતાં, સૂક્ષ્મ આવી રીતે પવિત્ર હોઇ શકે જ છે. તેથી સૂક્ષ્મશરીર પવિત્ર હોય તો સ્થૂળશરીર પણ પવિત્ર હોય, એવો નિયમ છે જ નહિ. સ્થૂલશરીર પવિત્ર અને સૂક્ષ્મશરીર પણ પવિત્ર, એ “કક્ષા” તો માનવાંશમાંથી મળવી અતિ દુર્લભ વાત છે. બેઉ શરીરની પવિત્રતા સિદ્ધ કરવાને અર્થેજ “મનુષ્યયોનિ” છે. તેના ક્રમોનું જે વિધાન, તે જ “ધર્મશાસ્ત્ર” છે. તે ધર્માજ્ઞાનુસાર સુદૃઢપણે, અનેક જન્મોમાં પ્રસાર થતાં થતાં, “સ્વસ્વરૂપની દર્શન કક્ષા” તે જ ઉભય શરીરની પવિત્રતાનું કેંદ્રસ્થાન છે. “બિંબપ્રતિબિંબ” કક્ષાની બલિહારી આ જગોએ છે. દેહવાસના, લોકવાસના આદિ અનેક

પ્રકારની "એષણાઓ" વડે, સ્થૂલશરીર અને સૂક્ષ્મશરીર, ઉભય વચ્ચેની સાંકળ નાબુદ થતી નથી. પણ નાબુદ કરવાને વાસ્તે લાયકાત યોનિ મનુષ્યકોટીની જ છે. "મનુષ્યકોટી"માં સ્થાપના થવા વડે જ સૂક્ષ્મશરીરની શુદ્ધતા જાળવી શકાય છે. તેના અંગે જીવાંશ કક્ષામાંથી શિવાંશ તત્વયુકત કક્ષાને પ્રાપ્ત કરી શકાય છે. સ્થૂલશરીરની પ્રકૃતિઓને સૂક્ષ્મશરીરની પ્રકૃતિઓ સાથે યોજનાર ધર્મશાસ્ત્ર છે. આ શરીર ઉભય વચ્ચે અથડા અથડીમાં પતન કરાવનાર "સગવડીયા રૂચિ" છે. ચાલુ જમાનો સગવડીયા રૂચિ અને ધર્મશાસ્ત્રાજ્ઞા, એ ઉભય વચ્ચેનું "પતન ક્ષેત્ર છે.આ"પતન ક્ષેત્ર પ્રકૃતિથી"સગવડીયા રૂચિવડે,ધર્મશાસ્ત્રાજ્ઞાનું છેદન કરવા મથવાથી છેદાતું નથી. એ સિદ્ધાન્ત છે.

(૧૮) સ્થૂલ શરીર અને સૂક્ષ્મશરીર ઉભયને સંબંધ કરાવનાર "આકાશતત્વ" છે. "આકાશતત્વ રહિત સૂક્ષ્મશરીર" સ્થૂલના સંસ્કારોને સુવ્યવસ્થાથી ગ્રહણ કરી શકતા નથી. સ્થૂલશરીરના જે જે સંસ્કારો ઉદ્‌ભવે છે, તે તો મૂળમાં બીજ-કરૂપે સૂક્ષ્મશરીરમાં રહેલા જ હોય છે. સ્થૂલશરીર નાશ થઈ જાય તો પણ કરી ગયેલા કર્મોના સંસ્કારોનો જથો "આકાશ તત્વ"માં સુવ્યવસ્થાપૂર્વક સંગ્રહાયલો જ હોય છે. જ્યારે સૂક્ષ્મશરીર કર્મસંયોગવશાત્ યોગ્ય જગો પ્રાપ્ત કર્યો બાદ "સંગ્રહસ્થાન"માંથી અનુક્રમે જ ભોગવટની હારમાં યોજાઈ જાય છે. "સ્વતઃજ સંગ્રહ કરવું અને પુનઃ સોંપવું" એનું નામ જ કુદરતી કાયદો કહેવાય છે. તે કાયદો અવિચ્છિન્નપણે આબાદ ક્રમમાં સર્વથા જાગૃત જ છે. સ્થૂલ શરીરના સંસ્કારોને સ્વતઃ બારોબાર ગ્રહણ કરવાને, સ્થૂલ શરીરના બીજરૂપે રહેલા સૂક્ષ્મશરીરને તાકાદ નથી જ.જો કે"આપવાને" તાકાદ છે

પણ "લેવાને" અશકત છે. કારણ સૂક્ષ્મશરીર "મર્યાદા યુકત તત્વ" છે. સ્થૂલશરીરના વિકારો અનંત છે, તેથી કરીને તે ગ્રહણ કરવાને સૂક્ષ્મશરીર નાલાયક ઠરે છે. સ્થૂલશરીરના વિકારોને કાબૂમાં લેવાને અર્થે જ "આહારક્રમ"માં અંકુશ છે. સ્થૂલશરીરવાળા મનુષ્યો આ"અંકુશ" તળે રહે, તો જ માણસાઇની કક્ષામાં રહી શકે છે. આહાર ક્રમમાં બહેકી ગયેલા અંકુશ રહિત મનુષ્યોની અંકુશમાં સ્થાપના થવાને અર્થે જ "પશુયોનિ" છે. ત્યાં લોઢાની સાંકળે બંધાઇને આહાર સેવનમાં યોજાઇ જાય છે. તે પણ કુદરતી કાયદો જ છે.

(૧૯) "સૂક્ષ્મશરીર"ને સુવ્યવસ્થિત રાખવાને વાસ્તે જ ધર્મવ્યવસ્થા–વૈદિક કર્મની યોજના છે. સ્થૂલશરીરથી સૂક્ષ્મશરીને પૃથક્ પાડવાનું કાર્ય મનુષ્યના હાથમાં છે. પણ સૂક્ષ્મશરીરથી સ્થૂલશરીરને પૃથક્ પાડવાનું કાર્ય મનુષ્યના હાથમાં સામાન્ય રીતે તો નથી જ, પણ સ્થૂલશરીરને બહેકવા ન દે, તેવા વિધાન કરેલા ક્રમોથી, સુવ્યવસ્થિતપણે જીંદગી પસાર કરનારને, સ્થૂલશરીરથી સૂક્ષ્મશરીરને પૃથક્ પાડવાનું કાર્ય સુગમતાથી ધારેલા વખતે જ બર આવી શકે છે. એવા ક્રમને જ મનુષ્યકોટીમાં સર્વોત્કૃષ્ટ રૂપાન્તર–મૃત્યુ ગણાય છે. અન્યપ્રકારે સ્થૂલથી સૂક્ષ્મ રીતે, સૂક્ષ્મશરીર નવદ્વારે જાય, તે ઉત્તરોત્તર "અધમકક્ષા"ના ક્રમ ગણાયા છે. " અમધકક્ષા "ના ક્રમથી, સૂક્ષ્મશરીર, સ્થૂલશરીરને ન તજે, તેટલા વાસ્તે બેઉ શરીરને"ધર્મભાવના યુકત"આચાર વિચાર તથા આહાર વિહારને સેવન કરવા લાયક યોનિ મનુષ્યની જ છે. મનુષ્યયોનિ હોવા છતાં આ મુદ્દો જે મનુષ્ય ન સમજે, તે મનુષ્ય છતાં પશુ જ છે. "પશુજીવન" ગાળનારા પશુ ધર્મના અવલંબી પામર

કોટીના અસાવધાન જીવ છે. એવા અસાવધાન જીવો જ પ્રકૃતિના ગુલામ બનીને જેમ નચાવે, તેમ નાચીકુદીને આયુષ્યનો અંત લાવે છે.

(૨૦) જ્યાં બુદ્ધિ બળ જણાય છે ત્યાં હૃદયબળ નબળું હોઇને "ધર્મભાવના" તદન શિથિલ જણાય છે. સાક્ષરોના સૂક્ષ્મદેહ અપવિત્ર ધોરણ રહિત સ્વચ્છંદી જ અનુભવાય છે તથા "અનાચારમાં" ખરડાતા જ જાય છે. વિદ્યાનું ફળ સૂક્ષ્મશરીરની પવિત્રતાને સિદ્ધ કરવાને અર્થે વિનય, શાંતિ, તથા ગંભીરતાને બદલે પ્રાથમિક શાળામાંથી તે ઠેઠ છેવટની પદવી સંપાદન કરનાર વિદ્યાર્થીઓનું વર્તન બારીકાઇથી જોઇશું તો ઘણે અંશે વિપરીત જ નિવડેલ હોય છે. જેમ જેમ કેળવણી લેતા જાય છે, તેમ તેમ મગજમાં પવન જ વધતો જાય છે. જરૂરીઆતોની બાબતમાં પળે પળે બહેકતા જ જાય છે પરિણામે બેઉ શરીરોની અપવિત્રતા જ સિદ્ધ કરવામાં ચાલુ કેળવણી કામ સારે છે. અવનતિનો આ ક્રમ છે. અસંસ્કારી મનુષ્યોને તે ક્રમ હિતકર ભાસે છે. અનેક પ્રકારની ધમાલ કરી મૂકવામાં તે સ્વકર્તવ્ય ધારી લે છે. "પવિત્રતા" બે પ્રકારની છે. સ્થૂલશરીરની શુદ્ધિ તે બહારની શુદ્ધિ છે સૂક્ષ્મશરીરની શુદ્ધિ તે અંતર શુદ્ધિ છે. આંતર શુદ્ધિ અર્થે જ વૈદિક કર્મોનું વિધાન છે. સજાતીય વિજાતીય અને વિવેકનું સ્થાન આ જગોએ જ છે. વૈદિક કર્મોનું રહસ્ય, "વર્ણસંકરતા" સૂક્ષ્મશરીરને પ્રાપ્ત થવાનો પ્રસંગ ન આવે, એ લક્ષ્ય ઉપર છે. વર્ણસંકરતાયુકત રકતના વેગને સદરહુ રહસ્ય ન સમજાય, તેથી વિવિધ રંગે ચઢે તો તે ક્રમથી અન્યને હાનિ છે જ નહિ. રકતદોષવશાત્ તથા વીર્યદોષવશાત સૂક્ષ્મશરીરની અપવિત્રતા થાયછે તથા તે વડે બુદ્ધિને ભ્રમ થવાને

પ્રસંગ મળે છે. એવી ભ્રમણાવાળાઓના આચાર વિચાર અધમ પ્રકારના જ હોઇને તે અધમતાના જવાબદાર પણ પોતે જ નિવડે છે. સૂક્ષ્મશરીરની પવિત્રતાને જાળવવાને અર્થે જ પૂજન, અર્ચન, ભોજન, સંભોગ અને જપ આ પાંચે ક્રિયાઓ કરતી વખતે અન્ય સંસ્કારોનાં રજકણો પોતાનામાં મિશ્રિત ન થવાને કાજે જ એકાંત તથા અસ્પર્શનું,આદરણીયરૂપે અનુભવીઓએ વિધાન કરેલ છે, જેથી કરીને "અવનતિ" અટકે જ. સ્થૂલ શરીરના વિકારને બહેકવા દેવાથી જ " ઉન્નતિનો ક્રમ અટકે છે.

(૨૧) વિષયરૂપ હાડકાને મલિનરૂપી "શ્વાન" અંતઃકરણરૂપ દાઢમાં ભોગરૂપે ચાવે છે અને ચિત્તની સ્થિરતારૂપ રૂધિરના આનંદમાં મઝા માને છે. પછી અંતઃકરણરૂપ દાઢ દુષ્ટ વાસનાના સંચયરૂપ સોજાથી નિષિદ્ધ કર્મના ફળરૂપ ઘોર અજ્ઞાનની ફરવારૂપ પીડાથી પીડાય છે. છતાં વિષયની મમતા છૂટતી નથી. તેનું કારણ સ્થૂલશરીર અને સૂક્ષ્મશરીર ઉભયની અપવિત્રતા જ છે.

(૨૨) દીકરીના સૂક્ષ્મશરીર સાથે જમાઇ થનારના સૂક્ષ્મશરીરનો સંબંધ છે જ નહિ. તેમ જ એક બીજાના જવાબદાર પણ નથી જ.પરંતુ દીકરીના તથા જમાઇના માતાપિતા, એ ચારે વ્યકિતના સૂક્ષ્મશરીરની "આપ લે"ની સંમતિ જે ક્ષણથી થાય છે, તે ક્ષણથી દીકરીજમાઈના સંબંધનું સ્થૂલાકાર ઉત્પન્ન થાય છે. તે આકારને આકાશતત્વદ્વારા ઉભય વ્યકિતના સૂક્ષ્મને અસર થાય છે. આ પ્રકારે " માનસિક ક્રિયા " છ એ વ્યકિતમાં થયા પછી વૈદિક વિધિમાં,"માનસિ ક્રિયા"ને સ્થૂલાકારે યોજાય છે. તે "યોજના" પુનઃ આકાશતત્વદ્વારા દીકરીજમા-

ઇના સૂક્ષ્મશરીરને અસર કરવા માંડે છે. આ પ્રમાણે છ જણોની માનસિક ક્રિયા તથા વૈદિકવિધિ એકત્ર થઇને આકાશતત્વદ્વારા સૂક્ષ્મશરીરને જઇ ભળ્યા પછી તેવા પ્રકારનું જે બંધારણ ખડું થયું છે, તેમાં "પુનર્વિવાહ" થઇ શકતા જ નથી. થાય તો વર્ણસંકરતા જ સિદ્ધ થાય છે. સ્થૂલશરીર તથા સૂક્ષ્મશરીરની અપવિત્ર કોટીના મંદમતિવાળાઓને આ બાબતની સમજણે નહિ, ખ્યાલે નહિ આવે, તો તે સ્વાભાવિક જ છે. આટલું છતાં સ્થૂલ પ્રતિજ્ઞાનો નાશ કરવાને સૂક્ષ્મશરીરના હક્કદારને સ્વતંત્ર સત્તા છે. જમાઇ થનારે "સ્થૂલ પ્રતિજ્ઞા"ને અવલંબીને જ જ્યાં સુધી દીકરીની સંભાળ રાખે ત્યાં સુધી જ જમાઇનો સંસર્ગ દીકરીને શુભસંસ્કારયુક્ત સહાયક નિવડવા પામે છે. તેથી જમાઇની પ્રવૃત્તિ દીકરી પ્રત્યે કર્મબંધનયુક્ત આચાર વિચારવાળી છે કે શુભને રળાવનારો ક્રમ છે, તેની દેખરેખ રાખવાને દીકરીનાં માબાપ બંધાયલાં જ છે. તેમાં દીકરીના માબાપથી અજ્ઞાનવશાત્ અસાવધાનતા સેવાય તો કર્મબંધનમાં જ ખરડાતા તેમના પોતપોતાના સૂક્ષ્મશરીરના સંસ્કારોને સ્વતઃ અપવિત્ર જ કરાવી લે છે. તેના પ્રતાપે અનેક પ્રકારની રંજમાં કડવા અનુભવો ચાખવાનો દીકરીના માબાપોને વારો આવે જ છે. માટે એવા દુષ્ટવાસનાઓના પંજામાંથી મુક્ત રહેવાને ખાતર જ લક્ષ રાખીને યોગ્ય જમાઇ ખોળવાની જવાબદારી દીકરીના માતાપિતાને શિરે જ ધર્મશાસ્ત્રના ફરમાન પ્રમાણે સર્વથા રહે છે.

(૨૩) પંચમહાભૂતોઃ—આકાશ (શબ્દ), વાયુ (સ્પર્શ), તેજ (રૂપ), પાણી (રસ), પૃથ્વી (ગંધ), અનુક્રમે આ પાંચે અકેકના સ્થૂલાકાર જ છે. સર્વથી સૂક્ષ્માકાર "આકાશ" છે. તેથી કરીને સ્થૂલશરીરના સંસ્કારોને સંગ્રહ કરીને ક્રમાત્

સૂક્ષ્મશરીરને મેળવનાર "આકાશતત્વ" છે. આકાશતત્વમાં બળ સંગ્રહ કરવા લાયક જે તત્વ રહેલાં છે, તે તત્વ વ્યક્તિગત સૂક્ષ્મશરીરમાં હોતાં નથી. વાસ્તે વ્યક્તિગત સૂક્ષ્મશરીરના પણ નેતા "આકાશતત્વ" છે. આકાશતત્વના સુવ્યવસ્થાવાળા ક્રમે કરીને જ "જગત" નિયન્ત્રિત ધોરણે અસ્ખલિતપણે પસાર થાય છે.ધર્મશાસ્ત્રાજ્ઞા અર્થાત્ સ્મૃતિ તથા શ્રુતિઓ સાથે સૂક્ષ્મશરીરનો સંબંધ જોડનાર વાયુતત્ત્વ છે.અન્ય વર્ણોને ધર્મશાસ્ત્રાજ્ઞાની સાથે સંબંધ જોડનાર દ્વિજો છે.દ્વિજો"વાયુ તત્વાંશ શુદ્ધિ પ્રધાન યોનિવાળા હોવાથી "વૈદિક કર્મનું કેન્દ્રક્ષેત્ર" છે. "પ્રાણાત્મક તત્વની શુદ્ધિ" હોય તો જ દ્વિજ વૈદિક કર્માધિકારી બને છે. વૈદિક કર્માનુષ્ઠાથીન જ દ્વિજત્વ પ્રાપ્ત છે.ગુણકર્મથી દ્વિજત્વ પ્રાપ્ત થતું જ નથી. ગુણ કર્મયુક્ત શૂદ્ર પણ હોઈ શકે છે. ગુણ કર્મરહિત સજાતિ વર્ગમાં જે શૂદ્ર હોય, તેવા વર્ગ કરતાં "ગુણકર્મ યુક્ત"શૂદ્ર શ્રેષ્ઠ જ છે. પણ "ગુણ કર્મયુક્ત" શૂદ્ર જન્મ કરતાં વૈદિક સંસ્કાર પામેલાઓ, કેવળ વિજાતિ તત્વવાળા હોવાથી તેઓ"સંસર્ગ"માટે અયોગ્ય જ ઠરે છે. "જેને શીંગડાં હોય તે ગાય જાણવી," પરંતુ તે કહેવું ખોટું છે. કેમકે "શીંગડાં" જેમ ગાયને છે, તેમ અન્ય પશુને પણ હોય છે. માટે શિંગડાનો ધર્મ–ચિન્હ સાધારણ હોવાથી, ગાયને જણાવનારૂં હોઇ શકે નહિ. એટલે જેને જેને શીંગડાં હોય, તે ગાય કહેવાય નહિ જ. તેમ જ "ગુણકર્મ" સર્વ વર્ણને સાધારણ ધર્મ હોવાથી, બ્રાહ્મણનું જે અસાધારણ લક્ષણ, તેને બીજું પૃથક્ જણાવનારૂં ચિન્હ હોઇ શકે નહિ. તેટલા માટે "વિદુરાદિક"માં ગુણ કર્મ સંપત્તિ શ્રેષ્ઠ હોવા છતાં તેને બ્રાહ્મણ ગણવામાં આવ્યા નથી. માટે "બ્રાહ્મણ" ગુણકર્મથી માનવામાં આવ્યા નથી. જન્મથી માનવાનું મુખ્ય

કારણ વૈદિકધર્મ કર્માનુષ્ઠાનથી સૂક્ષ્મશરીર શુદ્ધ થયેલું હોવાથી જ "બ્રાહ્મણયોનિ" પ્રાપ્ત થાય છે. દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય, એ ત્રણે બ્રાહ્મણો ક્ષત્રિય ગુણવાળા હોવા છતાં અને યુદ્ધમાં ઉત્તમ પરાક્રમ કરનારા હોવા છતાં તેમને ક્ષત્રિય માનવામાં આવ્યા નથી. પુત્રવધના ક્રોધથી, અર્જુન પ્રતિજ્ઞાવશ થઇ અશ્વત્થામાને હણવા તૈયાર થયા ત્યારે નેતાએ કહ્યું કે, "બ્રાહ્મણ છે" માટે વધ કરવાને યોગ્ય નથી.

(૨૪) "સ્થૂલશરીર" દુર્બલ હોય, સ્થૂલશરીરથી પ્રવૃત્તિ થઈ શકતી ન હોય છતાં, "સૂક્ષ્મશરીર"વડે મલિન કાર્યો કરવામાં તે બહુ જ બળયુક્ત રહે છે. "સૂક્ષ્મશરીર" મલિન સંસ્કારવશાત્ અસત્ વ્યાપારમાં તીવ્ર વેગવાળું હોય, છતાં તેવી "વેગવાળી કક્ષા"ને વશ થવાથી સ્થૂલશરીરની નિર્માલ્યતાને લીધે અશકત પણ હોઇ શકે છે. "સ્થૂલશરીર" બળવાન્ હોય છતાં સૂક્ષ્મશરીર દુર્બલતાવાળું પણ રહે છે. તેવા મનુષ્યો જ તમોગુણ પ્રધાનતત્વવાળા હોઇને ક્રોધી નિવડે છે. સ્થૂળશરીર તથા સૂક્ષ્મશરીર ઉભય શુભ સંસ્કારયુકત હોય છે તો ક્ષમાયુકત સ્થિર તથા આત્મનિષ્ઠાયુકત ગંભીર તત્વયુકત રહે છે. એવા પ્રકારની જે કક્ષા છે, તેમાં સ્થિર પામેલી વ્યકિતથી જ ધર્મશાસ્ત્રોનાં રહસ્યોને મૂળ નાયકના મુદ્દા પ્રમાણે સમજવાને શકિતવાન્ થવાય છે. સ્થૂલશરીરનુ વર્ણસંકરત્વ અને સૂક્ષ્મશરીરના પણ વર્ણસંકરત્વને અંગે ગમે તેવા સુંદર જણાતા વિચારો પણ વસ્તુતઃ હિતકર થઇને શુભ સંસ્કારને રળનારા કે પોષનારા થઈ શકતા જ નથી. આસુરી સંપત્તિની "પોષક કક્ષા જ" સ્થૂળશરીરના બહેકવાપણાનું સ્વરૂપ છે. "સ્થૂળશરીરના વેગો" જ્યારે સૂક્ષ્મશરીરના કાબૂમાં રહેવા ન પામે ત્યારે જ આસુરી સંપત્તિઓનું સામ્રાજ્ય જામવા પામે

છે. "પતન ક્રમ" આનું જ નામ છે. અવનતિ–અધોગતિ–પશુ જીવન–પામર વર્ગનું સ્વરૂપ આ છે. દૈવી સંપત્તિની પોષક કક્ષા, તે જ સૂક્ષ્મશરીરની પવિત્રતાનું સ્વરૂપ છે. એવા પવિત્ર સ્વરૂપના સંસ્કારયુકત બળવડે જ ધર્મના પરિપાલનની વૃત્તિ ઉદ્ભવે છેતથા આચાર વિચાર આહાર તથા વિહાર સર્વેમાં સુદૃઢપણે સુવ્યવસ્થા યુકત રહેવાને અનેક પ્રકારે સુયોગ મળી રહે છે. એવા મનુષ્યોથી જ ધર્મનાં રહસ્યો જલદી સમજવામાં વિક્ષેપ થતો નથી. તે નિઃશંકત્વરૂપે બને છે.તે સ્થિર વ્યવસ્થાયુકત જીવન ગાળે છે. ઉન્નતિક્રમ આનું નામ છે. વિકાસ–વૃદ્ધિ અર્થાત્ શ્રેષ્ઠ માર્ગનું સ્વરૂપ આ છે.

(૨૫) "સ્થૂલશરીરની પ્રકૃતિ" વિકારોને પામતાં રોગ-ગ્રસ્ત બને છે અને "સૂક્ષ્મશરીરની પ્રકૃતિ" વિકારને પામતાં અપવિત્ર બને છે. ઉભય શરીરના વિકારવડે "કારણ શરીર" દુર્વાસના યુક્ત જ બને છે, જેથી પુનર્જન્મ વણસી જવા પામે છે. પુનર્જન્મ વણસી જવા પામે નહિ અને સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ શરીરો પવિત્ર જ રહેવા પામે, જીવભાવના શિથિલ થવા પામે, એ દૃષ્ટિબિંદુવડે વૈદિકકર્મોની રચના છે. તે "રચના" મુજબ જે મનુષ્ય પોતાની જીંદગીને રચતો જાય, તે જ મનુષ્ય "વૈદિક સંસ્કારનાં રહસ્યો" સમજવાને લાયક નિવડે છે. મનુષ્યજન્મ આ જગોએ જ સાર્થક નિવડે છે. એવા પ્રકારની સાર્થકતા જે માર્ગમાં સુવ્યવસ્થિતપણે નિર્માણ છે, તેનું જ નામ "સનાતન ધર્મ" છે. વૈદિક સંસ્કાર રહિત સૂક્ષ્મશરીર કોઈ કાળે પણ પવિત્ર ઠરતું જ નથી.

કૂટસ્થ શ્રી.
(અંકલેશ્વર)

---

આ પ્રમાણે હોવાથી આર્યમહિલાઓને લગ્નમાં વરવધૂ વચ્ચે વૈદિક કેવા પ્રકારની પ્રતિજ્ઞાઓ લેવાય છે, તે સંબંધી થોડુંક દિક્ દર્શન કરાવશું જેથી તેમના સંસ્કાર સારા પડવાથી ભવિષ્યની જીંદગી સારા લક્ષણવાળી થાય.

---

## "लग्ननुं वेदोक्त बंधारण."

પાણિ ગ્રહણ થતા પહેલાં પ્રથમ વાક્દાન કરવામાં આવે છે. કન્યાનો પિતા તથા વરના પિતાની વચ્ચે જે પ્રતિજ્ઞાઓ થાય છે, તે પ્રથમ જણાવીશું.

### (१) વાક્દાન.

કન્યાપિતા:—

> अव्यंगे पतिते क्लीबे दशदोषविवर्जिते ।
> मम कन्यां प्रदास्यामि देवाग्निगुरुसंनिधौ ॥

અર્થ:—શરીરને વિશે કોઈ પણ પ્રકારની ખોડખાંપણ વિનાની, પાપના દોષથી રહિત તથા વંધ્યત્વના દોષથી રહિત આ મારી કન્યા, દેવ, અગ્નિ તથા ગુરૂને સમક્ષ રાખી આપના પુત્રને આપીશ.

વરપિતા:—

> वाचा दत्ता त्वया कन्या पुत्रार्थे स्वीकृता मया ।
> वराव[illegible]धौ निश्चित त्वं सुखी भव ॥

અર્થ:—વરનો પિતા કન્યાના પિતાને કહે છે કે, તમે વાણીથી આપની કન્યાને આપવા તૈયાર થયા છો, તે કન્યા હું

મારા પુત્રને અર્થે કબૂલ કરૂં છું. તમે મારા પુત્રની અર્થાત્ વરની બારીકીથી તપાસ કરો તથા તે રીતે કરી આપ પછી નિશ્ચિંત થાઓ.

કન્યા પિતાઃ—

वाचा दत्ता मया कन्या पुत्रार्थे स्वीकृता त्वया ।
कन्यावलोकनविधौ निश्चित त्वं सुखी भव ॥

અર્થઃ–વાણીવડે આ મારી કન્યા આપના પુત્રને હું આપી ચૂકયો છું. તમોએ તમારા પુત્રને અર્થે આ કન્યાનો સ્વીકાર કર્યો છે. આપને કન્યાના સંબંધમાં તેના લક્ષણ સંબંધી જે કાંઇ નિરીક્ષણ કરવું હોય, તે કરી લઇ આપ નિશ્ચિંતપણાથી સુખી રહો.

વર પિતાઃ—

मया कन्यावलोकिता दशदोषविवर्जिता ।
तदाहं वरयिष्यामि देवाग्नि गुरुसंनिधौ ॥

અર્થઃ– મેં કન્યાનું સારી રીતે અવલોકન કર્યું, આપની કન્યા દશ પ્રકારના દોષથી રહિત છે. દેવ, અગ્નિ તથા ગુરૂને સંનિધિમાં રાખી, હું આપની કન્યા મારા પુત્રની સાથે વરાવીશ.

આ રીતે વાક્ દાન થવા પછી તથા પાણિગ્રહણ થવા પહેલાં વરનામાં પાંચ પ્રકારના દોષ જણાય તો કન્યાના પિતાએ બીજા વરની સાથે લગ્ન કરવાં. આ જ હેતુને લઈ પારાશર સ્મૃતિમાં કહ્યું છે કે,

नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पंच स्वापत्सु नारीणां पतिरन्यो विधियते ॥

અર્થઃ—વર જો ખોવાઇ ગયો હોય, મરણ પામ્યો હોય, સાધુ થઇ ગયો હોય, કોઇ રોગથી નપુંસકતા આવી ગઈ હોય અથવા કોઈ કારણથી અત્યંત પાપી બની ગયો હોય તો આ પાંચ આપત્તિમાં વાગ્દાન થઈ ગયું હોય, છતાં કન્યાએ તે પતિનો ત્યાગ કરવો. પણ પાણિગ્રહણ થઈ ગયા પછી નહિ.

## (૨) અતિથિપૂજન.

ત્યાર બાદ વિષ્ટરરૂપી બે દર્ભના કટકા લઈ કન્યાનો પિતા વરરાજાનું પૂજન કરવા જાય છે. પ્રથમ તે બે વિષ્ટરના કટકા વરરાજાના હાથમાં આપે છે. વરરાજા તે બેઉને ગ્રહણ કરી તેમાંનો એક કટકો નીચેનો મંત્ર બોલી પોતાના આસન તળે મૂકે છેઃ—

વરઃ—

> या ओषधीः सोमराज्ञीः बह्वी शतविचक्षणाः ।
> तासामस्मिन्नासनेऽच्छिद्राः शर्म यच्छत ॥

અર્થ:—આ ઓષધિઓનો પતિ ચંદ્રમા છે. તેઓ અનેક પ્રકારની છે. તેઓ પ્રજાને જીવાડવામાં નિપુણ છે. તેઓ હમેશ પૃથ્વીપર થનારી છે. આ ઓષધિનાપર બેઠેલા મને તે ઓષધિઓ સુખ આપો.

ત્યાર બાદ બીજો વિષ્ટર લઇ વરનીચે પ્રમાણે બોલે છેઃ-

વરઃ—

> या ओषधीः सोमराज्ञीः विष्ठिताः पृथिवीमनु ।
> ता मह्यमस्मि न्पादयोरच्छिद्राः शर्म यच्छत ॥

અર્થ:—આ ઓષધિનો ચંદ્ર રાજા છે. તેઓ અનેક પ્રકારવાળી છે. પૃથ્વીપર તેઓ ઉગવાવાળી છે. આ ઓષધિ

કે જે મારા પગતળે હું મૂકું છું, તે મને નિરંતર સુખ આપો.

આ થઈ રહ્યા પછી વરરાજાને પગ ધોવા માટે જળ આપે છે. આ પાદ્યપાત્ર કન્યાનો પિતા વરરાજાના હાથમાં આપે છે. વરરાજા તે પાદ્યપાત્રને પોતાના હાથમાં લે છે. તેને ઉઘાડે છે તથા તેમાં પોતાનું પ્રતિબિંબ જૂવે છે.

આ પ્રતિબિંબ જોતી વખતે તે નીચેનો મંત્ર ભણે છેઃ–

વરઃ—

**यतो देवी प्रतिपश्याम्यापस्ततो मा राष्ट्रिरागच्छतु ॥**

અર્થઃ–આ વૃષ્ટિરૂપી જળની ઉત્પત્તિ સૂર્ય ભગવાનમાંથી છે. તે દાનાદિક ગુણવાળી છે. હું, હે સૂર્યભગવાન્! આપને સારી રીતે જોઉં છું. આ આદિત્યમાંથી મને સમૃદ્ધિ પ્રાપ્તિ થાઓ.

આ જળ ત્યારબાદ વર પોતાના ડાબા પગપર રેડે છે તથા તે વખતે નીચે પ્રમાણે કહે છેઃ—

વરઃ—

**सव्यं पादमवनेनिजेऽस्मिन्राष्ट्रे श्रियं दधे ॥**

અર્થઃ–હું આ ડાબા પગને આ પાદ્યપાત્રના જળથી ધોઉં છું. આ ધોવાવડે હું લક્ષ્મીને ધારણ કરવાવાળો થાઉં છું.

આ થયા પછી જમણા પગપર પાદ્યપાત્રનું જળ વરરાજા રેડે છે તથા નીચેનો મંત્ર બોલે છેઃ—

વરઃ—

**दक्षिणपादमवनेनिजेऽस्मिन्राष्ट्रे श्रियमावेशयामि ॥**

અર્થઃ–હું પાદ્યપાત્રના જળથી મારો જમણો પગ ધોઉં છું. આ ધોવાથી મારે વિશે લક્ષ્મીનો નિવાસ થાઓ.

ત્યાર બાદ નીચેનો મંત્ર ભણી બેઉ પગપર વર પાણી રેડે છે. જેમકેઃ—

વરઃ—

पूर्वमन्यमपरमन्यमुभौ पादाववनेनिजे राष्ट्रस्यर्ध्या अभयस्यावरुध्यै ॥

અર્થઃ-ડાબો તથા જમણો પગ ધોયા પછી હું મારા બેઉ પગપર સામટું જળ રેડું છું. આ જળવડે પાદ ધોવાથી હું ભય રહિત થાઉં તથા મારી સમૃદ્ધિમાં વધારો કરો.

પાદ્યપાત્ર આપી રહ્યા પછી કન્યાનો પિતા વરરાજાને અર્ધ્યનું પાત્ર વરના હાથમાં આપે છે. આ અર્ધ્યપાત્ર વર પોતાના ડાબા હાથમાં લે છે તથા અર્ધ્યનું જળ પોતાના જમણા હાથમાં લે છે. તે સમયે તે નીચેનો મંત્ર ભણે છે. જેમકે;—

વરઃ—

अन्नस्य राष्ट्रिरसि राष्ट्रिस्ते भूयासम् ।

અર્થઃ-હે અર્ઘરૂપી જળ! તું અન્નના પ્રકાશકરૂપે છે. હું પણ તારી કૃપાવડે પ્રકાશમાન થાઉં.

આ થઇ રહ્યા પછી આચમનીયપાત્ર કન્યાનો પિતા વરના હાથમાં આપે છે, જે વખતે વર નીચે પ્રમાણે કહે છે—

વરઃ—

यशोऽसि यशो मयि धेहि

અર્થઃ-હે આચમનીય જળ! તમે યશરૂપે છો. આપના સંબંધથી હું પણ કીર્તિમાન્ થઇશ.

આચમનીય પાત્ર આપ્યા પછી દહી તથા મધ વગેરે કાંસાના વાસણમાં એકત્ર કરી તેનાપર બીજું એક કાંસાનું વાસણ ઢાંકી

વરના હાથમાં મધુપર્કરૂપે આપે છે. વર તે પોતાના હાથમાં લે છે અને તે ઉઘાડે છે. આ ઉઘાડી તેમાંથી તે ભક્ષણ કરે છે તથા તે વખતે વર નીચેનો મંત્ર બોલે છેઃ—

વરઃ—

यशसो भक्षोऽसि महसो भक्षोऽसि श्रीभक्षोऽसि श्रियं मयि धेहि ॥

અર્થઃ—હે મધુપર્ક ! તું યશ, તેજ તથા લક્ષ્મીનો વધારનાર છે. આ મધુપર્કનું પ્રાશન કરવાવડે મારે વિશે યશ, તેજ તથા લક્ષ્મીની વૃદ્ધિ કરો.

## ગાયની પ્રાર્થના.

ત્યાર પછી ત્યાં બેસાડેલી ગાયને જોઇ વર નીચે પ્રમાણે કહે છે;—

વરઃ—

मुंच गां वरुणपाशा द्विषंतं मेऽभिधेहि ।
तं जह्यमुष्य चोभयोरुत्सृज गामत्तु तृणानि पिबतूदकं ॥

અર્થઃ—વરૂણના પાશથી જે ગાયને બાંધવામાં આવી છે, તેને છોડી મૂકો. ત્યાં જઇ તેને છોડી મૂકો. તે તૃણ તથા જળ યથેચ્છ ભક્ષણ કરો. મારા શત્રુનો પરાભવ થાઓ તથા તેનો નાશ કરો. આ જ વખતે ગાયની નીચે પ્રમાણે વર પ્રાર્થના કરે છે;—

વરઃ—

माता रुद्राणां दुहिता वसूनां स्वसादित्यानाममृतस्य नाभिः ।
प्रनुवोचं चिकितुषे जनाय मागामनागामदितिं वधिष्टः ॥

અર્થઃ—હે ગાય ! તું રૂદ્રોની માતારૂપ છે, વસુઓની

દુહિતારૂપ છે, આદિત્યોની સ્વસારૂપ છે, દૂધ તથા ઘી આદિ અમૃતના કારણરૂપે તું છે.આ ગાય અપરાધથી રહિત તથા દીનભાવવાળી છે. હે યજમાનના ચાકરો! હું તમને પ્રકટરીતે કહું છું કે, જ્ઞાનસંપન્ન યજમાનને અર્થે તમો તેનો વધ નહિ કરો.

આ પ્રમાણે અતિથિનું પૂજન થયા પછી કન્યાદાન દીધા પછી કન્યાનો પિતા વરને નીચે પ્રમાણે કહે છે;-

કન્યા પિતાઃ—

**धर्मे चार्थे च कामे च नातिचरितव्या ॥**

અર્થઃ-ધર્મ, અર્થ તથા કામને વિશે તમારે આ કન્યાનું ઉલ્લંઘન કરવું નહિ.

વરઃ—

**अहं नातिचरिष्यामि ।**

હું જરાપણ ધર્માદિ કાર્યોમાં આનું ઉત્ક્રમણ નહી કરીશ-આ જ વખતે વર નીચે પ્રમાણે કહે છે;-

**क इदं कस्मा अदात् कामः कामायादात् कामो दाता कामः प्रतिग्रहीता कामसमुद्रमाविशात् कामेन त्वा प्रतिगृह्णामि काम मैतत्ते ॥**

અર્થઃ-આ દાન કર્મ શું છે તથા તે દાન કોને કર્યું છે. આના સંબંધમાં કામરૂપી દાતાએ કામરૂપી વરને આ દાન કર્યું છે. આથી દાતા કામરૂપે છે તથા હું પ્રતિગ્રહણ કરનાર પણ કામરૂપે છું. કામરૂપી સમુદ્રને વિશે તેણે પ્રવેશ કર્યો. કામવડે હું કન્યાદાન ગ્રહણ કરૂં છું. આ કન્યાદાનરૂપી આપનું કર્મ પણ કામનારૂપે છે.

ત્યારબાદ વરરાજાએ કન્યાને ફાટેલું નહી એવું વસ્ત્ર પહેરાવવું તથા તે વખતે વરે નીચે પ્રમાણે મંત્ર બોલવો:-

વરઃ—

या अकृंतनवयन्या अतन्वत याश्च देव्यो अंता नभितो ततंथ।
तास्त्वा देव्यो जरसा संव्ययं त्वायुष्मतीदं परिधत्स्व वासः॥

અર્થઃ–જે સ્રીઓ તંતુનો વિસ્તાર કરી વસ્રોને ધારણ કરે છે, તે સ્રીઓ દાનાદિ ગુણુવાળી છે. તેઓ શરીરના બેઉ ભાગપર પટને ધારણુ કરતી હતી. હે કન્યા ! જરાવસ્થા થતાં સૂધી તું પણુ તેઓની માફક આ વસ્રને ધારણુ કર.

ત્યારબાદ બીજું વસ્ર ઓરાડવું તથા વરે નીચે પ્રમાણે મંત્ર બોલવો:–

વરઃ—

परिधत्त धत्त वाससैनां शतायुषीं कृणुत दीर्घमायुः।
शतं च जीव शरदः सुवर्चा वसूनि चार्ये विभजासि
जीवन्॥

અર્થઃ–તું આ વસ્રને ધારણુ કર. આ વસ્રવડે તું સો વર્ષના દીર્ઘ આયુષ્યવાળી થા અર્થાત્ સો શરદ્ઋતુ સૂધી તું જીવ. તું સારી કાંતિવાળી થા. હે આર્યે ! તું લાંબા વખત સૂધી જીવતી છતાં પૈસાટકાને ધારણુ કરવાવાળી થા.

આ પછી વર નીચે પ્રમાણે મંત્ર બોલી અગ્નિ પાસેથી કન્યાનું ગ્રહણુ કરવા તેની પ્રાર્થના કરે છે.

વરઃ—

सोमोऽददद् गंधर्वाय गंधर्वोऽदददग्नये रयिं च पुत्रांश्चादा-
दग्नि र्मह्यमथो इमां॥

અર્થઃ–પ્રથમનાં બે વર્ષ સૂધી સોમ આ કન્યાના પતિરૂપે હતો. આ સોમે ગંધર્વદેવને આ કન્યા આપી, જેથી

બે વર્ષ સૂધી ગંધર્વ તેના પતિરૂપે રહ્યો. ત્યારબાદ ગંધર્વે અગ્નિને આપી, જેથી અગ્નિ તેનાં બે વર્ષ સૂધી પતિરૂપે રહ્યો. આ રીતે છ વર્ષ પૂરાં થયા પછી કન્યાને સાતમે વર્ષે આ કન્યા અગ્નિ મને આપે છે, જેથી મને લક્ષ્મી તથા પુત્રો પ્રાપ્ત કરો.

આ જ વખતે કન્યા પોતે પ્રતિજ્ઞા લે છે કે;-

કન્યાઃ—

**प्र मे पतिया नः पंथाः कल्पंताम् शिवा अरिष्टा पतिलोकं गमेयम् ॥**

અર્થઃ-જે માર્ગ મારા પતિનો છે તે જ માર્ગ મારો થાઓ. વળી હું કલ્યાણદાયક તથા સુખદાયક પતિના સ્થાન પ્રતિ જાઉં.

## અગ્નિની પ્રાર્થના.

વર નીચેની પ્રતિજ્ઞા લઇ અગ્નિને સંતુષ્ટ કરવા છ આહુતિ આપે છે:-

વરઃ—

**अग्निरेतु प्रथमो देवताभ्यः सोस्यै प्रजां मुंचतु मृत्युपाशात् । तदयं राजा वरुणोऽनुमन्यतां यथेयं स्त्रीपौत्रमघं नरोदात्स्वाहा ॥**

અર્થઃ-અગ્નિ સર્વ દેવોમાં પ્રથમ દેવ છે. આ અગ્નિ દેવ જે કાંઇ પ્રજા થાય તેને મૃત્યુના બંધનથી મુકત કરો. વળી વરૂણદેવ પણ આ સ્રીના જે પુત્ર તથા પૌત્રો થાય, તે પણ પાપથી રહિત થાય, એમ કરો. આમ કહી અગ્નિમાં આહુતિ આપે છે.(૧)

વરઃ—

इमामग्निस्त्रायतां गार्हपत्यः प्रजामस्यै जरदष्टिं करोतु ।
अशून्योपस्था जीवतामस्तु मातापौत्रमानंदमभिविबुध्यता-
मियꣳ स्वाहा ॥

અર્થઃ—ગાર્હપત્ય નામના અગ્નિદેવ આ કન્યાનું રક્ષણ કરો.તે અગ્નિ આ કન્યાની સંતતિને દીર્ઘ આયુષવાળી કરો. ભર્તાની સાથે સર્વદા સંબંધવાળી રહે એમ કરો. આનાં બાળકો અકાળે મૃત્યુ ન પામે એમ, હે અગ્નિદેવ ! તેમ કરો. પુત્રપૌત્રાદિથી થતા આનંદનો આ કન્યા અનુભવ કરે, તેમ કરો.(૨)

વરઃ—

द्यौस्ते पृष्ठꣳ रक्षतु वायुरुरू अश्विनौ च । स्तनंधयस्ते पुत्रꣳ
सविता भिरक्षत्वा वाससः परिधानात् बृहस्पतिः विश्वेदेवाः
अभिरक्षन्तु पश्चात् स्वाहा॥

અર્થઃ—સ્વર્ગ તારા પૃષ્ઠ ભાગનું રક્ષણ કરો, વાયુદેવ તથા અશ્વિનીકુમારો તારા ઉરૂ ભાગનું રક્ષણ કરો, દૂધના આહારવાળા તારા ભાવી પુત્રોનું સવિતાદેવ રક્ષણ કરો. જ્યાં સૂધી વસ્ત્ર ધારણ કરવાની મર્યાદાવાળી તું છે(ત્યાં સૂધી અગ્નિદેવ આ પ્રમાણે તારૂં રક્ષણ કરો.) આ પછીના સમય પછી અર્થાત્ અલિંગ સંન્યાસ લેવા પછી બૃહસ્પતિ તથા વિશ્વેદેવો તારૂં રક્ષણ કરો. (૩)

વરઃ—

माते गृहेषु निशि घोष उत्था दन्यत्र त्वद्रुदत्यः संविशन्तु
मात्वꣳ रुदत्युर आवधिष्ठा जीवपत्नी पतिलोके विराजपश्यन्ती
प्रजाꣳ सुमनस्यमानाꣳ स्वाहा ॥

અર્થ:—હે કન્યા ! તારા નિવાસસ્થાનમાં રાત્રિદિવસ આક્રંદરૂપી શબ્દ મા થાઓ. તારા શત્રુના ગૃહમાં આક્રંદરૂપી શબ્દોનો પ્રવેશ થાઓ. જો તને દુઃખની પ્રાપ્તિ થાય, છતાં તે દુઃખને તું હૃદયમાં ધારણ કરતી નહિ. જીવનમુકત પતિ સહિત તું પતિના ઘરમાં લાંબો સમય શોભાવાવાળી થા. તું અનેક પ્રકારના ભોગને પ્રાપ્ત કર. તેમ જ પ્રસન્ન ચિત્તવાળી પ્રજાને જોવાવાળી તું થા. (૪)

વર:—

अप्रजस्यं पौत्रमर्त्यं पाप्मान मुत वा अघं ।
शीर्ष्णः स्रजमिवोन्मुंच द्विषद्भयः प्रतिमुंचामि पाशं स्वाहा॥

અર્થ:–હે કન્યા ! વંધ્યત્વ દોષથી તું રહિત થા. મૃત્યુ ધર્મવાળા તેમ જ પાપવાળા પૌત્રો તને મા થાઓ. જેમ કરમાયલી માળા ગળામાંથી કાઢી નાંખવામાં આવે છે તેમ પાપ તથા ઉપર કહેલા સઘળા દોષો તારામાંથી નીકળી જઇ શત્રુના ગળામાં દાખલ થાઓ. (૫)

વર:—

परैतु मृत्यरमृतं आगाद्वैवस्वतो नो अभयं कृणोतु। परं
मृत्यो अनुपरेहि पंथां यत्र नो अन्य इतरो देवयानात्।
चक्षुष्मते श्रुण्वते ते ब्रवीमिमानः प्रजां रीरिषोमोत वीरा
न्स्वाहा॥

અર્થ:–મૃત્યુદેવ તારી પરાંગમુખ થાઓ. તેમ જ તે તને મોક્ષની પ્રાપ્તિ કરો. યમરાજ આપણુ બેઉને ભયથી રહિત કરો. હે યમરાજ ! તમે મારા માર્ગથી પર જાઓ અર્થાત્ મારાથી આપ પરાંગમુખ થાઓ. દેવયાન માર્ગથી ભિન્ન માર્ગ મને મા થાઓ. આ સર્વ જોનાર તથા સાંભળનારના સમક્ષ

હું, હે યમરાજ! આપની પ્રાર્થના કરી કહું છું કે, મારી પુત્રપૌત્રાદિ પ્રજાના આપ ઘાતક મા નીવડો. વળી મારા વંશમાં થનારા શૂરવીરોની પણ હિંસા મા કરો. (૬)

## અશ્મારોહણ.

વરઃ—

इममश्मान मारोहाश्मेव त्वं स्थिरा भव। द्विषन्तमपबाधस्व मा च त्वं द्विषतामध: ॥

અર્થઃ—હે કન્યા! આ પથરપર તું ચઢ તથા આ પથર જેમ સ્થિર છે તેમ તું પણ સ્થિર થા. મારા દ્વેષ કરનારના પર તું દ્વેષ કર તથા મારા તરફ તું દ્વેષથી રહિત થઈ રહે.

## લાજા હોમ.

વરઃ—

इयं नार्युपब्रूते ऽग्नौ लाजानावपन्ति दीर्घायुरस्तु मे पतिः शतं वर्षाणि जीवत्वे धंतां ज्ञातयो मम स्वाहा ॥

અર્થઃ—આ કન્યા અગ્નિમાં ભાતની ધાણી હોમતી વખતે નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લે છે કે, મારો પતિ લાંબા સમય સૂધી જીવો. તે સો વર્ષ સૂધી જીવો. વળી મારાં સગાંઓ પણ સો વર્ષ જીવવાવાળાં થાઓ.

વરઃ—

अर्यमणं नु देवं कन्या अग्निमयक्षत स इमां देवो अर्यमा प्रेतो मुंचातु मामुत स्वाहा ॥

અર્થઃ—આ કન્યા અર્યમારૂપ અગ્નિનું યજન કરે છે, એમ માનીને કે અર્યમાદેવ મને પિતાના કુળમાંથી મુક્ત કરી પતિના કુળમાં હવે મને સ્થાપો.

વરઃ—

पूषणं नु देवं कन्या अग्निमयक्षत स इमां देवः पूषा प्रेतो मुंचातु मामुत स्वाहा॥

અર્થઃ—પૂષન્ દેવતારૂપ અગ્નિનું આ કન્યા પૂજન કરે છે, એમ માનીને કે, પૂષન્ દેવતા મને પિતાના કુળમાંથી મુક્ત કરી પતિના કુળ વિશે સ્થાપો.

વળી અગ્નિની પ્રદક્ષિણા ફરતી વખતે વર કન્યાને નીચે પ્રમાણે કહે છે;—

વરઃ—

कन्यला पितृभ्यः पतिलोकं यतीयमपदीक्षा मयष्ट कन्या उतत्वया वयं धारा उदन्या इवातिगाहे महिद्विषः ॥

અર્થઃ—આ કન્યા પિતાને ત્યાંથી નીકળી હવે પતિના સ્થાનપ્રતિ જાય છે. તે પિતૃગૃહના ત્યાગને લીધે વૈવાહિક વ્રતનું આચરણ કરે છે. હે કન્યે! તારા સમાગમમાં આવેલા અમો, જળની ધારા જેમ સર્વ વસ્તુનો પરાભવ કરે છે, તેમ શત્રુનો પરાભવ કરીએ.

આ થઇ રહ્યા પછી સાત પગલાં કન્યાને ચલાવે છે, જેને સપ્ત પર્વતોનું ઉલ્લંઘન કરવાનું કહે છે. આ વખતે વર તથા વધૂ નીચે પ્રમાણે બેઉ જણા પ્રતિજ્ઞા લે છે;—

## સપ્તપદી.

વરઃ—

एक मिषे विष्णु स्त्वा नयतु ॥

અર્થઃ—આ પ્રથમ પદનું આક્રમણ કરવાવડે વિષ્ણુભગવાન્ તને અન્ન આપો.

કન્યાઃ—

सुखदुःखानि सर्वाणि त्वया सह विभज्यते
यत्र त्वं तदहं तत्र प्रथमेऽहं ब्रवीमि त्वां ॥

અર્થઃ-સઘળાં સુખ તથા દુઃખો હું આપની સાથે ભોગવીશ. જ્યાં તમે જશો ત્યાં હું પણ આવીશ. આ પ્રમાણે હું પ્રથમ પર્વતનું ઉત્ક્રમણ કરવાવડે તમારી પાસે પ્રતિજ્ઞા લઉં છું.

વરઃ—

द्वे ऊर्जे विष्णु स्त्वा नयतु ॥

અર્થઃ-બીજા પર્વતના ઉત્ક્રમણવડે વિષ્ણુ તારામાં બળ આપો.

કન્યાઃ—

कुटुंबं रक्षयिष्यामि आवृद्धबालकादिकम् ।
अस्ति नास्ति च संतुष्टा द्वितीयेऽहं ब्रवीमि त्वां ॥

અર્થઃ-હું વૃદ્ધ માણસથી લઇ બાળક પર્યંત સર્વ કુટું-બનું રક્ષણ કરીશ. મને કોઇ વસ્તુ હશે અથવા નહિ હશે, તો પણ હું સર્વદા સંતુષ્ટ રહીશ. આ રીતે બીજા અચળના ઉત્ક્રમણથી હું તમારી પાસે પ્રતિજ્ઞા લઉં છું.

વરઃ—

त्रीणि व्रताय विष्णुस्त्वा नयतु ॥

અર્થઃ-ત્રીજા અચળના અતિક્રમણથી વિષ્ણુભગવાન્ તારે વિશે યજ્ઞ કર્મની પ્રાપ્તિ કરો.

કન્યાઃ—

भर्तुभक्तिरता नित्यं सदैव प्रियभाषिणी ।
भविष्यामि पदे चैव तृतीयेऽहं ब्रवीमि त्वां ॥

અર્થઃ—હું મારા પતિને વિશે સર્વદા ભક્તિ રાખીશ. તેમની સાથે સર્વદા મધુર બોલીશ. આ રીતની ત્રીજા ડગલાથી હું મારા ધણી પાસે પ્રતિજ્ઞા લઉં છું.

વરઃ—

चत्वारि मायोभवाय विष्णुस्त्वा नयतु ॥

અર્થઃ—ચોથા પગલાવડે વિષ્ણુભગવાન્ તારે વિશે સુખની પ્રાપ્તિ કરો.

કન્યાઃ—

आर्ते आर्ता भविष्यामि सुखदुःखविभागिनी ।
तवाज्ञां पालयिष्यामि चतुर्थेऽहं ब्रवीमि त्वां ॥

અર્થઃ—આપના સુખદુઃખમાં હું ભાગ લઇશ. આપને દુઃખી જોઇ હું દુઃખી થઇશ. આપની દરેક આજ્ઞા હું પાળીશ. આ રીતે ચોથા પગલાથી હું આપની આગળ પ્રતિજ્ઞા લઉં છું.

વરઃ—

पंच पशुभ्यो विष्णु स्त्वा नयतु ॥

અર્થઃ—પાંચમા પગલાવડે વિષ્ણુભગવાન્ તને પશુ આદિની વૃદ્ધિ કરો.

કન્યાઃ—

ऋतुकाले शुचिस्नात्वा क्रीडिष्यामि त्वया सह ।
नाहं परतरं यायां पंचमेऽहं ब्रवीमि त्वां ॥

અર્થઃ—રજોદર્શન ગયા પછી શુદ્ધ થયા પછી હું આપની પાસે સુખવિલાસ ભોગવીશ. હું આપના સિવાય બીજા કોઇ પર પણ દૃષ્ટિ નહી કરૂં. આ રીતે આપની આગળ પાંચમા પગલાથી પ્રતિજ્ઞા લઉં છું.

વરઃ—

षड् रायस्पोषाय विष्णु स्त्वा नयतु ॥

અર્થઃ–છઠ્ઠા પગલાથી વિષ્ણુભગવાન્ તારામાં લક્ષ્મીની વૃદ્ધિ કરો.

કન્યાઃ—

इहाथ साक्षिणो विष्णु र्न च त्वां धाञ्चितास्म्यं ।
उभयोः प्रीतिरत्यन्ता षष्ठेऽहं च ब्रवीमि त्वां ॥

અર્થઃ–આ આપણા સંભાષણને વિશે વિષ્ણુભગવાન્ સાક્ષીરૂપે છે. હું તેમની સાક્ષીમાં કહું છું કે, કોઈપણ વખતે આપને છેતરીશ નહિ. આપણે બેઉ અત્યંત પ્રીતિયુકત થઈને રહીશું. આ રીતે છઠ્ઠા પગલાવડે હું આપની આગળ પ્રતિજ્ઞા લઉં છું.

વરઃ—

सप्त सप्तहोत्राभ्यो विष्णुस्त्वा नयतु ॥

અર્થઃ–સાતમા પગલાવડે વિષ્ણુભગવાન્ તને ઋત્વિકની પ્રાપ્તિ કરો.

કન્યાઃ—

होमयज्ञादिकार्येषु भवामि च सहायिनी ।
धर्मार्थकामकार्येषु सप्तमेऽहं ब्रवीमि त्वां ॥

અર્થઃ–હોમ તથા યજ્ઞાદિ કાર્યોમાં હું આપને સહાય કરીશ. ધર્મ, અર્થ તથા કામવાળાં સર્વ કાર્યોમાં હું આપને મદદ કરીશ. આ રીતે સાતમા પગલાવડે હું આપની આગળ પ્રતિજ્ઞા લઉં છું.

વરઃ—

सखा सप्तपदी भव सख्यं ते गमेयं सख्यं ते मायोषाः
सख्यं ते मायोष्टयाः ॥

અર્થ:–આ તારા સાત પગલાવડે તું મારા સખા અર્થાત્ મિત્રરૂપે થા. તેમ જ હું પણ તારી સાથે સખ્યપણાથી જોડાઉં છું. અન્ય સ્ત્રીઓ તારી મૈત્રીનો ત્યાગ મા કરો. જે સ્ત્રીઓ તને સુખ આપવાવાળી છે, તે સ્ત્રીઓ તારી સાથે મૈત્રીપણાને પામો.

વર પોતાની સાથે આવેલા પોતાના સગાઓને પોતાની થનારી પત્નીને જોવા માટે કહે છે તથા તે વખત નીચે પ્રમાણે બોલે છે;–

વરઃ—

सुमंगलिरियं वधूरिमां समेत पश्यत सौभाग्यमस्मैदत्वा
याया स्तं विपरेत न ॥

અર્થ:–આ વધૂ સારાં આચરણવાળી છે. તમો સઘળાઓ સમ્યક્ પ્રકારે નિરીક્ષણ કરો. તે કહે છે, તે જ પ્રમાણે મારી સાથે વર્તશે તથા તે કહ્યાથી જરાપણ ઉલટી રીતે નહિ ચાલશે.

વરઃ—

समंजंतु विश्वेदेवाः समापो हृदयानि नौ ।
संमातरिश्वा संधाता समुदेष्ट्री दधातु नौ ॥

અર્થ:–હે કન્યા! આપણ બેઉનાં હૃદયોને જળ જેમ શુદ્ધ કરે છે તેમ વિશ્વેદેવો શુદ્ધ કરો. અર્થાત્ પાપથી રહિત કરો. માતરિશ્વ નામના વાયુઓ તથા પ્રજાપતિ શુદ્ધ કરો. વળી ઉપદેશ આપનારા દેવ આપણ બેઉનાં અંતઃકરણને એક કરો.

## પાણિગ્રહણ મંત્ર.

વરઃ—

गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिः र्यथा सः।
भगो अर्यमा पुरंधिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥

અર્થ:-હું તારો હાથ ગ્રહણ કરૂં છું, જેથી તારા સૌભાગ્યની વૃદ્ધિ થાઓ. વળી હું કે જે તારો પતિ છું, તેની સાથે તારી વૃદ્ધાવસ્થા સુખને વિશે જાઓ. ભગ નામના દેવ જે ઐશ્વર્ય આપનારા છે, અર્યમા જે નિયમને કરનારા છે તે તથા પુરન્દ્રિ નામના દેવ જે જગતને ધારણ કરવાવાળા છે, તે સર્વ દેવો ગૃહસ્થાશ્રમ પાળવા માટે તને કન્યાને મને આપે છે.

વરઃ—

अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः
वीरसू र्जीवसू र्देवकामा स्योना शं नो भव द्विपदे शं
चतुष्पदे ॥

અર્થ:-નિર્મળ દૃષ્ટિવાળી, પતિને કલ્યાણ કરવાવાળી તથા પશુઓને પણ મંગળકારક તું થા. તું સારા મનવાળી તથા સારી કાંતિવાળી થા. તું વીર પુત્રની માતા થા. લાંબો સમય રહેનારી સંતતિવાળી થા. તું યજ્ઞવિશે પ્રીતિવાળી થા. સર્વ મનુષ્યને કલ્યાણ કરવાવાળી તથા પશુઓને પણ કલ્યાણ કરવાવાળી થા.

आनः प्रजां जनयतु प्रजापतिराजरसाय समनक्त्वर्यमा ।
अदु मंगली पतिलोकमाविशशन्नो भव द्विपदे शं चतुष्पदे ॥
इमां त्वमिन्द्र मीढव : सुपुत्रां सुभगां कृधि ॥

અર્થઃ—જરાવસ્થા પ્રાપ્ત થતા સૂધી સષ્ટા આપણને પ્રજાની ઉત્પત્તિ કરો. વળી આ પ્રજાને શુભ ગુણવાળી, હે અર્યમાદેવ! તમે કરો. મંગળકારક દેવો તારૂં મને દાન કરે છે. માટે તું હવે પતિના ગૃહને વિશે પ્રવેશ કર. તું મનુષ્યને તેમ જ પશુઓને કલ્યાણકારક થા. હે ઇન્દ્ર દેવ! તમારૂં હું યજન કરૂં છું. તમો આ વધૂને સારા પુત્રવાળી તથા સારા ભાગ્યવાળી કરો.

વરઃ—

दशायां पुत्रानाधेहि पतिमेकादशं कुरु सम्राज्ञी श्वशुरे भव
सम्राज्ञी श्वश्वां भव ।
ननांदरि सम्राज्ञी भव सम्राज्ञी अधिदेवृषु ॥
मम व्रते ते हृदयं दधातु मम चित्त मनुचित्तं ते अस्तु ।
म मवाच मेकमना जुषस्व । बृहस्पति स्त्वा नियुनक्तु मह्यम॥

અર્થઃ—વળી વર પ્રજાપતિની પ્રાર્થના કરી કહે છે કે, હે પ્રજાપતિ! આ કન્યા દશ પુત્રોને ધારણ કરનારી થાય. ત્યારબાદ હું પતિ અગિઆરમા પુત્રરૂપે થાઉં, અર્થાત્ તને માતા સમાન ગણું. તું પતિવ્રતા સ્ત્રીને છાજે એવી રીતે સસરા તરફ વરત, તારી સાસુ તરફ તેજ રીતે વરત. તારી નણંદ તથા તારા દીએર તરફ પતિવ્રતાના જે ધર્મ છે, તે પ્રમાણે વરત. મારૂં ચિત્ત તથા તારૂં ચિત્ત એક થાઓ અર્થાત્ આપણે કોઈપણ બાબતમાં મતભેદ પડીએ નહિ. હું જે કાંઈ આજ્ઞા કરૂં તે એક ચિત્તવાળી થઈ તારે ઉપાડી લેવી. બૃહસ્પતિ દેવ તને આ પ્રમાણે સઘળાં કાર્યોમાં પ્રેરણા કરો.

ત્યારબાદ લગ્ન થતા પહેલાં કુમારી અવસ્થામાં કન્યાવડે જે પાપ થયાં હોય, તે પાપના નિવારણ માટે કન્યાની તરફથી તેનો પતિ આહુતિ આપે છે. જેમકે;—

## પ્રાયશ્ચિત્ત હોમ.

વરઃ—

लेखा संधिषु पक्ष्मस्वावर्तेषु च यानि ते तानि ते पूर्णाहुत्या सर्वाणि शमयाम्यहं इदं कन्यायै न मम ॥

અર્થઃ—હું કન્યાને માટે અગ્નિમાં આહુતિ આપું છું કે, લેખાસંધિમાં તેમ જ પાંપણઆદિમાં જે કાંઈ ખોટાં ચિહ્ન હોય, તે સર્વ ચિહ્નનો આ આહુતિ આપવાથી હું નાશ કરૂં છું.

વરઃ—

केशेषु यच्च पापक मीक्षिते रुदिते च यत्। तानि ते पूर्णाहुत्या सर्वाणि शमयाम्यहम् ॥

અર્થઃ—કેશમાં તથા જોવામાં તથા રૂદનમાં જે કાંઈ અપચિહ્ન હોય તે, આ અગ્નિમાં આહુતિ આપવાથી નિવૃત્ત થાઓ.

વરઃ—

शीले यच्च पापकं भाषिते हसिते च यत्। तानि ते० ।

અર્થઃ—પોતાના આચરણમાં તેમ જ બોલવામાં તથા હસવામાં જે કાંઇ અપચિહ્નહોય,તેનું અગ્નિદેવ નિવારણ કરો.

વરઃ—

मारोकेषु च दंतेषु हस्तयोः पादयो श्च यत्। तानि ते०॥

અર્થઃ—અંદરના દાંતમાં, ઓષ્ઠની પાસેના દાંતમાં, બે હાથમાં, તથા પગમાં જે કાંઈ અપચિહ્ન હોય, તે સર્વનું અગ્નિદેવ નિવારણ કરો.

વરઃ—

ऊर्वो रुपस्थो जंघयोः संधाने च । तानि ते०॥

અર્થ:-ઉરૂ, ઉપસ્થ તથા જંઘામાં જે અપલક્ષણ હોય, તે સર્વનું અગ્નિ નિવારણ કરો.

વર:—

यानि कानि च घोराणि सर्वांगेषु तवाभवन् । पूर्णाहुतिभिराज्यस्य सर्वाणि तान्यशीशमम ॥

અર્થ:-તારાં કોઇપણ અંગમાં જણાયલાં કે નજણાયલાં જે કાંઇ ઘોર અપલક્ષણ હોય, તે આ અગ્નિદેનને પૂર્ણ ઘીની આહુતિ આપવાથી નાશને પામો.

## ધ્રુવ નિરીક્ષણ.

આ થઈ રહ્યા પછી પતિ કન્યાને ધ્રૂવનો તારો દેખાડે છે તથા કહે છે કે;—

વર:—ध्रुवं पश्य ॥ અર્થ:-તું આ ધ્રૂવના તારાને જો.

કન્યા:— ध्रुवं पश्यामि ॥ અર્થ:-હું આ ધ્રુવના તારાને જોઉં છું.

વર:—ध्रुवमसि ॥ અર્થ:-તું ધ્રુવરૂપે છો.

કન્યા:—ध्रुवाहं पतिकुले भूयासम ॥

અર્થ:-હુંમારા પતિના કુળને વિશે ધ્રુવના તારાની માફક અચળરૂપે રહીશ. વળી હું મારા પતિનું કલ્યાણને કરવાવાળી થઇશ. ત્યારબાદ વર અરૂંધતીનો તારો દેખડાવી તેને કહે છે કે;-

વર:—अरुंधतीं पश्य । અર્થ:-તું આ અરૂંધતીના તારાને જો.

કન્યા:—अरुंधतीं अहं पश्यामि ॥ અર્થ:-હું અરૂંધતીના તારાને જોઉં છું.

વરઃ—अरुंधत्यसि ॥ અર્થઃ-તું અરૂંધતીરૂપે છો.

કન્યાઃ—त्वया रुद्धाह मस्मि ॥ અર્થઃ-આપની આજ્ઞાને અરૂંધતીની માફક હું પાળનારી થઇશ.

વર કન્યાની તરફ આંગળી બતાવી કહે છે કે;-

ध्रुवा द्यौः ध्रुवा पृथिवी ध्रुवं विश्व मिदं जगत् ।
ध्रुवास्ते पर्वता इमे ध्रुवा स्त्री पतिकुले इयम ॥

અર્થઃ-સ્વર્ગ જેમ અચળ છે, પૃથ્વી અચળ છે, આ જગત્રૂપ વિશ્વ જેમ અચળ છે તથા જેમ પર્વતો અચળ છે, તેમ આ કન્યા પણ મારા પતિના કુળને વિશે અચળ રહેશે.

કન્યાઃ—

अमुकवराय शुभदा अहं अभिवादयामि ॥

અર્થઃ-પતિના કલ્યાણને ઈચ્છવાવાળી હું મારો પતિ જે કહે છે, તેમાં સંમતિ આપું છું તથા તેને માટે હું નમન કરૂં છું.

આ પછી વર તથા વધૂ એક પાત્રમાં કંસારનું ભક્ષણ કરે છે. કંસારના એક જ પાત્રમાં બે ભાગ કરે છે તથા તેમાંથી એક ભાગને જમણા હાથવડે અડકી નીચે પ્રમાણે કહે છે;-

વરઃ—

अन्नप्राशेन मणिना प्राणसूत्रेण पृष्णिना बध्नामि सत्यग्रंथिना
मनश्च हृदयं च ते यदेतत् हृदयं तव तदस्तु हृदयं मम ।
यदिदं हृदयं मम तदस्तु हृदयं तव अन्नं प्राणस्य पद्वीं
शस्तेन बध्नामि त्वासौ ॥

અર્થઃ-હે વધૂ! તારી બુદ્ધિને તથા અંતઃકરણને અન્નરૂપ બંધનવાળા, આત્મારૂપ પ્રાણરૂપી સૂત્રવાળા તથા

સત્યરૂપી ગ્રંથિવાળા અન્નવડે હું બાંધું છું. હે કન્યે ! તારૂં જેવું હ્રદય છે તેવું મારૂં હ્રદય થાઓ તથા મારૂં જેવું હ્રદય છે તેવું તારૂં થાઓ. અર્થાત્ આપણ બેઉનાં હ્રદયો એકરૂપે થાઓ. હે કન્યા ! પ્રાણવાયુના બંધનરૂપે અન્ન છે. આ અન્નવડે હું પરણનાર તને બાંધું છું.

વરઃ—

अग्ने प्रायश्चिते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापीलक्ष्मी स्तामस्या अपजहि ॥

અર્થઃ—હે અગ્નિ ! હે પ્રાયશ્ચિત્તના નાશ કરનાર ! આપ ઇન્દ્રાદિ દેવોના પાપને ટાળનારા છો. યાચનાની કામનાવાળો હું બ્રાહ્મણ આપની સમીપ આવ્યો છું કે, જેથી આ કન્યાને વિશે જે કાંઈ અશુભ લક્ષણ હોય, તેનો નાશ કરો.

આજ પ્રમાણે વાયુ, ચંદ્ર, સૂર્ય તથા અગ્નિ વાયુ ચંદ્ર તથા સૂર્યને એક સામટી આજ તાત્પર્યવાળા મંત્રવડે આહુતિ આપવામાં આવે છે. આ રીતે ચાર આહુતિ આપે છે.

अग्ने—यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि ॥

હે અગ્નિ ! હું બ્રાહ્મણ યાચનાની કામનાવાળો આપની પાસે આવ્યો છું કે, જેથી આના દેહને વિશે પતિને હણવાવાળા સર્વ દોષનો નાશ કરો. આમ કહી ચાર અગ્નિઆદિની ચાર આહુતિ આપે છે.

अग्ने—यास्याः अपशव्या स्तनूस्ता मस्या अपजहि ॥

હે અગ્નિ ! હું યાચના કરૂં છું કે, આમાં વાહનઆદિથી રહિતપણાનો જે દોષ હોય તે ટાળો. એમ કહી અગ્નિ આદિ દેવોની ચાર આહુતિ આપે છે.

अग्ने–यास्याः अपुत्र्या तनूः तामस्या अपजहि ॥

હે અગ્નિ ! આના પુત્રઆદિપણાથી રહિત જે દોષ હોય તે ટાળો. એમ કહી અગ્નિ આદિ દેવોની ચાર આહુતિ આપે છે.

अग्ने–यास्याः पापीलक्ष्मी र्या पतिघ्नी या पुत्र्या या
अपशव्या तनूस्तामस्या अपजहि ॥

અર્થઃ–હે અગ્નિ ! લક્ષ્મીને હણવાનો, પતિને હણવાનો, વંધ્યત્વનો તેમ જ વાહનાદિથી રહિતપણાનો સર્વ દોષ નાશ કરો. આમ કહી અગ્નિઆદિ દેવોને ચાર આહુતિ આપે છે. એમ બધું મળી વીશં આહુતિ પ્રાયશ્ચિત્તની આપવામાં આવે છે.

આ થયા પછી રથને વિશે દંપતી ચઢે છે. તે વખતે નીચેનો મંત્ર બોલે છે;—

सुकिंशुकं शाल्मलीं विश्वरूपं सुवर्णवर्णं सुकृतं सुच-
क्रम् मारोह सूर्ये अमृतस्य नाभिं स्योनं प्रत्ये वहतुं
कृणुष्व ॥

माविदन्परिपंथिनो य आसीदंतीति दंपति सुगेभि दुर्गमनी-
तामपद्रां त्वरातयः ॥

અર્થઃ–હે વધૂ! કેસુડાના વૃક્ષના પુષ્પ સમાન રક્તવર્ણ-વાળા, અનેક રૂપવાળા, સુવર્ણના સરખી કાંતિવાળા, સારી રીતે બનાવેલ, સારા ચક્રવાળા તથા અમૃતના કારણરૂપ રથને વિશે તું બેસ તથા પતિનેવિશે સુખ ઉત્પન્ન કર.

આ રીતે ઘેર ગયા પછી ત્યાં વર પોતાની વધૂને નીચે પ્રમાણે કહે છે:–

इह गावः प्रजायध्व मिहा श्वा इह पूरुषाः ॥
इह सहस्रदक्षिणोऽपि पूषा निषीदतु ॥
इह धृति रिह स्वधृति रिहरंति रिह रमस्व ॥
मयि धृति र्मयि स्वधृति र्मयि रमो मयि रमस्व ॥

અર્થ:—આ પતિના ગૃહને વિશે પુત્રપૌત્રાદિ સંતતિવડે તું પ્રજાવાળી થા. વળી આ ગૃહમાં પૂષા નામના દેવ સ્થિતિ કરો, કે જે દેવના અસ્તિત્વથી હજાર ગાયોની દક્ષિણાવાળા યજ્ઞોની પ્રાપ્તિ થાય છે. હે કન્યા ! તને આ ગૃહમાં મનની પ્રસન્નતા થાઓ. તેમ જ તારા બંધુ વર્ગના મનની પણ પ્રીતિ રહો. તારા ભોગવિલાસ આ પતિના ગૃહને વિશે થાઓ. તું હું પતિને વિશે આસક્ત થા. મારા વિશે તારા સગાનો સ્નેહ રહો. મારે વિશે રમ તથા મારે વિશે તું રમણ કર અર્થાત્ મારામાં આસક્ત થા.

આ રીતે વિવાહ સંસ્કાર થયા પછી બાળકન્યાનો સમય શાસ્ત્ર પ્રમાણે કેટલો કહ્યો છે, તે સંબંધી જણાવીએ.

## કન્યાનો કાળ.

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्युतुमती सती ।
ऊर्ध्वं तु कालादेतस्मा द्विन्देत सदृशं पतिम ॥

અર્થ:—જો કે કન્યા *ઋતુવાળી થતી હોય, છતાં કન્યાનો

* આ શ્લોકમાં ઋતુમતી કન્યાએ, પોતાના પિતા નથી પરણાવતો તો પછી પોતાથી અધિક ગુણવાળા વર સાથે અથવા સમાન ગુણવાળા વર સાથે લગ્ન કરવાની ધર્મશાસ્ત્રે આજ્ઞા આપી છે. પરંતુ તેથી સ્વતંત્રપણે પરણનાર કન્યાએ પોતાનાં માતપિતાને દ્રોહી સમજવાનાં નથી. ઘરસંસારનો ભાર ઉપાડવા સમર્થ થએલાં સ્ત્રીપુરૂષોએ વડીલોની મર્યાદામા રહી એક બીજાને પસંદ કરી સ્વીકારવાં. કેમકે સ્ત્રી-પુરૂષોને જીવતા લગી સાથે રહી ઘરસંસાર ચલાવવો પડે છે. એવું લગ્ન રૂપ મોટું કાર્ય પૂર્ણ તપાસ કર્યા વગર કરવું નહિ. ઇચ્છિત વર પરણનાર કન્યાએ કેવળ વિષયવાસનાની લાલસાએ સાહસ કરવું નહી.

પિતા ગુણવાન્ વર મળવા છતાં કન્યાને પરણાવતો ન હોય તો કન્યાએ ત્રણ વર્ષ વીત્યા પછી પોતાની જાતિના ગુણવાન્ વર સાથે પોતાની મેળે પરણવું.

अदीयमाना भर्तार मधिगच्छे यदि स्वयम् ।
नैनः किंचिदवाप्नोति न च यं साधिगच्छति ॥

અર્થ:-જે કન્યાનો પિતા પરણાવતો ન હોય, એવી કન્યા પોતે જો પરણે તો તેમાં કન્યાને જરાપણ પાપ લાગતું નથી, તેમ જ તેને જે પરણે છે તેને પણ પાપ લાગતું નથી. વળી કહ્યું છે કે,

एतै रेव गुणै युक्तः सर्ववर्णः श्रोत्रियो वरः ।
यत्ना त्परीक्षितः पुस्त्वे युवा धीमान् जनप्रियः ॥

(યાજ્ઞવલ્કય)

અર્થ:-ગુણવડે યુક્ત, સમાન વર્ણવાળો, વિદ્વાન્, પુરૂષપણામાં યત્નથી પરીક્ષા કરેલ, યુવાન્, બુદ્ધિમાન્ તથા લોકપ્રિય વર સાથે લગ્ન કરવું.

વળી સ્ત્રીને જાયા: કેમ કહેવાય છે, તેના સંબંધમાં કહ્યું છે કે;—

पति र्भार्यां संप्रविश्य गर्भो भूत्वेह जायते ।
जायाया स्तद्धि जायात्वं यदस्यां जायते पुनः ॥

(મનુસ્મૃતિ)

પતિ સ્ત્રીને વિશે શુક્રરૂપે પ્રવેશ કરી પુત્રરૂપે આ જગતમાં જન્મ ધરે છે. પુરૂષ પોતાની સ્ત્રીને વિશે ફરી પ્રજારૂપે જન્મે છે. આથી સ્ત્રી જાયા કહેવાય છે.

કહ્યું છે કે;—

यादृशं हि स्त्री सेवते सुतं सुते तथा विधम्।
तस्मा त्प्रजाविशुद्ध्यर्थं स्त्रियं रक्षे त्प्रयत्नतः॥

અર્થઃ-સ્ત્રી જેવા પુરૂષને સેવે છે તેવી પ્રજાને ઉત્પન્ન કરે છે. માટે સારી પ્રજા થવા સારૂ પુરૂષોએ સ્ત્રીઓનું પ્રયત્ન-પૂર્વક દુરાચારથી રક્ષણ કરવું.

## "स्त्री धर्म"

विद्यया तदा रोहन्ति यत्र कामाः परागताः।
न तत्र दक्षिणा यान्ति नाविद्वांस स्तपस्विनः॥

( શતપથ )

વિદ્યાના પ્રભાવથી મનુષ્ય એવા પદને પ્રાપ્ત થાય છે કે, જ્યાં સર્વ સુખની અવધિ છે. જે પદાર્થ ધન, ચાતુર્ય તથા વિદ્યા વગરના તપથી પ્રાપ્ત થતા નથી, તે સર્વ પદાર્થો વિદ્યાના પ્રતાપથી પ્રાપ્ત થાય છે.

દુરાચાર એ દુઃખની ખાણુ છે તથા સદાચાર એ સુખનો ભંડાર છે. માટે પોતાનું કલ્યાણુ ઇચ્છિનાર સ્ત્રીએ મદિરાપાન, દુર્જનસંગ, પતિનો વિયોગ, ગમેત્યાં ભટકયા કરવું, નિંદા કરવી તથા પરઘેર નિવાસ કરવો, આ છ બાબતો સ્ત્રીને દૂષણુ લગાડનારી છે.

વળી કહ્યું છે કે;—

शयासन मलंकारं कामं क्रोध मनार्जवम्।
द्रोहभावं कुचर्यां च स्त्रीभ्यो मनुरकल्पयत्॥

અર્થઃ-મનુ ભગવાન્ કહે છે કે, સૂઇ રહેવું, બેસી રહેવું, ઘરેણાંપર પ્રીતિ, કામ, ક્રોધ, ઉદ્ધતાઇ, બીજાનો

દ્રોહ કરવો તથા દુરાચાર, આટલી બાબતો સ્ત્રીઓમાં સ્વભાવિક રીતે રહેલી હોય છે. માટે સ્ત્રીઓએ તે દુરાચરણોથી દૂર રહેવા પ્રયત્ન કરવો.

મહા મૂલ્યવાન્ તથા કીમતી આ આપણી કાયા છે. બીજા પદાર્થો પ્રયત્નથી મેળવી શકાય તેવા છે, પણ મનુષ્યશરીરને પામવું અત્યંત દુર્લભ છે. માટે શરીરની આરોગ્યતાના ઉપાય યોજવા તથા આરોગ્યસંપત્તિ પ્રાપ્ત કરવા સાથે દરેક સ્ત્રી પુરૂષને પોતાના સુખ માટે વ્યાવહારિક જ્ઞાન, ધાર્મિકજ્ઞાન તથા નૈતિક જ્ઞાન લેવાની આવશ્યકતા છે. સુશિક્ષિત સ્ત્રી પોતાના બાળકને ભવિષ્યમાં સારો કેળવણીવાળો કરી શકે છે. માટે જેમ પુત્રને આઠ વર્ષ પછી તેમ પુત્રીને પાંચ વર્ષ પૂરાં થવા પછી વિદ્યાભ્યાસમાં જોડવી. તે તેર વર્ષની અર્થાત્ રજોદર્શન થાય ત્યાં સૂધી તેને લીપી તથા ભાષા ભણાવતાં સ્ત્રીઓના ઉપયોગમાં આવે એવી વિદ્યાનું બની શકે તેટલું સામાન્ય જ્ઞાન આપી, મનની અને શરીર કસાય તેવી રીતની કેળવણી આપવી, જેથી તે બધી વાતમાં કુશળ થઇ ભવિષ્યમાં સુખી થાય.

આપણો ભારત વર્ષ એક વેળા એવો હતો કે, જેમાં સ્ત્રી તથા પુરૂષ સંસ્કૃત વિદ્યાભ્યાસ કરી સર્વ કળામાં નિપુણ તથા વિદ્વાન્ હતાં. આ વખતે આ દેશ બળ, બુદ્ધિ, પરાક્રમ તથા ઐશ્વર્યાદિ સર્વ પદાર્થમાં સર્વ દેશ કરતાં શ્રેષ્ઠ સ્થાન ભોગવતો હતો. હાલના સમયમાં સંસ્કૃતરૂપ સદ્વિદ્યાથી રહિત થઇ જવાથી આજે તે દેશ પોતાનાં સુખ તથા સાધનથી રહિત થઇ બેઠો છે. દેશની ઉન્નતિ વિદ્યાપર રહેલ છે. વિદ્યારૂપી માતા બાળ, તરૂણ તથા વૃદ્ધ આદિ અવસ્થામાં મનુ-

ઓનું રક્ષણ કરે છે. વિદ્યાથી જ મનુષ્ય સુશોભિત છે. શબર-સ્વામીએ કહ્યું છે કે;—

शोभतेऽस्य मुखम ।

વિદ્યાથી મુખની શોભા છે. એટલું જ નહિ, પણ સાંસારીક સુખોથી અધિક પરમાર્થિક સુખની પ્રાપ્તિ પણ વિદ્યાવડે થાય છે. વિદ્યાભ્યાસનો અધિકાર સ્ત્રી તથા પુરૂષ બેઉને છે. વિદ્યાદેવીની ઉપાસનાથી કયું અનિષ્ટ માર્ગમાં પ્રવેશ કરશે ? વિદ્યાભ્યાસ કંઇ કેવળ વાંચતાં લખતાં આવડી ગયું એટલું જ નહિ, પણઃ—

वेत्ति यथ बत्तत्त्वपदार्थस्वरूपं यया सा विद्या ।

અર્થાત્ જેનાવડે યથાર્થ સ્વરૂપ ધર્મની પ્રાપ્તિ થાય, તેનું નામ વિદ્યા. કેટલાક જૂના વિચારવાળા ભારતવાસીઓનું એવું માનવું છે કે, બાળકીને કેળવણી આપવાથી તે ભવિષ્યમાં વંઠી જાય છે. પણ આ વિચારોમાં તેઓની અસત્યતા છે. કન્યા કેળવણી લેવાવડે વંઠી જતી નથી. વર્તમાનકાળની સ્થિતિ જોતાં કેળવણીની જરૂર સ્ત્રી તથા પુરૂષ બેઉને છે. વળી કેળવણીથી નઠારૂં પરિણામ અનુભવનાર વ્યકિત ઉંડા ઉતરીને વિચાર કરશે તો ચોખ્ખું જણાશે કે, કેળવણી નહિ, પણ નઠારી સંગતિ નઠારૂં પરિણામ લાવે છે. આનું કારણ એટલું જ કે, માબાપ તરફથી ધાર્મિક તથા નૈતિક જ્ઞાનના ઉપદેશની ખામી છે. માટે ગુરૂઓએ કેળવણી લેતી બાળકીઓની ઘટતી દેખદેખ રાખવાની જરૂર છે. ધર્મ તથા નીતિનાં બીજ બાળકના અંતઃકરણમાં શરૂઆતથી રોપવામાં આવે તો ખરાબ પરિણામ આવતું નથી. આથી નિર્વિવાદ રીતે સિદ્ધ છે કે, કેળવણીની જરૂર સર્વને છે. ભવિષ્યની

માતાઓના હૃદયક્ષેત્રમાં ઉંચા વિચારો, ઉચ્ચ સંસ્કારો તથા ધાર્મિક તેમ જ નૈતિક સત્યતાના અંકુરો ઉત્પન્ન કરવા હરેક માબાપની પવિત્ર ફરજ છે. વળી જૂના વિચારવાળાઓને ભૂતને નામે નહિ ભડકતાં જેટલી પુત્રને શિક્ષણ આપવાની તેઓ જરૂર ધારે છે, તેટલી જ બાલિકાના શિક્ષણ માટે કાળજી રાખવાની જરૂર છે. જ્યાં સૂધી ભારત વર્ષમાં સ્ત્રીશિક્ષણનો સમ્યક્ રીતે પ્રચાર નહિ થાય, ત્યાં સૂધી ભારતવર્ષની ઉન્નતિ થવી શશલાનાં શિંગડાં સમાન છે. સ્ત્રી એ રત્નની ખાણ છે. સ્ત્રી જેવી સંસ્કારી જાતિને સંસ્કૃત કરવાની જરૂર છે. સ્ત્રી જાતિરૂપ ખાણ જો સંસ્કારી ન હોય તો પછી રત્નોરૂપ વીર પુત્રોની ઉપલબ્ધિની આશા કયાંથી રખાય ? શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम् ।
अहार्यत्वा दनर्घ्यत्वा दक्षयत्वा च सर्वदा ॥

(વિષ્ણુ શર્મા)

અર્થઃ—સર્વ ધનમાં વિદ્યારૂપી ધન ઉત્તમ છે. કારણ વિદ્યારૂપી ધનને ચોર ચોરી શકતો નથી, તેમ તે ધનનો નાશ થઇ શકતો નથી. વિદ્યા અમૂલ્ય હોવાથી કંઇ મૂલ્ય આપવાથી બજારમાં વિદ્યા મેળવાતી નથી. માટે તે સર્વદા અક્ષય છે.

## સત્સંગ નિરૂપણ.

गुणेन स्पृहणीयः स्या न्न रूपेण युतो जनः ।
सौगंध्यवर्ज्यं नादेयं पुष्पं कांतमपि क्वचित् ॥

( ચાણુક્ય )

ગુણવાનની સૌ ઇચ્છા કરે છે, પણ રૂપવાનની નહિ. કારણ કે સુગંધવિનાના સુંદર પુષ્પને પણ કોઈ કદાપિ ગ્રહણ કરતું નથી.

गुणै रुत्तमतां याति नोच्चैरासनसंस्थितः।
प्रासादशिखरस्थो ऽपि काकः किं गरुडायते॥

ગુણવડે ઉત્તમ થવાય છે, પણ ઉચ્ચ આસનપર બેસવાથી નહિ. કારણ કે મહેલના શિખરપર બેઠેલો કાગડો શું ગરૂડ થઇ શકે છે?

यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै।
र्विज्ञानशौर्यविभवार्यगुणैः समेतम्॥
त न्नामजीवितमिह प्रवदंति तज्ज्ञाः।
काकोऽपि जीवति चिराय बलिं च भुंक्ते॥

મનુષ્યે વિજ્ઞાન, શૌર્ય, વૈભવ તથા શ્રેષ્ઠ ગુણો સહિત ક્ષણ માત્રપણ જે પ્રસિદ્ધપણે જીવાય, તેને જ સુજ્ઞપુરૂષો આ લોકમાં જીવવું કહે છે. કારણ કે ઘણો કાળ તો કાગડો પણ જીવે છે તથા બળિ ખાય છે.

इभतुरगरथैः प्रयान्ति मूढाः।
धनरहिता विबुधा प्रयान्ति पद्भ्याम्॥
गिरिशिखरगतापि काकपंक्तिः।
पुलिनगतै र्न समत्वमेति हंसैः॥

કદી ધન મળવાથી મૂઢ જન હાથી, ઘોડા તથા રથપર બેસીને જાય છે. વળી ધન મળવાથી વિદ્વજ્જન પગે ચાલે છે, તો પણ ગિરિશિખરપર બેઠેલી કાગડાની પંકિત નદી કીનારે બેઠેલા હંસ સરખી થતી નથી.

વળી કહ્યું છે કે;—

गंगेवाघविनाशिनी जनमनःसंतोषसच्चन्द्रिका ।
तीक्ष्णांशोरपि सत्प्रमेव जगदाज्ञानान्धकारापहा ॥
छायेवाखिलतापनाशनकरी स्वर्धेनुव त्कामदा ।
पुण्यैरेव हि लभ्यते सुकृतिभिः सत्संगति र्दुर्लभा ॥

ગંગાની માફક પાપને નાશ કરનારી, ચાંદની પેઠે લોકોનાં મનને સંતોષ પમાડનારી, સૂર્યની કાંતિ પેઠે જગતના અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનારી, છાયાની પેઠે સર્વ તાપને શમાવનારી, કામધેનુ ગાયની માફક ઇચ્છિત કામને પૂરનારી, દુર્લભ સત્સંગતિ ભાગ્યશાળી મનુષ્યોવડે જ મેળવી શકાય છે.

મહાજનોનાં લક્ષણ સંપાદન કરવામાં હમેશ પ્રીતિવાળા થવું જોઇએ. સત્સંગ બુદ્ધિની જડતાને હરે છે, વાણીમાં સત્યતાનું સિંચન કરે છે, માનથી ઉન્નતિ અપાવે છે, પાપને દૂર કરે છે, ચિત્ત પ્રસન્ન કરે છે તથા ચારે ખૂણામાં કીર્તિનો ફેલાવો કરે છે. સત્સંગવડે નારદમુનિ, વેદવ્યાસ, પ્રહ્લાદ, ધ્રુવ, વાલ્મીકિ, વિદુરજી, જનક, અજામિલ, વગેરે સંખ્યાબંધ પુરૂષો તેમ જ ચૂડાલા સરસ્વતી, સુલભા, ગાર્ગી, મૈત્રેયી, કાત્યાયની વગેરે અનેક સ્ત્રીઓની કીર્તિની નોબત હજી સૂધી તાજી જ ગડગડે છે. સત્સંગનો મહિમા જગવિખ્યાત છે. સંગ મહા બળવાન્ છે. જેવો સંગ તેવો રંગ, એ કહેવત અનુસાર પ્રત્યેક સ્ત્રીપુરૂષે મહાજનોમાં પ્રીતિવાળા થવું, ધર્મશાસ્ત્રને માનની દૃષ્ટિએ જોતાં શીખવું, તે માંહેલાં સૂત્રોનું ભાવનાવડે અધ્યયન કરી વર્તતાં શીખવું, જેથી તેનું જીવન સુખમય નીવડે છે.

કહ્યું છે કે;—

वने कुरंगा स्तृणधान्यभुक्ता ।
बुभुक्षिता घ्नन्ति कदा न जीवान् ॥
एवं कुलीना व्यसनाभिभूता ।
न नीतिमार्ग परिलंघयन्ति ॥

જેમ વનમાં તૃણુ તથા ધાન્ય ખાનારા મૃગ ભૂખ્યા થાય, તો પણ કદી જીવની હિંસા કરતા નથી, તેમ કુલીન મનુષ્ય દુઃખથી પીડાય તો પણ નીતિ માર્ગને છોડતા નથી.

આપણે વ્યવહારમાં ઘણે ભાગે એવું જોઇએ છે કે, અમુક પુરૂષ આજે ભકિતમાન હોય છે, કિન્તુ કાળે કરીને નાસ્તિક થઈ જાય છે. તેમ જ અમુક સ્રી પતિપરાયણ છતાં કાળે કરી પતિવ્રતને ચૂકે છે. તેવી જ રીતે એક અડગ વૃત્તિ-વાળો બ્રહ્મચારી કોઇ સમયે વિષયભોગની લાલસાવાળો આપણે અનુભવીએ છીએ. આમ થવાનું કારણ સૂક્ષ્મ રીતે તપાસ કરતાં સત્સંગનો દોષ હોય છે. ખરાબ સોબતને લીધે તેઓની એવી સ્થિતિ થાય છે. માટે પ્રત્યેક જીવે ઉત્તમ મનુષ્યની સત્સંગની લાલસા રાખવી. જેમ સત્સંગ સર્વ સુખોનું મૂળ છે, તેમ કુસંગ સર્વદુઃખનું કારણ છે. કુસંગથી કોઇ દિવસ પોતાની ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે. કુસં-ગથી જીવનની સાફલ્યતા આકાશ કુસુમવત્ માનવી. કુસંગથી ડરનાર સર્પને ડરાવવા સમર્થ છે. સત્સંગના પ્રતિપાદન વિશે સ્રી જાતિને એક વાત ખાસ લક્ષમાં લેવાની છે. કોઇ તારૂણી બેન સત્સંગને લીધે કોઈ સાધુ વેરાગી પાસે જઈ તેમનાં વચનામૃતનું પાન કરવા ઉત્સુક થાય, તેવા ભાવવાળી થાય તથા તેનું જ નામ સત્સંગ ગણે, પણ મારા મત પ્રમાણે કેવળ

તેનું નામ જ સત્સંગ નથી. સત્સંગ એટલે શ્રેષ્ઠ સંગ. તેમાં પણ સ્ત્રીને સજાતીય વર્ગની સ્ત્રી સાથે સમાગમ રાખવો ઉચિત છે. કેમ કે તેમ કરવાથી કોઈ જાતનો અપવાદ આવતો નથી. વિના સંકોચે હૃદયના ઉભરા બહાર કાઢી શકાય છે. આથી અપરિચિત પુરૂષ સાથે છૂટ લેવી ખોટી છે. પોતાને ઉત્પન્ન થતી શંકાઓનું પોતાની બહેનપણીઓસાથે વાદ કરવાથી નિવારણ કરી શકાય છે. આ રીતે આપણા બરાબર કુળની, તેમ અધિક કુળવાળી સદ્ગુણી સ્ત્રીનો સંગ, તે જ આપણી સ્ત્રીજાતિનો મુખ્ય સત્સંગ હોવો જોઇએ.

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दंभः शुचौ कैतवं ।
शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि ॥
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे ।
तत्को नाम गुणो भवे त्सुगुणिनां यो दुर्जनैः नांकितः ॥

દુર્જન શરમાળમાં જડતા, વ્રતવાળામાં દંભ, પવિત્રમાં કપટ, શૂરવીરમાં નિર્દયતા, મુનિમાં મતિહીનતા, પ્રિય બોલનારમાં હીનતા, તેજસ્વીમાં ગર્વ, બોલનારામાં વાચાપણું તથા સ્થિરમાં અશકિત ગણે છે. આ રીતે ગુણીનો કયો ગુણ છે કે, જે દુર્જને અંકિત કર્યો નથી.

વળી કહ્યું છે કે;–

सुजनानामपि हृदयं पिशुनपरिष्वंगलिप्तमिव भवति ।
पवनः परागवारि रथ्यासु वह व्रजस्वलो भवति ॥

આ લોકમાં સજ્જનનું હૃદય પણ દુર્જનના સંગથી લેપાય છે. કેમકે પુષ્પ રજને વહેનાર પવન માર્ગમાં વાતાં રજવાળો થાય છે.

## ગર્વનિરૂપણ.

ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે;–अभिमानं मदिरापानं। અર્થાત્ અભિમાનને સુરાપાન સાથે સરખાવ્યું છે. મદિરા એ એક કેફી વસ્તુ છે. સુરાપાન સૂક્ષ્મ છતાં તે અધિક દુઃખદાયક છે, બુદ્ધિને જડ કરે છે. જેમ એક ભ્રમર વાંસને ફોલી ખાય છે તથા ઉધાઈ કાષ્ઠને છિન્ન ભિન્ન કરે છે, તેમ સુરા શરીરને ફોલી ખાય છે. મહાપુરૂષોએ અભિમાનને આવા સુરાના સરખું ગણેલું છે. વળી સુરાપાન કરતાં પણ અભિમાન વધારે દુઃખદાયક છે. કારણકે સુરાપાન કરનાર વ્યકિતને જ્યાં સૂધી તેની કેફ હોય ત્યાં સૂધી તેની અસર હૃદયમાં રહે છે, પણ મદ એવી જીવલેણ કેફી વસ્તુ છે કે, જ્યાં સૂધી આ ક્ષણભંગુર શરીર આ સંસારમાં ચલનવલન કરે, અર્થાત્ જ્યાં સૂધી હયાત રહે, ત્યાં સૂધી તેની અસર સામાન્ય રીતે તાજી રહે છે. માટે મદિરાથી પણ વિશેષ કષ્ટદાયક અહંકારને ગણ્યો છે. જે ગર્વ રહિત છે, તેને માટે સ્વર્ગ છેટું નથી. અભિમાન અજ્ઞાની, અર્ધદગ્ધ તથા અસંસ્કારી મનુષ્યોના હૃદયમાં રહે છે. જેના હૃદયમાં જ્ઞાનનો નિર્મળ ઝરાનો ધોધ વહ્યા કરે છે, તે ધોધ ગર્વને એક તૃણની માફક ઘસડી જઇ કયાંનું કયાં ફેંકી દે છે. જેમ પુરૂષને આ દુર્ગણુ તજવાની જરૂર છે, તેમ સ્ત્રીને પણ છે. સ્ત્રીને પતિચરણ એ જ કલ્યાણપ્રદ છે. પણ જ્યાં સૂધી સ્ત્રીમાં કામ, ક્રોધ, લોભ, મદ તથા માત્સર્ય આદિ છ રિપુઓ હોય છે, ત્યાં સૂધી તે પતિનું દાસત્વ કેવી રીતે સ્વીકારી શકે ? હૃદયમાં જ્યાં સૂધી મદરૂપી શત્રુનું અસ્તિત્વ રહેલ છે ત્યાં સૂધી નમ્રતા, શીતળતા તથા વિનય રહી શકે નહિ. જ્યાં સૂધી

ઉક્ત ગુણોનું અસ્તિત્વ હોય છે ત્યાં સૂધી સ્રી પતિનું દાસત્વ કદી સ્વીકારશે નહિ. માટે જેમ બને તેમ મનુષ્યની અધોગતિના કારણરૂપ અભિમાનનો સર્વથા ત્યાગ કરવો. અભિમાન બે પ્રકારના છેઃ–સત્ય અભિમાન તથા મિથ્યા અભિમાન. જેમ અફીણ કડવું છે તેમ કાળીજીરી કડવી છે. પણ અફીણ જીવનો અંત લાવે છે. પણ કાળીજીરી રોગનો નાશ કરે છે. માટે સત્ય અભિમાન ગ્રહણ કરવા યોગ્ય છે. સત્ય અભિમાન એ કે, પોતે પોતાનું સ્વધર્માભિમાન રાખવું. જો કોઈવાર એવો પ્રસંગ આવે કે, નીચ જાતિનો આશ્રય લઇ પોતાની આજીવિકા ચલાવાની હોય તથા તેની સહાયતા વિના એક પાંદડું હાલી શકે એમ ન હોય તથા પોતાના ધર્મનો સર્વથા નાશ થઈ પોતાની આજીવિકા ચાલતી હોય, તે આજીવિકાનો ત્યાગ કરી પ્રાણાંતે પણ તેની પરવા કરવી નહિ. આનું નામ સત્ય ધર્માભિમાન છે. બીજું સ્વદેશાભિમાન છે. સ્વાર્થ અંધ બની પારકાદેશ માટે પારકાની ગુલામી નહિ કરતાં પોતાની પોતાના દેશના ભલા માટે, તેની ઉન્નતિ માટે તથા તેના કલ્યાણ માટે પોતાની અવસ્થા જીંદગીભર કંગાળ રહે, અરે સર્વ સુખ, આનંદ તથા મોજમજાહને તિલાંજલિ આપવી પડે તો તે આપે તથા છેવટે દુઃખ દાવાનળમાં સળગી અંતે તેનો દેહાંત થાય, છતાં પોતાના દેશનું ગૌરવ પોતે ટકાવી રાખે, આનું નામ દેશાભિમાન તથા સ્વકુલાભિમાન છે. ત્રીજું સ્વજ્ઞાતિ અભિમાન તથા સ્વકુલાભિમાન છે. આવી રીતનાં સત્ય અભિમાન મારી વહાલી બેનોએ સર્વેએ ગ્રહણ કરવાં.

---

# ક્રોધવિચાર.

**पैशुन्यं साहसं द्रोहं ईर्ष्यासूयार्थदूषणम् ।**
**वाग्दंडं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥**

પારકાની ચાડી ખાવી, સાહસકર્મ, મનુષ્યદ્રોહ, ઈર્ષ્યા, પારકાના ગુણોપર દોષારોપ, પારકાના વિષયને દોષવાળો કરવો, વાણીની તીક્ષ્ણતા વાપરવી તથા મારામારી કરવી, આ આઠ દુર્ગણ ક્રોધવડે થાય છે.

તેવા ગૃહસ્થાશ્રમીને ધન્ય છે કે, જેનાં આશ્રમમાં નીચે જણાવેલ વસ્તુ ન હોય. ક્રોધવાળી પ્રજા, ભીનું તથા ધુમાડાવાળું ઘર, ભીનું ઘરઆંગણું, માંકડ આદિથી ભરપૂર શય્યા, લુખું ભોજન, કઠોર બોલનારી તથા ક્રોધાંધ દૃષ્ટિવાળી સ્ત્રી તથા નિત્ય ખરાબ જળવડે સ્નાન, આટલી વસ્તુથી મુક્ત હોય, તે ગૃહસ્થાશ્રમને ધન્ય છે.

વિદુર નીતિમાં કહ્યું છે કે;—

**कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या ।**
**पुत्र श्च मूर्खो विधवा च कन्या विनाग्निना षट् प्रहरन्ति कायम् ॥**

કુગ્રામનો વાસ, કુળ હીનની સેવા, ખરાબ ભોજન અને ક્રોધમુખી ભાર્યા, મૂર્ખ પુત્ર તથા વિધવા કન્યા, આટલાં શરીરને અગ્નિ વિના બાળે છે.

અહીં ક્રોધમુખવાળી ભાર્યાપર વિશેષતઃ વજન આપવાનું છે. અતિશયત ક્રોધવાળી સ્ત્રી પોતે સુખી થતી નથી, તેમ પોતાના પતિને સદૈવ અપ્રિય રહે છે. તે પતિની કૃપા-

દૃષ્ટિને પાત્ર થતી નથી. વળી પતિની કૃપાવિના સ્ત્રીનું કદી શ્રેય થતું નથી. માટે પોતાનું હિત ચહાનાર પતિવ્રતા સ્ત્રીએ ક્રોધનો સર્વદા ત્યાગ કરવો. ક્રોધઆદિથી મુક્ત થયા પછી સહન શીળતાને શીખવાની દરેક જણને જરૂર છે.

---

## સહનશીલતા.

પોતાનું હિત કરનારનું હિત કરવું, એ સ્વાભાવિક છે. પણ અહિત કરનારનું હિત કરવું દુર્લભ છે. આ સદ્‌ગુણ માનવ જાતિને પ્રાપ્ત કરવા આ બાબત મનન કરવા યોગ્ય છે. માનવ જાતિને માટે સુખદુઃખ, ડગલે પગલે સર્જાયલાં છે. આજે લક્ષ્મીથી આનંદ પામનારા લક્ષ્મીના અધિકારીઓ, પોતાના કોડીલા કુંવરોને પ્રાપ્ત થવેથી મગ્ન રહેનારા પિતાશ્રીઓ, સત્તાને માન કરનારા સત્તાધિકારીઓ, આ સર્વ પોતાને ભાગ્યશાળી લેખે, તે દેખીતું છે. પણ તેથી તેઓ ખરા સુખી લેખાતા નથી. કારણ કે, ધન, પુત્ર, સત્તા, વૈભવ આદિ સુખો નાશવંત છે. આજે પોતાનાં છે, પણ કાળે કરી પરાયાં થશે જ. પણ કઈ વખતે, તેની ખબર પડતી નથી. એક જુગારી પોતાની પાસે લાખો પૈસા લઈ બેઠો હોય છે, પોતાની પાસેના પૈસાનો અધિકારી છે, પરંતુ દાવ રમતાં દુર્દૈવવશાત્ પોતાના તે જ દામ ઘડી પછી બીજાના હાથમાં પોતે જૂવે છે. તે મનમાં સમજે છે કે, આ દામ ઘડી પૂર્વે મારા હતા, તે હું જ લાવ્યો હતો, પણ હાલ તે હું લઇ શકતો નથી. રાજાની કૃપાથી એક મનુષ્ય આજે ઉંચા ઓદ્ધાનો અધિકારી થયો હોય અને તે અધિકારીવડે આજે ઇન્દ્રના જેટલો તે અધિકાર ભોગવે છે, પણ બીજે જ દીવસે રાજા તેનાપરથી

પોતાની કૃપા ખેંચી લે છે તથા આજે એક સર્વોપરીસત્તાના અધિકારીને અધિકારથી ભ્રષ્ટ કરી, વખતે કારાગૃહનો ભોગી પણ કરે છે. કહેવાનું તાત્પર્ય એ કે, મનુષ્યને સુખદુઃખ સાથે રહેલાં છે. આજે પોતાના પુણ્યના પ્રભાવે સુખી હોય, પરંતુ વિપત્તિથી સદાને માટે તે નિરાળો થઇ ગયો છે, એમ મારૂં માનવું નથી. જ્યારે સુખ તથા દુઃખ સાથે જ છે તો સુખની વખતે મનુષ્યે ફૂલાવું નહિ તથા અભિમાનરૂપી મદના ટીપાને ચાટવું નહિ. આમ કરવાથી તેનું સુખ જર્જરિત થાય, છતાં જલદીથી જતું નથી. 'દુઃખ વખતે મનુષ્યે સહનશીલતા રાખવી. સહનશીલતા એટલે પોતાના આત્માને અમુક વસ્તુ અપ્રિય છે, છતાં કુદરતના પ્રભાવે પોતાના શિરપર આવી પડી તો તેનો કંટાળો નહિ રાખતાં સમયને આધીન થવું તથા તેમાંથી મુક્ત થવા ઉદ્યોગી રહેવું. કહ્યું છે કે સહનશીલતા વૈરીને વશ કરી શકે છે. મહર્ષિ ભૃગુએ પોતાના ચરણોનો શ્રી વિષ્ણુભગવાનના વક્ષઃસ્થળમાં પ્રહાર કર્યો ત્યારે મહાન્ પરમ પિતા પરમાત્માએ કેટલી સહનશીલતા વાપરી હતી ! શ્રી વિષ્ણુભગવાનના જીવનવડે તેમની સત્તાથી કોણ અજાણ્યું છે ? જેમનાં સુદર્શન ચક્રના ભોગરૂપે ભૂમંડળને ડોલાવનારા હજારો હાથવાળા થઇ ગયા છે. તો પછી ભૃગુ જેવા બે હાથવાળાનું તેમની આગળ શું ગજું ?

દુર્યોધનની સભામાં પાંચ પાંડવો જેવા પતિઓની દૃષ્ટિએ દુષ્ટ દુઃશાસનના હાથે પંચાળીની લુંટાયલી લાજ કોનાથી અજાણી છે? દુઃશાસનની છાતી ફાડી તેનું રૂધિરપાન કરનાર ભીમનું શૌર્ય શું તે વખતે પલાયન કરી ગયું હતું? ના, શૌર્ય તો હતું જ, પણ વડીલબંધુની આજ્ઞાના બંધને

બંધાયલો હતો. તેથી તે વિપત્તિ વખતે સહનશીલતાનું તેણે સેવન કર્યું હતું તથા સહનશીલતાથી કેવું પરિણામ આવ્યું હતું, તે કોઇથી ના કહી શકાય એમ નથી. અયોધ્યાપતિ હરિશ્ચંદ્ર શું વિશ્વામિત્રના બળને પહોંચી વળવા અશક્ત હતા? નહિ. છતાં તે વખતે સહનશીલતાનો પૂજારી થઈ સમયને આધીન થયો હતો. આ રીતે અનેક ઉદાહરણે છે. છેવટમાં પોતાનું કલ્યાણ ઇચ્છનાર દરેક ભગિનીએ વિપત્તિ વખતે પોતાની વિપતને સહન કરવી જરૂરની છે. દરેકે ધર્મશાસ્ત્ર-પર પૂર્ણ વિશ્વાસ રાખવો. સુવર્ણને જેમ સોની લોક ઘસે, છેદન કરે, ટીપે તથા તપાવે છે, તેમ તેમ તે ઉત્તમ થાય છે. ચોખાને જેમ જેમ ખાંડવામાં આવે છે તેમ તેમ તે સુગંધ-મય થાય છે અને દૂધને જેમ જેમ ગરમ કરે છે તેમ તેમ તે સર્વ પદાર્થથી શ્રેષ્ઠ સ્થિતિને પામે છે. આ રીતે સર્વે કષ્ટ સહન કરે છે ત્યારે તે ઉચ્ચ પદવીને પામે છે.આ રીતે જ્યારે જડ પદાર્થ સહનશીલતાને ભાવે ઉત્તમ થાય છે તો ચૈતન્ય, બુદ્ધિવંત શા માટે ન થઇ શકે? અર્થાત્ થાયજ. કહ્યું છે કે,

गुणस्याभरणं ज्ञानं ज्ञानस्या भरणंक्षमा.

ગુણનું ભૂષણ-જ્ઞાન છે તથા જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે. મનુષ્યે કદીપણ ક્રોધ કરવો નહિ. કારણકે ક્રોધ પવિત્ર બુદ્ધિને ભ્રષ્ટ કરનાર ચંડાળરૂપે મહર્ષિએ માનેલ છે તથા તે ખોટું નથીજ. ક્ષમા વિનાનો માનવ દાનવ સમાન છે. તેમાં સ્ત્રી જાતિને આ સદ્‌ગુણની વધારે જરૂર છે. સદ્‌ગુણી સ્ત્રીઓએ પોતાના સસરા, સાસુ, નણંદ, જેઠ, જેઠાણી, દેરાણી, વગેરે જે પૂજ્ય હોય તેમની આજ્ઞાને તાબે થવું તથા તેમના પ્રતિ પ્રેમભાવ રાખવો. તેમના તરફથી પોતાના પર ગમે તેવું દુઃખ પડે,

છતાં સહનશીલતા રાખી તેઓના અહિતનું મનમાં કોઈ પણ કારણ નહિ લાવતાં ક્ષમા ભાવે વર્તવું, એજ શ્રેયસ્કાર છે.

---

## શ્રદ્ધાવિચાર.

કહ્યું છે કે, **श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥** શ્રદ્ધા રહિત યજ્ઞ તામસી યજ્ઞ કહેવાય છે. વળી વ્યાસ ભગવાને કહ્યું છે કે,

**अश्रद्धा परमं पापं श्रद्धा पापप्रमोचनी ।**
**जहाति पापं श्रद्धावान् सर्पो जीर्णामिव त्वचाम ॥**

અશ્રદ્ધા એ મહાન્ પાપ છે. શ્રદ્ધા પાપને નાશ કરે છે. જે પ્રમાણે સર્પ પોતાની જૂની કાંચળીનો ત્યાગ કરી સુખને પામે છે, તેજ પ્રમાણે શ્રદ્ધાવાન્ મનુષ્ય પાપ કર્મથી મુક્ત થઇ સુખનો ભોક્તા બને છે.

શ્રદ્ધાનો બીજો અર્થ ભાવના થાય છે. ભાવવિના પ્રેમ ઉપસ્થિત થતો નથી તથા પ્રેમ વિના આનંદ નથી. જેમકે એક રોગી ભયંકર રોગથી પીડાય છે તથા તે ભયંકર રોગને નિર્મૂળ કરવા એક વૈદ્યે પોતાના વચનથી સો કોશને અંતરે એક ટેકરી પર હવા ફેર માટેની સલાહ આપી. હવે સો કોશની મુસાફરી કોણ કરી શકે ! આ પ્રશ્ન માટે પ્રથમ શ્રદ્ધા શબ્દ લઇશું. પ્રથમ રોગીને સારૂં થવા માટે વૈદ્યના વચનપ્રત્યે શ્રદ્ધાની જરૂર છે. વૈદ્યના અક્ષરે અક્ષર ખરા હોવા જોઈએ. તેણે આટલા રોગીઓને રોગમુક્ત કર્યા. તે સ્થાન માટે વૈદ્યની ખાત્રી હોવી જોઇએ. ત્યાં જવાથી રોગીને અવશ્ય સારૂં થવુંજ જોઇએ; આ રીતે જયાં સૂધી પ્રથમ શ્રદ્ધાએ

વાસ કર્યો નથી, ત્યાં સૂધી સો કોશની મુસાફરી થવાની નથી અને હવા ફેર રોગીને થવાનો નથી. શ્રદ્ધાનું મૂળ કારણ પ્રેમ છે. કારણકે આપણને વિચાર કરવાની શક્તિ છે કે, રોગી સો કોશની મુસાફરી કરવાને એકદમ તો શક્તિવાન્ હોયજ નહિ. રોગીના આપ્તજનો પર રોગીની સારવાર કરવાની ફરજ રહેલી છે. આ ફરજ રોગી પ્રત્યે પ્રેમ વિના અમલમાં મૂકી શકાય નહિ. તાત્પર્ય કે પ્રેમ (ભાવના) વિના આનંદનો ખજાનો મળતો નથી. પ્રેમ હોય ત્યાં જરૂર શ્રદ્ધાનો વાસ હોવોજ જોઇએ. માટે દરેક બહેનોએ ધર્મ, સત્ય તથા નીતિ તરફ પ્રેમાળ અર્થાત્ શ્રદ્ધાવાન્ થવું. श्रद्धावान् लभते ज्ञानं ॥ શ્રદ્ધાળુને જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. વળી કહ્યું છે કે,

अश्रद्धावान् एवैको देवानां नार्हते हविः ।
तस्यवान्नं न भोक्तव्यं इति धर्मविदो विदुः ॥

શ્રદ્ધા રહિત પુરૂષને દેવ, અગ્નિ આદિ દેવોને હવિથી તૃપ્ત કરવાનો અધિકાર નથી. જે મનુષ્ય શ્રદ્ધાથી રહિત છે તેનું અન્નપણ ભક્ષણ કરવું ઉચિત નથી. સ્ત્રીની શ્રદ્ધા પોતાના પતિપર હોવી જોઇએ. પછી તે જગતમાં બકરીના ગળાના આંચળની માફક નિરૂપયોગી હોય. પણ પોતાને મન તો તેને પોતાનો ઉદય ચંદ્ર માનવો જોઇએ. પોતાના જીવનનો સૌભાગ્ય, પોતાનો ઇશ, પોતાની સંપત્તિ, પોતાનો આહ્લાદ તથા પોતાનું સર્વસ્વ ગણી તેના પ્રતિ અચળ શ્રદ્ધાએ તેની ભક્તિ કરવી. સુલોચના, મંદોદરી તથા વૃંદા આદિ સતીઓ રાક્ષસોને પરણી હતી. છતાં તેઓના પતિઓનો આટલો બધો જે પ્રભાવ હતો, તે સતીઓની પોતાના પતિ વિશે અચળ શ્રદ્ધાને લીધે હતો. શ્રદ્ધા એવી રીતની હોવી જોઇએ કે, જે

શ્રદ્ધા પોતાની ભાવનારૂપ તીજોરીનું દ્વાર સહેલાઇથી ખુલ્લું કરી હૃદયની શાંતિ, આનંદ અને કલ્યાણનો ખજાનો પ્રાપ્ત કરી શકે.

---

## સંતોષવિચાર.

संतोषामृतातृप्तानां यत्सुखं शांतचेतसाम ।
कुत स्तद्धनं लुब्धानां इत श्चेत श्च धावताम ॥

સંતોષરૂપે અમૃતથી તૃપ્ત થયેલ તથા શાંત ચિત્તવાળા પુરૂષોને જે સુખની પ્રાપ્તિ થાય છે, તેવું સુખ આમતેમ દોડનારા ધનના લોભી પુરૂષને ક્યાંથી મળે ? વળી કહ્યું છે કે;

सदा संतुष्टमनसः सर्वासुखमया दिशः॥

સર્વદા સંતોષી મનુષ્યને સર્વ દિશાઓ સુખમયજ જણાય છે. સંતોષ એ દૈવી સંપત્તિમાં મહાન્ ગુણ છે. સર્પો પવનનો આહાર કરે છે, છતાં તેઓ દુર્બળ થતા નથી. વનના હાથીઓ સૂકું વનનું ઘાસ ખાઇને રહે છે, છતાં બળવાન્ હોય છે. આ બધાનું કારણ સંતોષ છે. મારી વહાલી બહેનોએ આ સદ્ગુણને અવશ્ય ધ્યાનમાં રાખવો. પારકાનો મહેલ જોઇ પોતાની પર્ણકુટીને બાળી નાંખવાથી લાભ નથી. સંતોષથી પોતાની રંક ઝુપડીનું સુખ સુરપતિના મહાલયની બરાબર થાય છે. પોતાની રંક ભાખરી નવ નિધ વાનીને વિસરાવે છે. સંતોષી સ્ત્રી પોતાના રંક ભર્તારને કદી પણ ઓછું આવવા દેતી નથી. જે ભગિની ભલે શ્રીમંત માબાપની પુત્રી હોય અને પોતાનો પતિ ગરીબ અવસ્થાવાળો હોય, છતાં જે સ્ત્રી પોતાના પતિની લુખી ભાખરીને અમૃતરૂપ માની

સંતોષી રહે છે, તેનું જીવન અમૃતરૂપે છે. કહ્યું છે કે રંક અવસ્થા હોય ત્યારે સ્ત્રીની પરીક્ષા થાય છે. પોતાનો સ્વામી મૂળથી ગરીબ હોય, અથવા તો પાછળથી, વેપારમાં, સટ્ટામાં અથવા બદ ચાલથી પોતાનું સર્વ ધન નાશ પામ્યું હોય, તેવે વખતે પૂરૂં પેટ ભરવાના પણ વાંધા પડતા હોય, તે વેળાએ જે સ્ત્રી ભૂખઆદિ કષ્ટોને સહન કરી પોતાના પતિની એબ ઉઘાડી કરતી નથી, પોતાના પતિના સંતોષ માટે ભોગ વિલાસની દરકાર નહિ કરતાં દુઃખ વખતે તેને દીલાસો આપે છે, કદીપણ મન ઉંચું કરતી નથી, હૃદયમાં દુઃખની જ્વાળાઓ સળગતી છતાં પોતાના સ્વામીને આનંદ આપવો, તેમજ મૃદુ ભાષણવાળી બની તથા હસમુખા સ્વભાવવાળી થઈ જે પોતાના પતિને સંતોષે છે, તેને માટે સ્વર્ગ દૂર નથી.

---

## દંપતી પરસ્પર ધર્મવિચાર.

વર વધુનાં જ્યારે લગ્ન થાય છે ત્યારે વર તથા કન્યા એઉના એક બીજાના હાથો એકઠા કરવામાં આવે છે. આને હસ્ત મેળાપ કહે છે. આ હસ્ત મેળાપ એક બીજા સાથે પાંચ રીતે મેળાપ કરવાનું સૂચવે છે. પતિ તથા પત્નીએ પાંચ પ્રકારે મેળાપ કરવાનો છે. (૧) હસ્ત મેળાપ, (૨) નયન મેળાપ, (૩) વિચાર મેળાપ, (૪) હૃદય મેળાપ, (૫) આત્મમેળાપ. કેવળ હસ્ત મેળાપથી ખરૂં લગ્ન મનાતું નથી. પણ જ્યારે ઉપર કહેલ પાંચ મેળાપ થાય, ત્યારેજ ખરૂં લગ્ન થયું સમજવાનું છે.

**હસ્ત મેળાપઃ**—અગ્નિ દેવની સન્નિધિમાં તથા મંત્રોની ધ્વનિમાં પોતાની આ પત્ની છે, એમ કહી તેના હાથ સાથે પોતાનો હાથ જોડવો, આનું નામ હસ્ત મેળાપ.

**નયન મેળાપઃ**—આંખ એ એક પ્રેમની સરિતા છે. આ સરિતાના નિર્મળ વારિથી પતિ તથા પત્નીએ ઉભયને વિશુદ્ધ પ્રેમથી જોવાં, તે નયન મેલાપ.

**વિચાર મેળાપઃ**—વિચારના સાધનવડે પણ દંપતીએ મેળાપ કરવાનો છે. એટલે ઉભયે એક બીજાથી વિચારના સાધનવડે એકજ થવાનું છે. એટલે અરસપરસ વિચારોની ભિન્નતા થવી જોઇએ નહિ.

**હૃદય મેળાપઃ**—એક બીજા વિષે લાગણી હોય તથા તેથી પરસ્પર સુખ દુઃખમાં ભાગી બને તથા જેમ સરિતા સાગરને મળે છે તથા સાગરરૂપ થઈ જાય છે, જેમ એક દીપકની જ્યોત બીજા દીપકની જોત સાથે મળી જાય છે, તેજ રીતે મળી જવું, તેનું નામ હૃદયમેળાપ છે.

**આત્મમિલાપઃ**—પોતાના આત્માને પોતાના સહકારી આત્મા સાથે જોડવો, પરસ્પરે આત્માના ગુણ તરફ દૃષ્ટિ રાખવી, આનું નામ આત્મમેળાપ છે.

પ્રેમ તથા પવિત્રતા આ બે આત્માના ગુણો છે. લગ્ન સંસ્કાર એ આત્મિક વિવાહનું દ્યોતક છે. માટે પતિ પત્નીએ એક બીજા પર પૂર્ણ વિશ્વાસ રાખવો, શુદ્ધ પ્રેમ કરવો, સદૈવ ઐકય ભાવથી હળી મળીને રહેવું, આજ મુખ્ય લગ્નની સાર્થકતા છે.

प्रजनार्थं स्त्रियः सृष्टाः सतानार्थं च मानवाः ।
तस्मा त्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ॥

અર્થઃ—ગર્ભધારણ કરવા સારૂં સ્ત્રીઓને તથા સંતાન માટે પુરૂષોને ઉત્પન્ન કર્યા છે. માટે વેદમાં સાધારણ ધર્મ-કાર્યો પતિએ પત્ની સહિત કરવા કહેલાં છે.

सतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

જે કુળમાં સ્ત્રીથી પુરૂષ તથા પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહે છે અર્થાત્ બન્નેને પરસ્પર પ્રીતિ હોય છે, તે કુળનું સદા કલ્યાણ જ થાય છે.

न कामेषु न भोगेषु नैश्वर्ये न सुखे तथा ।
स्पृहा यस्या यथा पत्यौ सा नारी धर्मभागिनी ॥

જે સ્ત્રીને જેવી પતિમાં ઇચ્છા રહે તેવાં કામ, ભોગ, ઐશ્વર્ય તથા સુખમાં પણ રહેતી નથી. તે સ્ત્રીને ધર્મિષ્ઠ જાણવી. કારણ કે;—

भर्ता देवो गुरु भर्ता धर्मतीर्थव्रतानि च ।
तस्मा त्सर्वं परित्यज्य पतिमेकं भजे त्सती ॥

સ્ત્રીને પતિ જ દેવ, ગુરૂ, પોષણ કરનાર, ધર્મ, તીર્થ તથા વ્રતરૂપે છે. માટે સર્વને છોડી તેણે એક પતિની જ સેવા કરવી.

न सा स्त्रीत्यभिमंतव्या यस्यां भर्ता न तुष्यति ।
तुष्टे भर्तरि नारीणां तुष्टः स्या त्परमेश्वरः ॥

જે સ્ત્રીમાં પતિ સંતોષ પામતો નથી, તેને સ્ત્રી માનવી નહિ. સ્ત્રીઓને પતિ પ્રસન્ન થવે પરમેશ્વર પ્રસન્ન થાય છે.

વળી મહાભારતમાં કહ્યું છે કે,

**सुखभावा सुखवचना सुवृत्ता सुखदर्शिनः ।**
**अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणी ॥**

જે સ્ત્રી પતિ પ્રત્યે સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, રૂડાં આચરણવાળી, સુખરૂપ દેખાવવાળી, પતિમાં જ ચિત્ત રાખનારી તથા પ્રસન્ન મુખવાળી હોય, તે ધર્મચારિણી જાણવી. આપણાં ધર્મશાસ્ત્રોમાં દરેક ઠેકાણે કહ્યું છે કે, સ્ત્રીએ સ્વતંત્રપણે રહેવું નહિ. અર્થાત્ સ્ત્રીઓએ સદા પોતાના સત્સંબંધી પુરૂષોના રક્ષણમાં રહેવું. પણ કદી સ્વતંત્ર રહેવું નહિ. આનું કારણ એટલું છે કે, પુરૂષ કરતાં સ્ત્રી જાતિમાં સ્વભાવથી તન તથા મનનું બળ ઓછું હોય છે. માટે સ્ત્રીએ બાળપણમાં માતા પિતાને, યુવાવસ્થામાં પતિને અને પતિ મરણ પામે તો પુત્રને વશ રહેવું. પણ કદી સ્વતંત્ર રહેવું નહિ.

સ્ત્રીએ પતિના પહેલાં ઉઠવું, દાતણપાણી કરી મુખ ધોઈ, પથારી ઉપાડી, ઘરને ઝાડી સાફ કરી, રસોડાનાં બધાં વાસણ ઘરની બહાર સારી રીતે માંજી માટીવડે ચુલાને લીપવો તથા તેમાં રસોઈ માટે કાષ્ઠ તથા અગ્નિ મૂકવાં. પછી નાહી ધોઇ સ્વચ્છ થઇ તેણે સાસુ સસરાને પગે લાગવું, સદા મન તથા વાણી નિયમમાં રાખવી, રસોઈ આદિ તૈયાર કરી પતિ, સાસુ તથા સસરા આદિને જમાડયા પછી પોતે જમવું. ત્યાર બાદ રાત્રીને સમયે શયા બીછાવી પતિની સેવામાં હાજર થવું. પતિ નિદ્રાવશ થાય ત્યારે તેમાં મન રાખી તેજ શયાપર નિષ્કામ તથા જિતેન્દ્રિય થઈ સાવધાન રહી, વસ્ત્ર સહિત સૂવું. કદી પણ અપ્રિય તથા કઠોર બોલવાની ટેવ રાખવી નહિ, અનર્થ બોલવું નહિ, ધર્મકાર્ય સંપાદન કરવામાં વિરોધી થવું નહિ. અદેખાઇ, હિંસા, ચાડી, વિષયમાં મોહ, અહંકાર,

પોતાની બડાઈ, ઇશ્વરમાં અનાસ્થા, સાહસ, ચોરી તથા દંભ આદિનો ત્યાગ કરવો. પોતાનો પતિ પરદેશ ગયો હોય, તે સમયે સ્ત્રીએ વિશેષ ઘરેણાં પહેરવાં નહિ. પણ માત્ર સૌભાગ્ય બતાવનાર આભરણ ધારણ કરવાં અને સ્વામીના હિતમાં પ્રીતિ રાખવી. માણસોના મેળાવડામાં જવું નહિ, અતિ હાસ્ય કરવું નહિ તથા પારકે ઘેર જવું નહિ. આ રીતે ગૃહકાર્ય કરી સ્ત્રીએ પોતાના સ્વામીને પ્રસંન રાખવો. કદાચ શ્રીમંતાઈના ભાવે પોતાનું ગૃહકાર્ય ચાકરો આદિથી થતું હોય, છતાં પોતાનું શરીર કસાય તેવા ઉપાયો યોજવા તથા ઘણું કરી પતિ સંબંધી કાર્ય પોતે જ કરવું જોઇએ.

જે સ્ત્રીઓ નીચે પ્રમાણેની સ્વતંત્રતા ભોગવે છે, જેવીકે મિત્ર સાથે એકાંત બેસવું, અવયવ દેખાય એવા પોશાક પહેરવા, મોટર, બાઈસીલક વગેરેમાં પોતાની મેળે એકલાં મુસાફરી કરવી, ઓફીસોમાં પુરૂષોના સમૂહમાં નોકરી કરવી, પોતાના સ્વામીની સ્થિતિને તિલાંજલિ આપી પોતાની મનગમતી વસ્તુઓ ખરીદવી, મનગમતા આનંદના સાધનભૂત, નાટકતથા ચેટકમાં હાજરી આપવી, ઘરમાં સ્વામી સાથે સાધારણ ખટપટ થતાં, પોતાના સ્વામી સાથે વૈરભાવ બાંધવો, છૂટાછેડા માટે કોરટ દરબારે ચઢવું વગેરે દૂષણ લગાડનારી સ્ત્રીઓ પોતાના પિતાના કુળને લાંછન લગાડનારી છે. એક સમય એવો હતો કે, સતી પોતાના સતીત્વના ભાવે દુષ્કાળ, રોગ તથા સંકટનું પણ નિવારણ કરી શકતી હતી. અત્યારે એવી કોણ છે કે, દુષ્કાળાદિ ભયંકર સંકટમાં પડેલા દેશને સદાને માટે મુક્ત કરે ? જ્યારે દરેક ભગિની પોતાના ધર્મને અનુસારનારી થશે, પોતાના ગૌરવનું પોતે જ રક્ષણ કરતી થશે, આખાની લાલચે, પોતાની પાસે રહેલા અર્ધાથી જ સંતુષ્ટ

થશે, પરાયા જીવનનું અનુકરણ કરવાનો પરિત્યાગ કરશે, દાંભિકતા, કુસંપ, આપસ્વાર્થીપણું, અનાસ્થા, અદેખાઈ વગેરેનો સર્વથા ત્યાગ કરી, સ્નેહ તથા સંપને વળગી રહેતાં શીખશે ત્યારે જ પોતાના દેશને હુન્નર, ઉદ્યોગ તથા કળા કૌશલ્ય આદિથી તે વિભૂષિત કરશે. જ્યારે દરેક ભગિની પોતાના ધર્મનું રહસ્ય સમજી, જિતેંદ્રિય, મનોનિગ્રહવાળી, સુસંસ્કારી તથા પતિપરાયણ થઇ, સંસ્કારી તથા શૂરવીર બાળકને જન્મ આપતી થશે ત્યારે જ દેશનો ઝાંખો પડેલો ઉદય પૂર જોશમાં પ્રકાશિત થશે.

---

## પુરૂષધર્મ.

यावन्न विंदते जायां तावदर्द्धो भवेत्पुमान् ।
नार्धं प्रजायते पूर्णः प्रजायेतेत्यपि श्रुतिः ॥

જ્યાં સૂધી પુરૂષ સ્ત્રી પરણુતો નથી ત્યાં સૂધી અર્ધો કહેવાય છે. કારણ કે એકલા પુરૂષથી પ્રજા ઉત્પન્ન થતી નથી. પણ સ્ત્રીને પરણી પૂર્ણ થાય ત્યારે તેનાથી પ્રજા ઉત્પન્ન થઇ શકે છે.

न गृहं गृहमित्याहु र्गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनमरण्यसदृशं भवेत् ॥

ઘરને ઘર નથી કહેતા, પણ સ્ત્રી જ ઘર કહેવાય છે, કેમકે સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સરખું લાગે છે.

धर्मार्थकामकालेषु भार्या पुंससहायिनी ।
विदेशगमने चास्य सैव विश्वासकारिका ॥

સ્ત્રી ધર્મ, અર્થ, કામ તથા યોગ્ય સમયે પુરૂષને સહાય કરનારી છે. પરદેશ જતાં સમયે વિશ્વાસ કરવાલાયક પણ તે જ છે.

परदारा न गंतव्या पुरुषेण विपश्चिता ।
यतो भवंति दुःखानि नृणां नास्त्यत्र संशयः ॥

બુદ્ધિમાન્ પુરૂષે પારકી સ્ત્રી પ્રત્યે જવું નહિ. કેમકે તેથી દુઃખ થાય છે, એમાં સંશય નથી.

तप्तांगारसमा नारी घृतकुंभसमः पुमान् ।
तस्मात् वह्निं घृतं चैव नैकत्र स्थापयेद्बुधः ॥

બળતા અગ્નિ સમાન સ્ત્રી તથા ઘીથી ભરેલ ઘડા સમાન પુરૂષ છે. માટે બુદ્ધિમાને બેઉને એક ઠેકાણે રાખવાં નહિ.

मात्रा स्वस्त्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥

મા, બેન તથા દીકરી સાથે પણ એકાંતમાં બેસવું નહિ. કારણ કે ઇન્દ્રિયો બળવાન્ હોવાથી વિદ્વાનને પણ વિષય પ્રતિ ખેંચે છે.

વળી મહાભારતના વનપર્વમાં કહ્યું છે કે, અલ્પ શક્તિવાળા પુરૂષોએ પણ પોતાની સ્ત્રીઓનું રક્ષણ કરવું. કેમકે સત્પુરૂષોએ સદા આચરણ કરેલ આ ધર્મ છે. જેમ પુરૂષે ધંધારોજગારમાં તેમ સ્ત્રીએ ઘરના કાર્યમાં પડી પોતાના તન તથા મનને રોકવું, જેથી શરીર આરોગ્ય રહે છે અને મન સમય મળતાં ખોટે માર્ગે ચઢી જતું નથી. પોતાની સ્ત્રીપર ખોટો વહેમ લાવી તેને ઘરમાં ગોંધી રાખવી નહિ. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે;

अरक्षिता गृहे रुद्धा पुरुषैराप्तकारिभिः ।
आत्मानमात्मानायास्तु रक्षेयु स्ताः सुरक्षिताः ॥

કદાચ સ્ત્રીઓનાપર ચોકસી રાખનાર પુરૂષે ઘરમાં ગોંધી રાખી હોય, છતાં તે સુરક્ષિત રહેતી નથી. પણ જે સ્ત્રી પોતાના મનવડે પોતાનું રક્ષણ કરે છે, તેજ સુરક્ષિત થાય છે. કહ્યું છે કે,

उत्सवे लोकयात्रायां तीर्थेष्वन्यनिकेतने ।
न पत्नीं प्रेषयेत् प्राज्ञः पुत्रामात्यविवर्जिताम् ॥

અર્થઃ—સ્ત્રીને ઉત્સવમાં, લોક મેળાવડામાં, તીર્થોમાં તેમ જ પારકાને ઘેર, સાથે પુત્ર અથવા વિશ્વાસુ માણુસ આપ્યા વગર એકલી મોકલવી નહિ.

દંપતીને પરસ્પર સમાન હક રહેલો છે. બેઉ અરસ્પરસ સમાન ભાગીદાર છે. જો બેઉને સમાન હક જળવાયલો રહે છે તો જ મતભેદ પડતો નથી. મતભેદ એ જ કલેશનું તત્વ છે. વળી કલેશ એજ પોતાના સંસારને સડો છે તથા સડો એ જ દુઃખનું મૂળ છે. માટે બુદ્ધિમાન્ પુરૂષે પરસ્ત્રી ગમનાદિકથી સદા દૂર રહેવું, જેથી સંસાર સારો નીવડે છે.

---

## યુવતિધર્મવિચાર.

पुरुषं सेवते नान्यं मनोवाक्कायकर्मभिः ।
लोभितापि परेणार्थैः सा सती लोकभूषणा ॥

જે સ્ત્રી મન, વાણી અને દેહથી તથા કર્મવડે પર પુરૂષનું નામ પણ લેતી નથી તથા પરપુરૂષ દ્રવ્યાદિથી કદી

લોભ બતાવે, છતાં જે પોતાના ધર્મથી ચલાયમાન થતી નથી, તેને પતિવ્રતા કહે છે.

रूपयौवनसंपन्ना गीते नृत्ये ऽतिकोविदा ।
स्वानुरूपं नरं दृष्ट्वा न याति विकृतिं सतीम् ॥

જે સ્ત્રી યુવાવસ્થામાં હોય તથા પોતાનું રૂપ ઘણું સુશોભિત હોય, વળી દેવતાઓનાં ગીતો તથા ધ્યાનમાં કુશળ હોય તથા તેના જેવા જ રૂપવાન્ યુવાવસ્થાવાળા તથા ગાયન વિગેરેમાં હુશિયાર પુરૂષને જોઇ જેનું મન મોહિત થતું નથી, કિંવા લલચાતું નથી, તેવી સ્ત્રી સતી કહેવાય છે.

वीक्षिता वीक्षते नान्यैं र्हासिता न हसत्यपि ।
भाषिता भाषते नैव सा साध्वी सत्यलक्षणा ॥

કોઇ પણ પ્રસંગે દુરાચાર પામેલ પુરૂષ પોતાની સામું જૂવે છે, છતાં જે સ્ત્રી તેવા પુરૂષની સામું જોતી નથી. તેમ જ હસાવતો હોય તો પણ જે સ્ત્રી હસતી નથી, વખતે ખોટું કારણ બતાવી બોલાવતો હોય, છતાં જે સ્ત્રી તેવા પુરૂષ સામું બોલતી નથી. આવા શ્રેષ્ઠ લક્ષણવાળી સ્ત્રી સતી કહેવાય છે.

કહ્યું છે કે કદી આદિત્ય પશ્ચિમમાં ઉગે, મહાન્ મેરૂ ચલાયમાન થાય, અગ્નિની શિખા અધોગતિને પામે, પર્વતના અગ્રભાગની શીલા ઉપર કમળ વિકસિત થાય, હંસની ગતિ કાગડા જેવી થાય, સમુદ્ર પોતાની મર્યાદાથી પતિત થાય, કાષ્ઠ પોતાનો ટેક તોડી સાગરમાં ડૂબે, જ્ઞાની પુરૂષોનાં અંતઃકરણ દયા વિનાનાં થાય, એ સર્વ વાત ન બનવાની કદી બને, પણ સતી સ્ત્રી પોતાના મહા પવિત્ર ધર્મથી પતિત થતી નથી.

दौत्येन प्रार्थिता वापि बलेन विधृतापि वा ।
वस्त्राद्यैर्वासिता वापि नैवान्यं भजते सती ॥

ગમે તેવા કાલાવાલા કરી પ્રાર્થના કરી હોય, કિંવા બળાત્કારથી પકડી હોય, અથવા વસ્ત્રઆભૂષણ આપવાનાં કહી લોભ આપ્યો હોય, છતાં જે સ્ત્રી પોતાના મહા પાતિવ્રત્ય ધર્મથી ચલાયમાન થતી નથી, તે સતી પતિવ્રતા કહેવાય છે.

भुंक्ते भुक्ते पतौ या तु स्वासीना चाप्युपासते ।
विनिद्रते विनिद्राति सा स्त्री ज्ञेया पतिव्रता ॥

પતિના ભોજન કર્યા પછી પોતે જમે, પોતાના પતિ બેઠા પછી પોતે બેસે તથા પતિ સૂવા પછી પોતે સૂવે, તેવી પતિભકિતપરાયણ સ્ત્રી પ્રતિવ્રતા કહેવાય છે.

यच्च भर्ता न पिबति यच्च भर्ता न स्वादति ।
यच्च भर्ता न चाश्नाति सर्वं तत् वर्जये त्सती ॥

જે પદાર્થ પોતાના પતિ પીતા નથી, તે પોતે પણ પીતી નથી, જે વસ્તુ પોતે પ્રાશન કરતા નથી, તે પોતે પણ પ્રાશન કરતી નથી તથા જે ભોજન પોતાના પતિ કરતા નથી, તે ભોજન તે સ્ત્રી કરતી નથી, તે સ્ત્રી સતી કહેવાય છે.

अतिप्रियतरै र्वाक्यै र्भर्तारं या सुषेवते ।
पतिव्रता शिरोरत्नं सा नारी कथिता बुधैः ॥

જે સ્ત્રી પોતાના પતિ સાથે હમેશાં અતિપ્રિયતર મધુર પ્રેમરૂપ અમૃતથી ભીંજાયલાં સારાં વાકયો બોલી, પોતાના પતિની આજ્ઞાનુસાર આચરણ કરે છે, તે સ્ત્રી આ સંસારમાં પતિવ્રતા સ્ત્રીઓમાં એક રત્નરૂપી શોભાયમાન થઈ કીર્તિ મેળવી પતિલોકને પામે છે તથા તેને જ વિદ્વાન્ પુરૂષો પતિવ્રતાશિરોમણિ એવી પદવી અર્પણ કરે છે.

शुश्रूषां परिचर्यां च करोत्यविकृताः सदा।
सुप्रतीता विनीता च सा नारी धर्मभागिनि॥

જે સ્ત્રી પોતાનું મન પ્રસન્ન રાખી નિરંતર પતિસેવામાં તત્પર રહે છે તથા સ્વધર્મની મર્યાદામાં રહી વિનયપૂર્વક વર્તે, તે સ્ત્રીનું નામ ધર્મપત્ની કહેવાય છે.

पतिं या नाभिचरति मनोवाक्देहसंयुता।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते॥

જે પોતાના પતિનું વચન મન, વાણી અને શરીરથી પણ ઉલ્લંઘન કરતી નથી, અર્થાત્ પોતાના પતિપર પોતાનું મન ખોટા ભાવથી રાખતી નથી તથા પોતાના પતિને કંઈ તુચ્છ શબ્દ કહેતી નથી, તેવી સ્ત્રીને મહાત્મા પુરૂષો સતી કહે છે. આવી સ્ત્રી પોતાના પતિ સાથે જોડાઈ સર્વ પ્રકારે સુખ પામે છે.

सकामं वीक्षिताप्यन्यैः प्रियावाक्यैः प्रलोभिता।
स्पृष्टा वा जनसंमर्दे न विकारमुपैति या॥

પરપુરૂષે ખરાબ મનથી જોઇ હોય અને પોતાને લાલચ આપી તથા સારાં વચનો બોલી લોભ આપ્યો હોય તેવા ઘણા મનુષ્યોના મેળામાં જઇ, પોતે વિકારને પામતી નથી, તે પ્રતિવ્રતા છે.

सुस्वभावा सुवचना सुवृत्ता सुखदर्शना।
अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणि॥

જે સ્ત્રી સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, સર્વદા સદાચાર પાળનારી તથા પોતાના પતિમાં જ ચિત્ત રાખનારી તેમ જ આનંદિત મનવાળી હોય, તેને પતિવ્રતા જાણવી.

कार्येषु मंत्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा।
धर्मानुकूलक्षमया धरित्री च षड्गुणमेताद्धे पतिव्रतानाम॥

પતિવ્રતા સ્ત્રીઓએ પોતાના પતિને કોઈ પણ કાર્યમાં સલાહ આપનાર મંત્રી પ્રમાણે વર્તવું. એટલે જેવી રીતે રાજાનો મંત્રી હોય છે, તેવી રીતે ગૃહરૂપી રાજ્યમાં સ્ત્રીઓ મંત્રીરૂપે છે; માટે પોતાના પતિને ગૃહસંબંધી વ્યવસ્થા કેમ કરવી, કેવી રીતે વર્તવું વગેરે વ્યાવહારીક ગૃહકાર્યોમાં સારા વિચારો દર્શાવવા અને કામકાજ કરવામાં દાસી સમાન કાર્ય કરવું, ભોજન કરાવવામાં પ્રેમ રાખનારી પોતાની માતા પ્રમાણે વર્તવું, એટલે સર્વ પ્રકારે જેમ માતા બાળકની ભોજન વખતે બરદાસ રાખે છે, તેવી જ રીતે પતિવ્રતા સ્ત્રીએ રાખવી. શયનમાં રંભા સમાન સુખ આપવું, ધાર્મિક કાર્યોમાં પોતાના પતિના મનને અનુકૂળ રહેવું અને કોઈ પણ કારણસર પતિ કોપાયમાન થયા હોય, તે વખતે પૃથ્વી પ્રમાણે સર્વ વચન સહન કરવાં. ઉપર વર્ણવેલા છ ગુણો જેનામાં હોય, તે પતિવ્રતા કહેવાય છે.

વળી સૌભાગ્ય કલ્પદ્રુમમાં કહ્યું છે કે;—

नंद उवाचः-

वेदानां कारणं त्वं च ब्रह्मादीनां च पूजकः।
सर्वं कथय भद्रं ते कं पृच्छामि त्वया विना।
पतिव्रतानां यो धर्म स्तत्सर्वं वक्तुमर्हसि॥

એક વેળા નંદે શ્રી ભગવાનને કહ્યું કે, આપ તો સર્વ વેદોના કારણરૂપ છો. તેમ જ બ્રહ્માઆદિના પૂજકરૂપે છો, માટે હું આપને જે પૂછું, તેનો આપ વિના બીજું કોણ ઉત્તર આપી શકે ? આપ મને પતિવ્રતાના શું ધર્મો છે, તે કહેવા કૃપા કરો.

श्रीकृष्ण उवाचः-

पतिव्रतानां यं धर्मं तन्निबोध व्रजेश्वर ॥

ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું-હે વ્રજના સ્વામિન્! પતિવ્રતાના જે કાંઇ ધર્મ છે, તે હું કહું તે સાંભળો.

नित्यं तु भर्तुरौत्सुक्यात् तत्पादोदकमीप्सितम् ।
भक्तिभावेन सततं भोक्तव्यं तदनुज्ञया ॥

દરરોજ અત્યંત ઉત્સુકતાથી પતિનું પાદોદક લેવું, હંમેશ પતિની આજ્ઞા લઇ તેમના જમ્યા પછી ભક્તિયુક્ત થઇ પોતે ભોજન કરવું.

व्रतं तपस्यां देवार्चां परित्यज्य प्रयत्नतः ।
कुर्यात्तच्चरणसेवां च स्तवनं परितोषणम् ॥

સ્ત્રીએ વ્રત, તપશ્ચર્યા તથા દેવપૂજન વગેરેના કરતાં પતિસેવામાં વધારે ઉત્સુક થવું. તેણે પતિના પગ દાબવા, તેમની સ્તુતિ કરવી તથા તેમને સંતુષ્ટ કરવા.

तदाज्ञारहितं कर्म न कुर्यात् वैरतः सती ।
नारायणात्परं कान्तं ध्यायते सततं सती ॥

વૈરભાવથી તેની આજ્ઞા વિનાનું કંઇ પણ કાર્ય કરવું નહિ. સતી સ્ત્રીએ નારાયણ કરતાં પતિ શ્રેષ્ઠ છે, એમ માની પોતાના પતિનું ધ્યાન ધરવું.

परं पुंसां परं चैव सुवेषपुरुषं परं ।
यात्रामहोत्सवं नृत्यं नर्तकं गायनं व्रज ॥

પરપુરૂષનું સેવન કરવું નહિ, સારા વેષવાળા અન્ય પુરૂષને ભાવથી નીરખવો નહિ, યાત્રા, મહોત્સવ, નૃત્ય, નાટક તથા ગાયન આ સર્વનો ત્યાગ કરવો.

परक्रीडां च सततं नहि पश्यति सुव्रता ।
यद्भक्ष्यं स्वामिनो नित्यं तदेवमपि योषिताम् ॥

સારા આચરણુવાળી સ્ત્રી પરક્રીડાને હમેશ જોતી નથી તથા પોતાના સ્વામી જે ખાય, તે પોતે ખાય છે.

नहि त्यजे त्पतिसंगं क्षणमेव च सुव्रता ।
उत्तरे नोत्तरं दद्या त्स्वामिनश्च पतिव्रता ॥

સારાં આચરણુવાળી સ્ત્રી પોતાના પતિના સંગનો એક ક્ષણુ પણુ ત્યાગ કરતી નથી. પતિવ્રતા સ્ત્રી સ્વામીને જરા પણુ ઉત્તર આપતી નથી.

न कोपं कुरुते शुद्धा ताडिता चापि कोपतः ।
क्षुधितं भोजये त्कांतं दद्या त्पानं च भोजनम् ॥

પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિએ મારી હોય, છતાં કોપથી સામો ગુસ્સો કરતી નથી. પોતાનો પતિ ભૂખ્યો થયો હોય તો તેને જમાડે છે. પતિ બહારથી આવે કે, તેને જળ તથા ખાવાનું તેના મૂખ આગળ મૂકે છે.

न बोधये त्तं निद्रालुं प्रेरये न्नैव कर्मसु ।
पुत्राणां च शतगुणं स्नेहं कुर्या त्पतिं सती ॥

પતિ જો ઉંઘતા હોય તો તેને પતિવ્રતા સ્ત્રી જગાડતી નથી. કોઇ કર્મમાં તેને પ્રેરતી નથી. સતી સ્ત્રી પુત્રોના કરતાં સોગણો સ્નેહ પતિપર રાખે છે.

पति र्बंधु र्गति र्भर्त्ता दैवतं कुलयोषितः ।
शुभं दृष्ट्वा सुधातुल्यं कांतं पश्यति सुंदरी ॥

કુળવાન્ સ્ત્રીને પોતાના પતિ બંધુરૂપ, ગતિરૂપ તથા દૈવતરૂપ છે. તે પોતાના પતિનું શુભ ઇચ્છે છે. તે પોતાના પતિને અમૃત સમાન જૂવે છે.

हसितं वदनं कृत्वा भक्तिभावेन यत्नतः ।

તે પોતાના પતિના મુખ સામું ભક્તિયુક્ત થઇ હસીને જૂવે છે.

## યુવતી ધર્મ આચાર.

अभ्युत्थानमुपागते गृहपतौ तद्भाषणे नम्रता ।
तत्पादार्पितदृष्टिरासनविधि स्तस्योपचर्या स्वयम् ॥
सुप्ते तत्र शयीत तत्प्रथमतो जह्याच्च शय्यामिति ।
च्यैः साधुनिवेदितः कुलवधूसिद्धान्तधर्मागमः ॥

સ્ત્રીઓએ પોતાના પતિને બહારથી ઘરમાં આવતા જોઇ તરત ઉઠી ઉભા થવું, પોતાના પતિ સાથે ભાષણ કરવામાં નમ્રતા રાખવી, પતિના ચરણમાં દૃષ્ટિ રાખી તેમને આસન આપવું, તેમજ પતિની સેવામાં હાજર થવું. પતિના સુતા પછી પોતે શયન કરવું તથા પતિ ઉઠે તેનાથી પ્રથમ ઉઠવું. આ રીતે પ્રાચીન ઋષિઓએ કુલવતી સ્ત્રીઓનો ધર્મ કહ્યો છે.

पति हिं देवो नारीणां पतिबन्धुः पति र्गतिः ।
पत्या समा गति र्नास्ति दैवतं वा यथा पतिः॥

સ્ત્રીઓનો પતિજ દેવ છે. પતિજ સ્નેહી તથા ગતિરૂપ છે. કેમકે સ્ત્રીઓને પતિ સમાન બીજું દૈવત નથી અથવા બીજી કોઇ ગતિ નથી. માટે પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિની ભકિત કરવી, એજ સ્ત્રીઓનો સનાતન ઉત્તમોત્તમ ધર્મ છે. વળી બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કે;—

श्री भगवानुवाचः—

श्रुणु नारद वक्ष्यामि सतीनां व्रतमुत्तमम् ।
कुरूपो वा कुव्रतो वा सुस्वभावोथ वै पतिः ॥

रोगान्वितः पिशाचो वा क्रोधनो वापि मद्यपः ।
वृद्धो वाप्यविदग्धो वा मूकोन्धो बधिरोऽपि वा ॥
रौद्रो वापि दरिद्रो वा कदर्यः कुत्सितोऽपि वा ।
कातरः कितवो वापि ललनालंपटोपि वा ॥
सततं देववत् पूज्यः साध्व्या वाक्कायकर्मभिः ।
न जातु विषमं भर्तुः स्त्रीया कार्यं कथंचन ॥

હે નારદ! પતિવ્રતા સ્ત્રીઓનાં આચરણ તથા ધર્મ તમને કહું, તે શ્રવણ કરો. પતિ જો કુરૂપ અર્થાત્ ખરાબ રૂપવાળો હોય, ભુંડા આચરણવાળો હોય, શ્રેષ્ઠ સ્વભાવવાળો હોય, ક્રોધી હોય, પિશાચ સરખો હોય, મદ્યપાન કરનારો હોય, વૃદ્ધ હોય, ચતુર ન હોય, મૂર્ખ હોય, મુંગો હોય, અંધ હોય, બીહામણો હોય, દરિદ્રી હોય, કદરી હોય, નિંદિત હોય, કપટી હોય, સ્ત્રીલંપટ હોય, છતાં સ્ત્રીઓએ પોતાના પતિની વાણી મન અને કર્મદ્વારા સર્વદા દેવની પેઠે પૂજા કરવી. પતિના સુખે સુખી તથા પતિના દુઃખે દુઃખી, એમ સુંદરીઓનો સનાતન ધર્મ છે. ઉપર વર્ણવેલા અવગુણો કદાપિ પોતાના પતિમાં દેખવામાં આવતા હોય, છતાં એવા પ્રિય અને હિતકર ઉપાયો યોજવા, કે જેનાવડે પતિના સમસ્ત અવગુણનું પરિવર્તન થઇ સદ્ગુણ થઇ જાય. અર્થાત્ સતી સ્ત્રીઓએ એવા દુર્ગુણોથી દૂર થવા પોતાના પતિને નમ્રતાથી, શાંતિથી, વિવેકથી સમજાવી, અનેક પ્રકારે પ્રાર્થનાના સ્વરૂપમાં વિજ્ઞપ્તિ કરી, પતિની ખરાબ આચરણવાળી વર્તણુક સુધારવી. પણ પતિની અવગણના કયારે પણ કરવી નહિ.

## પ્રાતઃકર્તવ્ય.

पतिपरिचरणं संविधायैकवेणीं ।
संरच्याधायभाले तिलकमथगलाद्यो निमज्जन्सभूषा ॥

पत्युः पूर्वः समुत्थाय देहशुद्धिं विधाय च ।
उत्थाप्य शयनीयानि कृत्वा वेश्मविशोधनम् ॥

સ્ત્રીઓએ સૂર્યોદય થવા અગાઉ સવારના પહોરમાં ઉઠી પોતાના સ્વામીનાં ચરણુનો સ્પર્શ કરી પ્રણામ કરવા. વળી પ્રેમથી તેમનું મુખ જોઇ ઘરના કામ કાજમાં લાગવું. સવારના પહોરમાં જે દેવનાં ગીતો હોય તે ગાઇ સ્વામીને જોઇતી ચીજ અર્થાત્ દાતણુ વગેરે આપવાં. ત્યારબાદ માથાના કેશમાં તેલ નાંખી સાફ રાખી. વેણી ધારણુ કરી ગળાસૂધી સ્નાન કરવું. પણુ માથું બોળી રોજ સ્નાન કરવું નહિ. કારણુકે સુવાસિની સ્ત્રી પવિત્ર ગણુાય છે. કંઇ અડચણુ આવે ત્યારેજ માત્ર માથું બોળી નહાવું.

महानसस्थपात्राणि बहिः प्रक्षाल्य सर्वशः ।
मृद्भिस्तु शोधये च्चुल्लीं तत्राग्निं सेंधनं न्यसेत् ।
स्मृत्वा नियोगपात्राणि रसान्नद्रविणानि च ।
कृतपूर्वाह्णकार्येयं श्वशुरावभिवादयेत् ॥

ત્યાર પછી રસોડાનાં બધાં વાસણુ ઘરની બહાર સારી રીતે માંજી મટોડીથી ચુલાને લીપવો. પછી ઘરમાં વાપરવાનાં બીજાં વાસણુ, ઘી તેલ વગેરે રસ, ધાન્ય તથા દરરોજ ખર્ચ માટેના પૈસા તપાસવા. એ રીતે સવારનું કામ કર્યાં પછી સ્નાન કરવું અને પવિત્રપણે થઇ શુદ્ધ થઇ ધોયલું વસ્ત્ર પહેરી સાસુ સસરાને પગે લાગવું.

ताभ्यां भर्त्रा पितृभ्यां वा भ्रातृमातुलबांधवैः ।
वस्त्रालंकाररत्नानि प्रदत्तान्येव धारयेत् ॥

શરીર શુદ્ધ કર્યા પછી પોતાના સ્વામીએ, માતપિતાએ, ભાઇ કે મામા વગેરે સંબંધીએ આપેલાં વસ્ત્ર ધારણુ કરવાં.

ततोऽन्नसाधनं कृत्वा पतये विनिवेद्य सा।
वैश्वदेवोद्धृतैरन्नै र्भोजनीयां श्च भोजयेत् ॥

રસોઇ તૈયાર કરી પતિને કહી, તેણે કરેલા વૈશ્વદેવવડે પવિત્ર કરેલા અન્નવડે સ્વામી તથા સસરાદિને ભોજન કરાવવું. આ પ્રમાણે હરરોજ તૈયાર કરી સમયે સમયે ભોજન કરાવવું.

पतिं च तदनुज्ञाता शिष्टमन्नाद्यमात्मना।
भुक्ता नयेदहः शेषं सद्दायव्ययचिंतया ॥

સ્વામીને ભોજન કરાવ્યા બાદ તેની રજા લઇ બાકી રહેલા અન્નમાંથી પોતે ભોજન કરવું અને ત્રીજે પહોરે ઘરમાં જોઇતી વસ્તુ લાવવામાં તથા આવક જાવકનો વિચાર કરવામાં કાઢવો.

सुप्ते पत्यौ तदध्यास्य स्वयं तद्गतमानसा।
अनग्ना चाप्रमत्ता च निष्कामा च जितेन्द्रिया ॥

જ્યારે પતિ નિદ્રાવશ થાય ત્યારે તેમાં મન રાખી તેજ શય્યાપર નિષ્કામ તથા જિતેન્દ્રિય થઇ સાવધાનપણે વસ્ત્ર સહિત સૂવું. વસ્ત્ર વિના કદી સૂવું નહિ. તે વખતે અપ્રિય વચન બોલવું નહિ. અવિવેક, ક્રોધ તથા અદેખાઇનાં વચન બોલતાં વિચાર કરવો.

न दानैः शुद्धयते नारी नोपवासशतैरपि।
न तीर्थसेवया तद्वत् भर्तुः पादोदकै यथा ॥

પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનાં ચરણોદક પીવાથી શુદ્ધ થાય છે, તેવી સેંકડો દાન તથા ઉપવાસ કરવાથી તથા તીર્થ સેવનવડે પણ શુદ્ધ થતી નથી. કારણકે આ જગતમાં સ્ત્રીને

પોતાના સ્વામી, એજ દેવ, ધર્મ, ગુરૂ અને તીર્થ છે. વળી શંકર તથા વિષ્ણુ કરતાં પણ સ્વામી શ્રેષ્ઠ છે. માટે તેનું ચરણોદક પીવાથી પવિત્ર થવાય છે.

न सा स्त्रीत्यभिमंतव्या यस्यां भर्ता न तुष्यति ।
तुष्टे भर्तरि नारीणां तुष्टः स्या त्परमेश्वरः ॥

જે સ્ત્રીમાં પતિ સંતોષ પામતો નથી, તેને સ્ત્રી માનવી નહિ. કારણકે સ્ત્રીઓને પતિ પ્રસન્ન થવાથી પરમેશ્વર પ્રસન્ન થાય છે, એમ માનવું.

हरिद्रां कुंकुमं चैव सिन्दूरं कज्जलं तथा ।
कूर्पासकं च तांबूलं मांल्याभरणं शुभम् ॥

સ્ત્રીઓએ હમેશ કંકુનો ચાંલ્લો કરવો, સીંદૂર તથા હળદ ધારણ કરવાં, આંખમાં મેંસ આંજવી, સેંથો પાડી માથું સાફ રાખવું, કાંચળી અથવા ચોળી હમેશ પહેરી રાખવી, સારાં સ્વચ્છ વસ્ત્ર તથા મળી શકે એવા અલંકારો પહેરવા. વળી તાંબૂલ ભક્ષણ કરવું.

केशसंस्कारकबरी करकर्णविभूषणम् ।
भर्तुरायुष्यमिच्छन्ती दूरये न्न कचि त्सती ॥

સ્ત્રીએ પોતાના સ્વામીનું ભલું ઇચ્છવું હોય તો કાંઇ પણ કારણ સિવાય તેનાથી દૂર રહેવું નહિ. માથાના વાળને સુગંધી તેલથી સાફ રાખવા. તેમજ હાથના દાગીના તથા કાનના દાગીના પહેરી સદૈવ આનંદી રહેવું.

संतुष्टा ऽलोलुपा दक्षाः धर्मज्ञा प्रियसत्यवाक् ।
अप्रमत्ता शुचिः स्निग्धा पतिं त्वपतितं भजेत् ॥

પોતાના પતિની મધ્યમ સ્થિતિ હોય, વળી વિશેષ દાગીના તથા ઘણાં મૂલ્યવાન્ વસ્ત્રો પહેરવા ન મળી શકતાં હોય તો પણ પોતાના સ્વામીને ખોટું ન લાગે, માટે હમેશ પ્રસન્ન મન રાખવું. વિશેષ લોભનો ત્યાગ કરવો. ઘરના કામમાં હોશિયાર રહેવું, હરરોજ સત્ય બોલવાની ટેવ રાખવી, કદી ગર્વ કરવો નહિ, પવિત્રપણે રહેવું, પતિના વચનને અનુસરી ચાલવું તથા પતિભક્તિમાં તત્પર રહેવું.

नास्ति स्त्रीणां पृथक् यज्ञो न व्रतं नाप्युपोषितं ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥

સ્ત્રીઓને પોતાના સ્વામી સિવાય જૂદો યજ્ઞ કરવો કહ્યો નથી. તેમજ કોઇપણ વ્રત અથવા ઉપવાસ કરવા નહિ. પણ એક દૃઢ ભક્તિ રાખી માત્ર પતિસેવામાં તત્પર રહે તો તેનાથી સ્વર્ગ મળે છે.

पतिमुल्लंघ्य या नारी उपोष्य व्रतमाचरेत् ।
आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत् ॥

જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા સિવાય કોઇપણ વ્રત અથવા ઉપવાસ કરે છે તો તેને કાંઇ પણ તેમાંથી ફળ મળતું નથી. પરંતુ સ્વામીનું આયુષ્ય કમી થાય છે અને તે સ્ત્રી નરકમાં પડે છે.

अपत्यलोभात् या तु स्त्री भर्तारमतिवर्तते ।
सेह निंदामवाप्नोति पतिलोकाच्च हीयते ॥

જે સ્ત્રી મને છોકરાં થાય અને તે છોકરાંથી હું સ્વર્ગમાં જાઉં, એમ માની પોતાના પતિનો ત્યાગ કરી પરપુરૂષ સાથે ગમન કરે, તે સ્ત્રી આ લોકમાં નિંદિત ગણાય છે. તેવી વર્ણસંકર

પ્રજાથી સ્વર્ગ મળતું નથી, એટલુંજ નહિ, પણ પતિલોકથી પડે છે તથા નિંદાને પાત્ર ગણાય છે.

नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ।
न द्वितीयश्च साध्वीनां क्वचित् भर्त्रोपदिश्यते ॥

શાસ્ત્રોક્ત વિધિથી થયલા સ્વામી સિવાય પુર પુરૂષ સાથે કુકર્મ કરવાથી ઉત્પન્ન થયેલી પ્રજાને કોઇપણ શાસ્ત્રાધરથી પ્રજા કહી શકાતી નથી. પર પુરૂષ પતિ પણ થાય નહિ. માટે પતિવ્રતાએ પોતાના સ્વામી સિવાય પરની ઇચ્છા કરવી નહિ. પ્રજા ન હોય, છતાં સદાચાર પાળવાથી પતિવ્રતાને ઉત્તમ ગતિ મળે છે.

पतिं हित्वापकृष्टं स्वं उत्कंठं या निषेवते ।
निंद्यैव सा भवेल्लोके परपूर्वेति चोच्यते ॥

જે સ્ત્રી પોતાના પતિને નીચ જાતિનો ગણી ઉંચ કુળનાની સાથે સમાગમ રાખે છે, તે આ લોકમાં નિંદાને પાત્ર થાય છે. આનું નામ પરપૂર્વા કહેવાય છે.

पतिप्रियहितं युक्ता स्वाचारा संयतेन्द्रिया ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुपमं सुखम् ॥

જે વસ્તુ સ્વામીને સારી લાગે તે પર પ્રીતિ રાખવી. પોતાની ઇન્દ્રિયોને ખરાબ વાસનામાં ન જવા દેતાં સદાચાર પાળવો. આમ કરવાથી તે સ્ત્રી યશને પ્રાપ્ત થાય છે તથા પરલોકમાં સારા સુખને મેળવનારી થાય છે.

देवो मनुष्यो गंधर्वो सतीनां नापरः प्रियः ।
अप्रियं नैव कर्तव्यं पत्युः पत्न्या कदाचन ॥

સતી સ્ત્રીને પોતાના પતિ કરતાં અધિક દેવતા નથી, કોઇ મનુષ્ય નથી, તેમ કોઇ ગાંધર્વ નથી. માટે જેમ બને તેમ તન મનથી સ્ત્રીએ કોઈપણ વખત પોતાના સ્વામીનું અહિત ચહાવું નહિ.

हीनां निजगणैः सार्धं सपत्नीं नैव गर्हयेत् ।
ईर्ष्यारागसमुद्भूते विद्यमानेऽपि मत्सरे ॥

કદાપિ સ્વામી કંઈપણ કારણસર બીજી સ્ત્રી પરણ્યા હોય અને તે સ્ત્રી નીચ કુળની હોય, તો પણ તેવી શોખની નિંદા કરવી નહિ. કારણકે તેમ કરવાથી એક બીજામાં કલેશની વૃદ્ધિ ઉપસ્થિત થાય છે અને અંતે આખા ઘરનો નાશ થાય છે.

अप्रियं नैव कर्तव्यं सपत्नीभिः परस्परम् ।
न गेयादन्यनामानि न कुर्यादन्यवर्णनम् ॥

શોખોએ એક બીજામાં વઢવાડ નહિ કરતાં એક મેકથી સંપીને રહેવું. પરસ્પર મેણું મારવાં નહિ, તેમ દાખલો આપવો નહિ.

कलहो न विधातव्यः कलियोग्ये प्रिये स्त्रिया ।
भर्त्सिता निन्दितार्था च ताडितापि पतिव्रता ॥
व्यथितापि भयं त्यक्त्वा कंठे गृह्णीत वल्लभं ।
उच्चै र्न रोदनं कुर्यात् नैवाक्रोशेच्च तं प्रति ॥

કોઇપણ પ્રકારનો ટંટો સ્વામી સાથે કરવો નહિ. વખતે પ્રથમથી સ્વામીનો વાંક માલમ પડતો હોય, તેણે અપમાન કર્યું હોય અથવા નિંદિત વચનો કહ્યાં હોય અથવા કોઈ કારણસર શિક્ષા કરી હોય, તોપણ તેની સાથે ખરાબ વચન

બોલતાં પોતાની ભૂલ ગણી પતિ સાથે શાંત વચન બોલવાની ટેવ રાખવી. પતિએ કાંઇ કારણસર પોતાને તાડન કર્યું હોય તો પણ પોતાના મનમાં તે ક્રોધ ન લાવતાં ઘરમાં મોટે સાદે રડવું નહિ તથા મોટી બુમ પાડી સ્વામીને પજવવો નહિ. પણ તેની સાથે શાંત વચનથી બોલવાની ટેવ રાખવી. તેમ ઘરમાંથી રડતાં રડતાં બીજે ઠેકાણે નાશી જવું નહિ.

आहूता गृहकार्याणि त्यक्त्वा गच्छेच्च सत्वरम् ।
किमर्थं व्याहृता स्वामिन् संप्रसादो विधीयताम् ॥

જે વખતે સ્ત્રી ઘરનું કામ કરતી હોય અને તેજ વખતે પોતાના પતિએ પોતાના કામ માટે બોલાવી હોય, તો પોતાના કામનો તત્કાળ ત્યાગ કરી સ્વામી પાસે હાથ જોડી મધુર વચનો બોલતાં સ્વામીની આજ્ઞાને તાબે થવું.

सेवते भर्तुरुच्छिष्टं इष्टमन्नं फलादिकम् ।
महाप्रसाद इत्युक्त्वा मोदमाना निरंतरम् ॥

સ્ત્રીઓએ હંમેશાં પતિનું ખાધાં વધેલું જે કાંઇ અન્ન તથા ફળ વગેરે હોય, તે આનંદથી ભક્ષણ કરવું તથા તેને જ મહા પ્રસાદ માની લેવો.

यावन्तो रोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिताः ।
तावद्वर्षसहस्राणि नाकं ताः पर्युपासते ॥

જે સ્ત્રીઓ હંમેશા સદાચાર પાળે છે, તેઓના શરીરમાં જેટલા કેશ ઉત્પન્ન થયા હોય તેટલા વર્ષ સુધી સ્વર્ગમાં રહે છે. અર્થાત્ ઘણાં વર્ષ સુધી તેઓ સુખ પામે છે.

इत्येते विधिना प्रोक्ताः स्त्रीणां धर्माः सनातनाः ।
ता नौकाः परमाः प्रोक्ता भवसंसारतारणे ॥

આ રીતે સ્ત્રીના સનાતન ધર્મ કહ્યા છે. માટે તે પ્રમાણે પામવા જેમ સમુદ્ર તરવા હોડી વહાણુ વગેરે સાધનો છે, તે પ્રમાણે સંસારરૂપી સમુદ્ર તરવા તથા મનુષ્ય દેહની સફ્-ળતા થવા સ્ત્રીઓએ પતિભકિત તથા સદાચાર પાળવા પ્રય-ત્ન કરવો. વળી બ્રહ્મ વૈવર્તમાં કહ્યું છે કે,

क्षुधितं भोजयेत् कान्तं तृषा त्पाने च भोजनम् ।
नित्यं तु भर्तयौत्सुक्यात् तत्पादोदकमीप्सितम् ॥

ધણી ભૂખ્યો થયો હોય તો તેને ભોજન કરાવવું તથા તૃષા લાગી હોય તો પાણી આપવું તથા ઉત્કંઠાથી પતિનું પાદોદક ગ્રહણ કરવું.

भक्तिभावेन सततं भोक्तव्यं तदनुज्ञया ।
यद्भक्ष्यं स्वामिनां नित्यं तदेवमपि योषिताम् ॥

ભકિત ભાવથી તેની આજ્ઞા લઇને જમવું. જે કાંઇ પોતાનો ધણી ખાતો હોય, તેજ પોતે ખાવું.

परं पुंसां परं चैव सुवेषपुरुषं परम् ।
यात्रामहोत्सवं नृत्यं नर्तनं गायनं व्रज ॥

મનુષ્યમાં જે શ્રેષ્ઠ હોય તેમ જ જે રાગદ્વેષવાળો હોય, તેનો ત્યાગ કરવો. યાત્રા, મહોત્સવ, નૃત્ય, નર્તન, ગાયન આદિ સર્વનો ત્યાગ કરવો.

परक्रीडां च सततं नहि पश्यन्ति सुव्रता ।

સારા વ્રતવાળીએ પરક્રીડા કદી પણ જોવી નહિ.

---

## પતિવ્રતામહિમા.

આ અસાર સંસારસાગરમાંથી તરવા ઇચ્છનાર હરેક મહિલાએ પોતાના પતિ સિવાય સર્વ પુરૂષોને પોતાના જનક કે ભાતૃં સમાન ગણવા. શિયળવ્રતનો અર્થ એ છે કે, સતીએ પોતાના પતિની આજ્ઞામાં રહેવું. આ કરવાથી પ્રત્યેક સ્ત્રી, ધર્મ તથા નિયમાદિવડે જે કલ્યાણ મેળવતી નથી, તેથી વધુ કલ્યાણ આ શિયળ વ્રતના પ્રભાવે સતી મેળવી શકે છે. આ વ્રતના પ્રભાવવડે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ ફળની પ્રાપ્તિ થાય છે. જળાશયો, સદાવ્રતો, ધર્મશાળાઓ, મંદીરો, ઔષધાલયો, પાઠશાળાઓ, અનાથાશ્રમો, બીજાં પરોપકારી સત્કાર્યો, સહસ્ર ગાયો તથા વેદવિદ્યા જાણનારા બ્રાહ્મણ વગેરેને જે દાન અપાય, તે સર્વ પુણ્યના કરતાં વધારે પુણ્ય પતિને સેવનારી, પતિની આજ્ઞા પ્રમાણે ચાલનારી, પતિની ભકિત કરનારી, પતિનાં પાદચરણો ચાંપનારી, પતિમય, એક નિષ્ઠ તથા પતિમાં અદ્વૈત પ્રેમ રાખનારી પતિવ્રતા સ્ત્રી પ્રાપ્ત કરી, અંતે મોક્ષપદને પામે છે. મદવડે હાથી, કમળવડે પાણી, પૂર્ણચંદ્રવડે રાત્રી, શિયળવડે સ્ત્રી, ઘણા વેગવડે અશ્વ, ઉત્સવવડે મંદિર, વ્યાકરણવડે વાણી, હંસનાં જોડાંવડે નદી, પંડિતોવડે સભા, સારા પુત્રવડે કુળ, સારા રાજાવડે પૃથ્વી, તથા વિષ્ણુ ભગવાન્‌વડે ત્રણ લોક શોભે છે. સ્ત્રી જાતિની શોભા શિયલવ્રતમાં રહેલ છે. ગંગાનદી કે જે પવિત્ર છે, તથા જેમાં સ્નાન કરવાથી પતિતનાં પાતક નાશ થઈ પતિત શુદ્ધ થાય છે, તે ગંગામાં પતિવ્રતધર્મપરાયણ સ્ત્રી પોતે સ્નાન કરે તો તે ગંગા પણ આથી પવિત્ર થવાની અપેક્ષા રાખે છે. જે સ્ત્રી વિદ્વાન્, જ્ઞાનપરાયણ, ચતુર તથા રૂપાળી છતાં શિયળવ્રતવાળી

નથી, તે સ્ત્રી શંખણી જાણવી. સ્ત્રીના અન્ય અલંકાર આદિ સ્થૂલ શરીરને શણગારવાનાં નામ માત્ર શૃંગાર છે. પણ સત્ય શૃંગાર તો પોતાના સૂક્ષ્મ શરીરને શાસ્ત્રોક્ત સ્વધર્મથી શણગારવું તે જ છે. આથી જ કહ્યું છે કે;—

शीलं परं भूषणम् ॥

અર્થાત્ શીલ એ પરમ ભૂષણ છે. શિયળવ્રતના પ્રભાવ આગળ અગ્નિ શીતળ છે, સમુદ્ર સરોવરતુલ્ય છે, મેરૂ એક શિલાવત્ છે, સિંહનું ટોળું હરણાના ટોળા સરખું છે, સર્પ પુષ્પમાળા સરખો છે તથા વિષનો રસ અમૃત સમાન છે.

જે સ્ત્રી અન્ય વ્રત, ઉપવાસ, દાન તથા પુણ્ય ઉપર વધારે પ્રેમ રાખી પોતાના પાતિવ્રત્યથી બહિર્મુખ થાય છે, તેનાં સમસ્ત વ્રતો નિષ્ફળ જાય છે. સર્વ વ્રતનો અધિષ્ઠાતા સ્ત્રી જાતિને માટે પોતાનું પાતિવ્રત છે. માટે દરેક સ્ત્રી જાતિએ પાતિવ્રત્ય પૂર્ણ શ્રદ્ધાવડે પાળવું, જેથી તે સ્ત્રી આ લોકમાં અક્ષય કીર્તિ, સુખ, સંપત્તિ મેળવી અન્તે મોક્ષને પામે છે.

या पतिं हरिभावेन भजेत् श्रीरिव तत्परा।
हर्यात्मना हरे लोके पत्या श्रीरिव मोदते ॥ १ ॥

पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि।
तेजश्च सर्वदेवानां मुनीनां च सतीषु च ॥ २ ॥

त्रैलोक्यं भस्मसा त्कर्तुं क्षणेनैव पतिव्रताः।
स्वतेजसा समर्था सा महापुण्यवती सदा ॥ ३ ॥

पतिः सतीनां श्रेष्ठत्वं निःशंकत्वं सुतस्तथा।
न हि तस्या भयं किंचिद्देवेभ्य श्च यमादपि ॥ ४ ॥

जनुः शतं पुण्यवतां निलये जायते सती।
पतिव्रता प्रसूः पूता जीवन्मुक्तः पिता तथा ॥ ५ ॥
तपस्विनां तपः सर्वं व्रतीनां यत्फलं व्रते।
दाने फलं यद्दातॄणां तत्सर्वं तासु संततम् ॥ ६ ॥

(નીતિ શાસ્ત્ર)

જે પ્રમાણે લક્ષ્મી પોતાના પતિને ભજે છે, તે પ્રમાણે પોતાના પતિને સાક્ષાત્ ઇશ્વરરૂપ માની તેની આજ્ઞા જે પાળે છે, તે જેમ લક્ષ્મીની કીર્તિ આલોકમાં તથા પરલોકમાં વખણાય છે તે પ્રમાણે જગતમાં કીર્તિ મેળવી અન્ય જન્મમાં પણ શ્રેષ્ઠ પતિનું સુખ ભોગવે છે. (૧)

પૃથ્વીપર જેટલાં તીર્થો છે, તે સર્વ તીર્થો પતિવ્રતા સ્ત્રીના ચરણમાં રહે છે. વળી સર્વ દેવ તથા મુનિના તપનું તેજ પણ સતી સ્ત્રીના ચરણમાં રહે છે. (૨)

જે સ્ત્રી પતિવ્રતા છે, તે ત્રણે લોકને ક્ષણવારમાં પોતાના તેજદ્વારા ભસ્મીભૂત કરવા શકિતમાન્ છે. પતિવ્રતા સ્ત્રી સર્વદા મહા પવિત્ર છે. (૩)

સતી સ્ત્રીનું ઉત્તમપણું તેનો પતિ છે તથા નિઃશંકપણું તેનો પુત્ર છે. માટે સતી સ્ત્રીને દેવનો તથા યમરાજનો પણ ભય નથી. (૪)

સેંકડો જન્મ પછી પુણ્યકર્તાના ઘરમાં સતી સ્ત્રીનો જન્મ થાય છે. આ સતી સ્ત્રીની માતા તેનાવડે પવિત્ર થાય છે તથા તેનો પિતા જીવન્મુકત થાય છે. (૫)

તપસ્યાના કર્તાને તપનું જે ફળ પ્રાપ્ત થાય છે, વ્રત કર્તાને વ્રતનું જે ફળ થાય છે, દાનના આપનારને દાનથી જે ફળ થાય છે, તે સર્વ ફળ સતીઓના શરીરમાં સર્વદા રહેલું છે. (૬)

पुरुषाणां सहस्रं च सती स्त्री च समुद्धरेत् ।
पतिः पतिव्रतानां च मुच्यते सर्वपातकात् ॥ १ ॥
नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा ।
तया सार्द्धं च निष्कर्म मोदते हरिमंदिरे ॥ २ ॥
पृथिव्यां यानि तीर्थानि सती पादेषु तान्यपि ।
तेजश्च सर्वदेवानां मुनीनां च सतीषु च ॥ ३ ॥

હજાર પુરૂષનો સ્ત્રી ઉદ્ધાર કરે છે. પતિવ્રતા સ્ત્રીને લીધે તેનો પતિ સર્વ પાતકમાંથી મુકત થાય છે. (૧)

સતી સ્ત્રીઓના વ્રતનો પ્રભાવ એટલો બધો છે કે, તેઓને કોઇ રીતનું કર્મ ભોગવવું પડતું નથી. તે સ્ત્રી સાથે કર્મથી રહિત થયલો તેનો પતિ વૈકુંઠ લોકને વિશે સુખ ભોગવે છે.

પૃથ્વીપર જેટલાં તીર્થો છે, તે સર્વ તીર્થો સતી સ્ત્રીના પગને વિશે છે. સર્વ દેવોનું તથા મુનિઓનું તેજ સ્ત્રીને વિશે રહેલ છે. (૩)

तपस्विनां तपः सर्वं व्रतिनां यत्फलं व्रज ।
दाने फलं यद्धातृणां तत्सर्वं तासु संततम् ॥ १ ॥
स्वयं नारायण शंभुः विधाता जगतामपि ।
सुराः सर्वे च मुनयो भीता स्ताभ्य श्च संततम् ॥ २ ॥
सतीनां पादरजसा सद्यः पूता वसुंधरा ।
पतिव्रता नमस्कृत्वा मुच्यते पातकान्नरः ॥ ३ ॥
त्रैलोक्यं भस्मसा त्कर्तुं क्षणेनेव पतिव्रता ।
स्वतेजसा समर्था सा महापुण्यवती सदा ॥ ४ ॥
सतीनां च पतिः साधुः पुत्रो निःशंक एव च ।
नहि तस्य भयं किंचि द्देवेभ्य श्च भयादपि ॥ ५ ॥

હે નંદ ! તપસ્વીઓનું જે કાંઈ તપ છે, વ્રતવાળાઓનું જે કંઈ ફળ છે, ભાઇઓનું દાન વિશે જે કાંઇ ફળ છે, તે સર્વ પતિવ્રતા સ્ત્રીને વિશે રહેલ છે. (૧)

નારાયણ ભગવાન્ પોતે, શિવ તેમજ જગતના કર્તા બ્રહ્મા, સઘળા દેવો તથા મુનિઓ પણ પતિવ્રતા સ્ત્રીથી ભયને પામે છે(૨)

પતિવ્રતા સ્ત્રીના પગની રજવડે પૃથ્વી પવિત્ર થાય છે, પતિવ્રતા સ્ત્રીને નમસ્કાર કરવાથી મનુષ્ય પાપમાંથી મુક્ત થાય છે. (૩)

પતિવ્રતા સ્ત્રી એક ક્ષણમાં આખા ત્રણ લોકને બાળી ભસ્મ કરી શકે છે. મહા પુણ્યશાળી પતિવ્રતા પોતાના તેજના બળવડે આ પ્રમાણે કરવા શકિતમાન થાય છે. (૪)

પતિવ્રતા સ્ત્રીનો પતિ તેમજ પુત્ર ખરેખર શ્રેષ્ઠ હોય છે. તેના પતિને દેવોથી તથા મંત્રોથી પણ ભય હોતો નથી. (૫)

---

## સુવાસિની ધર્મ.

માનવ ધર્મ પ્રમાણે માંતા દશહજાર ગુરૂઓથી અધિક છે. જ્યારે બાળકના કારણભૂત માતા મૂર્ખ હોય તો તેના કાર્ય-રૂપ બાળક વિદ્વાન્ કેમ થઇ શકે ? જ્યાં સૂધી બાળકની માતા સંસ્કારી નથી ત્યાં સૂધી બાળક કદી પણ સંસ્કારી થઇ શકવાનું નથીજ. આ માટે સ્ત્રીજાતિને સુશિક્ષિત થવાના પ્રયત્નની જરૂર છે. પોતાનું કલ્યાણ ઇચ્છનારી સ્ત્રીઓએ નીચેના નિયમો પાળવા.

संमार्जनोपलपाभ्यां गृहमंडलवर्तने ।
स्वयं च मंडिता नित्यं परिमृष्टपरिच्छदा ॥
बाह्या दागतमालोक्य त्वरिता च जलासनैः ।
तांबूले र्व्यंजने श्चैव पादसंवाहनादिभिः ॥
सुखं सुप्तं सुखासीनं रममाणं यदृच्छया ।
आतुरेष्वपि कार्येषु पतिं नोत्थापये त्कचित् ॥
नाचिरं तिष्ठते द्वारि नोद्वारमुपसेवयेत् ।
स्वामिना द पितं किंचित् कस्मैचिन्न ददात्यपि ॥

અર્થ:—સ્ત્રી જાતિએ ગૃહ સંબંધી સર્વ વસ્તુ સ્વચ્છ રાખવી તથા પોતે પણ સ્વચ્છ વસ્ત્ર તથા ભૂષણવાળાં રહેવું. તેમ સર્વ પદાર્થો ગૃહની અંદર બરોબર ગોઠવીને મૂકવા. (૧) પોતાના પ્રાણનાથ (પતિને) બહારથી આવતા દેખીને તુરત ઉઠવું તથા પતિને બેસવા માટે ઉત્તમ સ્વચ્છ આસન આપવું. વળી જળ, પાન, સોપારી વગેરે આપી વીજણાવડે વાયુ નાંખવો. (૨) પોતાના પ્રાણવલ્લભ સુખમાં સૂતા હોય કિંવા સુખમાં બેઠા હોય અથવા કાંઇ રમત કરતા હોય તો તેના કોઈ જરૂરના કામસારૂ પણ કદી તેને ઉઠાડવા નહિ. (૩) ચતુર સ્ત્રીઓએ પોતાના ઘરના બારણા ઉપર બહુ સમય ઉભા રહેવું નહિ. વળી દ્વાર ઉપર બેસવું નહિ. પોતાના પતિએ જે કાંઇ આપ્યું હોય, તે કોઇને આપવું નહિ.(૪)

आहूता गृहकार्याणि त्यक्त्वा गच्छे च्च सत्वरम् ।
किमर्थं व्याहृता स्वामिन् संप्रसादं विधीयताम् ॥
कथ्यमाना कथा भर्त्रा श्रोतव्या सादरं स्त्रिया ।
पत्युः संभाषणस्याग्रे नान्यत् संभाषयेत्स्वयम् ॥

यच्च भर्ता न पिबति यच्च भर्ता न स्वादति ।
यच्च भर्ता न चाश्नाति सर्वं तत् वर्जयेत्सती ॥
गृहव्ययनिमित्तं यद् द्रव्यं च पतिनार्पितम् ।
निवृत्य गृहकार्यं सा किंचिद् बुद्धयावशेषयेत् ॥

અર્થઃ—જ્યારે પોતાનો પતિ બોલાવે ત્યારે ઘરનાં સર્વ કાર્ય તજીને જલદીથી પોતાના પતિ પાસે આવી, હાથ જોડી પૂછવું કે, હે સ્વામિન્! હે પ્રાણપતિ! આ કિંકરીને શી આજ્ઞા છે? આ રીતે પતિવ્રતપરાયણ ચતુર સ્ત્રીઓએ પોતાના સ્વામી પાસે વર્તવું. (૧) પોતાના પતિ જો કાંઈ વાર્તાલાપ કરવા માંડે તો તે ચતુર સ્ત્રીએ આદરપૂર્વક શ્રવણ કરવું; પરંતુ પતિ બોલતા હોય ત્યારે વચમાં પોતે બોલવું નહિ. (૨) પોતાના પતિ જે વસ્તુનું પાન ન કરે, જે ખાય નહિ, અને જેનો સ્વાદ લે નહિ, તેવી સર્વ વસ્તુઓ પતિવ્રતા સ્ત્રીએ ત્યાગવી.(૩) પતિ જે કાંઈ દ્રવ્ય ઘર ખરચ માટે આપે, તેમાંથી ગૃહ સંબંધી કાર્ય કરવું અને કંઇક તેમાં કરકસર કરવી. આ રીતે વ્યાવહારીક કાર્યમાં ચતુરાઈ રાખવાની જરૂર છે. આ જ સન્નારીઓનો નિરંતરનો પરમ ધર્મ છે. (૪)

વળી સૌભાગ્ય કલ્પદ્રુમમાં કહ્યું છે કે;–

बुद्धा ब्राह्मे मुहूर्ते निजपतिचरणौ संप्रणम्यास्य न्यस्य ।
प्रेक्षे त्प्रेम्णाथ नैजं शुभमुकुरतले भूमिमभ्यर्च्य पत्नी ॥
प्रातः स्मृत्यादि कृत्वा पतिपरिचरणं संविधायैव वेणीम् ।
संरच्याधाय भाले तिलकमथगलाधो निमज्जे त्सभूषा ॥

અર્થઃ—સૌભાગ્યવતી સ્ત્રીએ સવારના પહોરમાં બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠવું જોઇએ. પ્રથમ તેણે પોતાના પતિનાં ચરણને

નમસ્કાર કરવા, પ્રેમ ભરી દૃષ્ટિએ પતિના મુખનું અવલોકન કરવું, ત્યાર બાદ ભૂમિનું પૂજન કરવું. વળી પ્રાતઃકાળમાંજ જે પતિવ્રતા સ્ત્રીઓ થઇ ગઇ છે, તેઓનું સ્મરણ કરવું. પતિના પગ દાબવા, પોતાનો અંબોડો બરાબર વાળવો, કપાળમાં ચાંલ્લો ભૂસાઇ ગયો હોય તો તે કરવો. વળી સૂતાં વસ્ત્રાદિ હેરફેર થઇ ગયાં હોય તો તે બરાબર કરવાં.

शुचीभूताभिः स्त्रीभि र्दंतधावनानंतरं केशान् हस्तीदंतकंकतेन प्रमार्ज्य वेर्णाबंधादिकं रचयित्वा हरिद्राकुंकुमाद्यलंकारा न्धृत्वा पश्चा न्नित्यं तूर्ष्णीं स्नान माचरेत् ॥

અર્થઃ—શુદ્ધ થયેલી સ્ત્રીએ પોતાના દાંત સાફ કર્યા પછી હાથીદાંતની કાંસકીવડે પોતાના કેશને ઓળીને સાફ કરવા. વાળને વેણીને આકારે બાંધી અંબોડો વાળવો. તેણે હળદ તથા કંકુ આદિ અલંકાર ધારણ કરવા. દરરોજ આ પ્રમાણે કર્યા પછી મૂગે મહોડે સ્નાનાદિ કર્મ કરવું.

વળી સ્કંદ પુરાણમાં કહ્યું છે કેઃ—

प्रसुप्तं च सुखासीनं रममाणं यदृच्छया ।
आतुरे त्वपि कालेषु पतिं नोत्थापये त्कचित् ॥१॥
हरिद्रां कुंकुमं चैव सिंदूरं कज्जले तथा ।
कूर्पासकं च तांबूलं मांगल्याभरणं शुभम ॥ २ ॥
केशसंस्कारकबरी करकर्णविभूषणम ।
भर्तु रायुष्य मीच्छन्ती दूरये न्न कचि त्सती ॥ ३ ॥

ગાઢ નિદ્રામાં પડેલા, સારી રીતે બેઠેલા અથવા પોતાની મરજી પ્રમાણે ક્રીડા કરતા પતિને કાંઈ કામ હોય, છતાં બૂમ મારી ઉઠાડવા નહિ. (૧) સૌભાગ્યવતી સ્ત્રીએ નીચેની વસ્તુનો

કદી ત્યાગ કરવો નહિ. જેમકે, હળદ, કંકુ, સિન્દૂર, મેસ, કાંચળી, પાન તથા માંગલ્ય સૂચવનારાં શુભ આભૂષણો. (૨) વળી પતિવ્રતા સ્ત્રીએ ઉપરની વસ્તુઓ સિવાય નીચેની વસ્તુનો પણ કદી ત્યાગ કરવો નહિ. જેમકે, ઓળેલા કેશને છૂટા નહિ રાખતાં અંબોડો વાળવો તથા હાથ અને કાનમાં મંગળ-સૂચક આભૂષણો રાખવાં. જે સ્ત્રી પોતાના પતિના આયુષ્યની વૃદ્ધિને માટે ઇચ્છા કરતી હોય, તેણે આટલી અવશ્ય મંગળ-સૂચક વસ્તુનો કદી પણ ત્યાગ કરવો નહિ. (૩)

नियमोदकवर्हींश्च पत्रपुष्पादिकं च यत् ।
सेवेत भर्तु रुच्छिष्ट मिष्टमन्नं फलादिकम् ॥ १ ॥
तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ।
शंकरादपि विष्णो र्वा पतिरेकोऽधिकः स्त्रियः ॥ २ ॥
पत्युः पूर्वं समुत्थाय देहशुद्धिं विधाय च ।
उत्थाप्य शयनाद्यानि कृत्वावेश्म विशोधनम् ॥ ३ ॥
मार्जनै र्लेपनैः प्राप्य साग्निशालं स्वमंगनम् ।
शोधये दग्निकार्याणि स्निग्धान्युष्णेन वारिणा ॥ ४ ॥

અર્થ:-પોતાના પતિને નિયમ પ્રમાણે સ્નાન માટે જળ આપવું, નિત્ય વિધિ માટે અગ્નિ તેની પાસે મૂકવો. વળી બીલી આદિ પત્રો તથા પુષ્પ આદિ બીજી સામગ્રી તેની સમીપ મૂકવી. પતિને જે કાંઇ અન્નની ઇચ્છા હોય તે તથા ફળ આદિ ભક્ષણ કરવા આપી તેની સેવા કરવી. ત્યાર બાદ તેનાથી રહેલા ઉચ્છિષ્ટનું પોતે ભક્ષણ કરવું. (૧) જો પતિનાં ચરણારવિંદને ધોઇ તે પાણીનું આચમન લે તો તીર્થમાં સ્નાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય, તે ફળ તેને પ્રાપ્ત થાય છે. મહા-દેવ કરતાં તથા વિષ્ણુ કરતાં પણ સ્ત્રીને પતિ વધારે છે.(૨)

પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિના ઉઠતા પહેલાં ઉઠવું, મુખ ધોવા આદિવડે દેહની શુદ્ધિ કરવી, ગાદલાં વગેરે ઉપાડી નાંખવાં તથા ઘરને વાળી ઝાડી સાફ કરવું. (૩) વળી અગ્નિશાળા તથા આંગણું વાળી ઝાડી સાફ કરવું. વળી તેલ આદિવાળાં અગ્નિનાં પાત્રો ઉષ્ણ જળ લઈને સાફ કરવાં. (૪)

प्रोक्षणे रिति तान्येव यथास्नाने प्रकल्पयेत् ।
द्वंद्वपात्राणि सर्वाणि न कदाचित् वियोजयेत् ॥ १ ॥
मृद्भिश्च शोधये च्चुल्लीं तत्राग्निं विन्यसे त्ततः ।
स्मृत्वा नियोगपात्राणि रसां श्च द्रविणानि च ॥ २ ॥
वस्त्रालंकाररत्नानि प्रदत्तान्येव धारयेत् ।
मनोवाक्कर्मभिः शुद्धा पतिदेशानुवर्तिनी ॥ ३ ॥
ततोसाधनं कृत्वा पतये विनिवेद्य तत् ।
वैश्वदेवकृते रन्नै र्भोजनीयांश्च भोजयेत् ॥ ४ ॥

અર્થ:—વાસણોને ધોઈ કરી સો સોને સ્થાને મૂકવાં. જે જે વાસણોની જોડ હોય, તે તેની સાથેજ મૂકવાં. પણ ગમે તેમ ગોઠવવાં નહિ. (૧) મટોડીથી ચૂલો ધોઇ નાંખવો. ત્યાર બાદ તેમાં અગ્નિ પેટાવવો. નિયોગમાં પાત્રો, રસો તથા ધન વગેરેની સંભાળ રાખવી. (૨) પોતાના પતિ પાસે જે કાંઇ વસ્ત્રાલંકાર હોય તથા જે કાંઈ આપ્યાં હોય, તે પહેરી લેવાં. મન, વાણી તથા કર્મવડે શુદ્ધ થવું તથા પતિની આજ્ઞામાં હમેશા રહેવું. (૩) ત્યાર બાદ તેણે અન્ન સામગ્રી તૈયાર કરવી. પતિને રસોઇ પીરસવી. જે અન્નમાંથી વૈશ્વદેવ કર્યો હોય, તે અન્નવડે જે જમનાર હોય, તે સઘળાને જમાડવાં. (૪)

पुनः सायं पुनः प्रात गृहशुद्धिं विधाय च ।
कृतान्नसाधना साध्वी सभृत्यं भोजयेत्पतिम् ॥
आस्तीर्य साधुशयनं ततः परिचरेत्पतिम् ॥ १ ॥
स्त्रीणां च पतिदेवानां तच्छुश्रूषानुकूलता ॥
तद्बन्धुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम् ॥ २ ॥
संमार्जनोपलेपाभ्यां सेकमंडलवर्तनैः ॥
स्वयं च मंडिता नित्यं परिमृष्टः परिच्छदा ॥ ३ ॥
कामै रुच्चावचैः साध्वी प्रश्रमेण दमेन च ॥
वाक्यैः सत्यैः प्रियैः प्रेम्णा काले काले भजेत्पतिम् ॥४॥

અર્થઃ—સવારે તથા સાંજે ઘર વાળી ઝાડી સાફ રાખવું. સારી રીતે કરેલી રસોઈવડે પતિને યથેચ્છ જમાડવો. પછી પોતે જમવું. ત્યાર બાદ વાસણ કુસણ તથા ચુલો સાફ કરી પતિને બીછાનું પાથરી આપવું તથા પતિની સારી રીતે સેવા કરવી. (૧) સ્ત્રીઓએ પોતાના પતિને દેવરૂપે માનવો. પતિની સારી રીતે શુશ્રૂષા કરવી તથા તેને અનુકૂળ રહેવું. પતિના બંધુ આદિ સાથે નમ્રતાથી વાત કરવી. આ રીતનું વ્રત હમેશાં પતિવ્રતા સ્ત્રીએ ધારણ કરવું. (૨) સ્ત્રીએ ઘરને વાળવું, ઝાડવું, લીપવું, ગુપવું, ગાયં કૂતરાં આદિને બળિદાન આપવું. પુષ્કળ પરિવારવાળી હોવા છતાં પોતે મંગળ આભરણથી કદી પણ રહિત રહેવું નહિ. (૩) પ્રતિવ્રતા સ્ત્રીએ પતિની અધરી કામનાઓને પણ સંતુષ્ટ કરવી. વિનીતભાવ રાખવો, ઇન્દ્રિયનિગ્રહ રાખવો, સાચું તેમજ પ્રિય બોલવું, વળી પ્રેમ-યુક્ત થઇ પતિની સર્વદા સેવા કરવી. (૪)

संतुष्टा लोलुपा दक्षा धर्मज्ञा प्रियसत्यवाक् ॥
अप्रमत्ता शुचिः स्निग्धा पतिं त्वपतितं भजेत् ॥ १ ॥
या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा ॥
हर्यात्मना हरे र्लोके पत्या श्रीरिव मोदते ॥ २ ॥
दुःशीलो दुर्भगो वृद्धो जडो रोग्यधनोऽपि वा ।
पतिः स्त्रीभि र्न हातव्यो लोकेप्सुभि रपातकी ॥ ३ ॥
द्वारोपवेशनं नित्यं गवाक्षेण निरीक्षणम् ।
असत्प्रलापो हास्यं च दूषणं कुलयोषिताम् ॥ ४ ॥

અર્થઃ—સંતોષવાળી, લોભથી રહિત, દક્ષ, ધર્મને જાણવાવાળી, પ્રિય તથા સત્ય બોલવાવાળી, પ્રમાદથી રહિત, પવિત્ર, પ્રેમાળ એવી સ્ત્રીએ પવિત્ર એવા પોતાના પતિનું સર્વદા સેવન કરવું. (૧) જે કોઇ સ્ત્રી જેમ લક્ષ્મી પોતાના પતિ વિષ્ણુને સેવે છે તેમ વિષ્ણુ સ્વરૂપે ગણી, પોતાના પતિની ચાકરી કરે તો તે સ્ત્રી વિષ્ણુ સ્વરૂપ પોતાના પતિ સહિત વૈકુંઠ લોક વિશે, જેમ લક્ષ્મી તથા વિષ્ણુ ભગવાન્ રહે છે તેમ રહી શકે છે. (૨) જો કે પતિ નઠારા આચરણવાળો હોય, કમ નસીબવાળો હોય, વૃદ્ધ હોય, રોગી હોય, અથવા નિર્ધન હોય, છતાં પરલોકને ઇચ્છવાવાળી સ્ત્રીઓએ પતિને પાપાચરણથી રહિત માની તેનો ત્યાગ કરવો નહિ. (૩) પતિવ્રતા સ્ત્રીએ બહાર બારણામાં બેસવું જોઇએ નહિ. ગોખમાં બેસીને તેણે જોયા કરવું નહિ, જૂઠું બોલવું નહિ, બહુ હસવું નહિ. કુળવાન્ સ્ત્રીઓને આટલી વસ્તુઓ દૂષણરૂપે છે. (૪)

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रा श्च स्थाविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति ॥ १ ॥

रक्षे त्कन्यां पिता विद्धां पतिः पुत्रा स्तु वार्द्धके।
अभावे ज्ञातय स्तेषां स्वातंत्र्यं न कचि त्स्त्रियः ॥ २ ॥

કુમાર અવસ્થામાં સ્ત્રીનું રક્ષણ તેનો પિતા કરે છે, યૌવનાવસ્થામાં તેનો પતિ તેનું રક્ષણ કરે છે તથા વૃદ્ધાવસ્થામાં પુત્ર સ્ત્રીનું રક્ષણ કરે છે. સ્ત્રી કોઇ પણ દિવસ સ્વતંત્ર નથી જ. (૧) પરણી ન હોય ત્યાં સૂધી કન્યાનું રક્ષણ પિતા કરે છે. વૃદ્ધાવસ્થામાં પતિ તથા પુત્રો રક્ષણ કરે છે. જો પતિ તથા પુત્રો ન હોય તો જ્ઞાતિઓ તેનું રક્ષણ કરે છે. સ્ત્રી કદી પણ સ્વતંત્રપણું મેળવી શકતી નથી.

---

## પતિવિમુખને થતું ફળ.

दारिद्रं व्याधितं मूर्खं भर्तारं या च मन्यते।
सा मृता जायते व्याली विधवा च पुनः पुनः ॥ १ ॥

(યાજ્ઞવલ્કય)

જે સ્ત્રી પોતાનો પતિ દરિદ્રી, વ્યાધિગ્રસ્ત તથા મૂર્ખ જાણી પોતાના પતિની અવજ્ઞા કરે છે, તે સ્ત્રી મૃત્યુ પછી સર્પિણી થાય છે તથા તેને વારંવાર વિધવાપણું ભોગવવું પડે છે. (૧)

व्रतोपवासनियमान् पतिमुल्लंघ्य या चरेत्।
आयुष्यं हरते भर्तु र्मृत्वा नरकमिच्छति ॥ १ ॥

જે સ્ત્રી વ્રત, ઉપવાસ તથા નિયમાદિ પતિની આજ્ઞાવિના કરે અર્થાત્ પતિસેવા કરતાં વ્રતાદિક અધિક છે, એમ

જાણે તો તે વ્રતાદિક નિષ્ફળ થઇ, પોતાના પતિનું આયુષ્ય હરણ કરે છે અને તે સ્ત્રી પોતે નરકમાં પડે છે. (૧)

न सास्त्री त्यभिमंतव्या यस्यां भर्ता न तुष्यति।
तुष्टे भर्तरि नारीणां तुष्टः स्यात् परमेश्वरः॥

જે સ્ત્રીથી પતિ સંતોષને પામતો નથી, તેને સ્ત્રી સમજવી નહિ. કારણકે સ્ત્રી જાતિપર પતિ પ્રસન્ન થવાથી પરમેશ્વર પ્રસન્ન થાય છે, એમ માનવું. (૧)

पति मुल्लंघ्य या नारी उपोष्य व्रतमाचरेत्।
आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत्॥

જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા સિવાય કોઈ પણ વ્રત અથવા ઉપવાસ કરે છે, તેને તેનાથી કાંઇ પણ ફળ મળતું નથી. પરંતુ પોતાના સ્વામીનું આયુષ્ય કમી થાય છે અને તે સ્ત્રી નરકમાં જાય છે.

उक्त्वा प्रत्युत्तरं दद्यान् नारी क्रोधेन तत्परा।
शरमा जायते ग्रामे शृगाली निर्जने वने॥ १॥
या भर्तारं परित्यज्य मिष्ट मश्नाति केवलम्॥
उलूकी जायते क्रूरा वृक्षकोटरशायिनी॥ २॥
या भर्तारं परित्यज्य रहश्चरति केवलम्॥
ग्रामे वा सूकरी भूयात् वल्गुली वाश्वविट्भुजा॥ ३॥
या हुंकृत्य प्रियं ब्रूते सा मूका जायते खलु॥
या सपत्नीं सदेर्ष्येत दुर्भगा सान्यजन्मनि॥ ४॥
दृष्टिं विलुप्य भर्तुर्वा किंचिदन्यं समीक्षते॥
काणा वा विमुखी चापि कुरूपा चैव जायते॥ ५॥

અર્થઃ—પોતાનો પતિ જે કાંઈ વચન કહે, તે સાંભળતાં જે સ્ત્રી તત્ક્ષણ સહન કરી શકતી નથી અને ક્રોધે ભરાઈ જે ઉત્તર આપે, તે સ્ત્રી ગ્રામમધ્યે કુતરીના અવતારને પામે છે. (૧) જે સ્ત્રી પોતાના સ્વામીને છોડી દઈ તેના ન જાણતાં એકાંતમાં અર્થાત્ ગુપ્ત રીતે કાંઇ મીઠા પદાર્થ ખાય છે તો તે સ્ત્રીનો બીજા જન્મમાં ઘૂવડ પક્ષીની સ્ત્રીઓનો અવતાર થાય છે અને દિવસના નહિ દેખાવાથી ઝાડના બાકામાં સુઇ રહે છે, જેથી અનાજ અને પાણી સિવાય મરણ પામે છે. (૨) જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી પોતાની ઇચ્છાનુસાર ગમે ત્યાં ફરે છે, તે સ્ત્રી અન્ય જન્મમાં ભુંડણના અવતારને પામે છે અથવા વલ્ગુલી થઇ કૂતરાની વિષ્ઠા ખાતી ફરે છે. (૩) જે સ્ત્રી પોતાના પ્રાણનાથને ઉત્તર આપતી વખતે હુંકારાથી બોલે છે, તેવી સ્ત્રી બીજા જન્મમાં મૂંગી થાય છે તથા જે પોતાની શોકને પજવે છે તે બીજા જન્મમાં દુર્ભાગિની થાય છે. (૪) જે સ્ત્રી પોતાના પતિની નજર ચૂકવી દઇ દુર્વાસનાથી અન્યપુરૂષનું મુખ જૂવે છે, તેવી સ્ત્રી બીજા જન્મમાં કાણી થાય છે, તેમજ સ્વરૂપમાં બહુ કદરૂપી બને છે. (૫)

---

## સુવાસિનીને દેવપૂજા.

કેટલીક સ્મૃતિમાં કહ્યું છે કે, સુવાસિની સ્ત્રીએ સ્નાન કરી ધોયલું વસ્ત્ર તથા કાંચળી પહેરવી. વિધવા સ્ત્રીએ રંગીન વસ્ત્ર નહિ પહેરવાં. તેણે શ્વેત વસ્ત્ર ધારણ કરવાં. સુવાસિનીએ ઘરના કાર્યમાં વિરોધ ન આવે, એ રીતે તુળસીનું પૂજન કરવું. આ પૂજનમાં સ્ત્રીએ વેદના મંત્રનો ઉચ્ચાર કરવો નહિ. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે, સ્ત્રી, શૂદ્ર તથા નહિ

જનોઇ દીધેલ દ્વિજે વેદનો ઉચ્ચાર કરવો નહિ. સ્ત્રીએ પૌરાણિક શ્લોકવડે દેવતાનું પૂજન કરવું. સ્ત્રી જ્યારે પોતાના પતિ પાસે બેસે છે ત્યારે જ તેણીને પોતાના પતિ સાથે વેદોક્ત કર્મનો અધિકાર છે. વળી સ્ત્રીઓએ બ્રાહ્મણો પાસે અરાઢ-પુરાણોનું શ્રવણ કરવું.

પ્રદક્ષિણાનો વિધિઃ—

स्त्रीभिः प्रदक्षिणा कार्या विष्णुमग्निं गुरुं तथा ।
जितेन्द्रिया जितप्राणा नाममंत्रं समुच्चरेत् ॥

સ્ત્રીએ વિષ્ણુ, અગ્નિ તથા ગુરૂની પ્રદક્ષિણા કરવી. તેણે જિતેન્દ્રય રહેવું, પ્રાણોપર જય મેળવવો તથા પ્રદક્ષિણા કરતા હોય, તેનું સ્મરણ કરવું.

---

## તુળસી પૂજાનો વિધિ.

आचमनम्:—સૌભાગ્યવતી સ્ત્રીએ આચમનને બદલે જળવડે કાનને સ્પર્શ કરવો. केशवाय नमः नारायणाय नमः माधवाय नमः આ મંત્રથી ત્રણ વાર આચમન કરવું. गोविन्दाय नमः એમ કહી હાથ ધોઇ નાખવા. विष्णवे नमः એમ કહી પાણી આંખે અડકાડવું. ત્યાર બાદ ગણપતિનું સ્મરણ કરવું. જેમકેઃ–

श्रीमन्महागणाधिपतये नमः । श्रीलक्ष्मीनारायणाभ्यां नमः । श्रीउमामाहेश्वराभ्यां नमः । वाणीहिरण्यगर्भाभ्यां नमः । शची-पुरंदराभ्यां नमः । कुलदेवताभ्यो नमः । ग्रामदेवताभ्यो नमः । स्थानदेवताभ्यो नमः । वास्तुदेवताभ्यो नमः । मातृपितृचरण-कमलेभ्यो नमः । पतिचरणविन्दाभ्यां नमः । सर्वेभ्यो देवेभ्यो नमः । सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमः । निर्विघ्नमस्तु । पुण्यं पुण्याहं दीर्घ मायु रस्तु ॥ सुमुख श्चैकदंत श्च कपिलो गजकर्णकः ।

लंबोदर श्च विकटो विघ्ननाशो गणाधिपः ॥ धूम्रकेतु र्गणाध्यक्षो भालचंद्रो गजाननः ॥ द्वादशैतानि नामानि यः पठेत् शृणुयादपि। विद्यारंभे विवाहे च प्रवेशे निर्गमे तथा । संग्रामे संकटे चैव विघ्न स्तस्य न जायते ॥ शुक्लांबरधरं देवं शशिवर्णं चतुर्भुजं प्रसन्नवदनं ध्यायेत् सर्वविघ्नोपशांतये ॥ अभीप्सितार्थसिध्यर्थं पूजितो यः सुरासुरैः ॥ सर्वविघ्नहरस्तस्मै गणाधिपतये नमः ॥ सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ॥ शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोऽस्तुते ॥ सर्वदा सर्वकार्येषु नास्ति तेषा ममंगलम् ॥ येषां हृदिस्थो भगवान् मंगलायतनं हरिः ॥ तदेव लग्नं सुदिनं तदेव ताराबलं चन्द्रबलं तदेव । विद्याबलं दैवबलं तदेव लक्ष्मीपते तेंऽघ्रियुगं स्मरामि ॥ लाभ स्तेषां जय स्तेषां कुत स्तेषां पराजयः । येषामिन्दिवरश्यामो हृदयस्थो जनार्दन । विनायकं गुरुं भानुं ब्रह्मविष्णुमहेश्वरान् । सरस्वतीं प्रणम्यादौ सर्वकार्यार्थसिद्धये ॥ यत्र योगीश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः । तत्र श्री र्विजयो भूति र्ध्रुवा नीति र्मति र्मम । सर्वेष्वारब्धकार्येषु त्रय स्त्रिभुवनेश्वरः । देवा दिशन्तु नः सिद्धिं ब्रह्मेशानजनार्दनाः ॥

संकल्पः—विष्णवे नमः ॥ विष्णु र्विष्णुः ॥ श्रीमद् भगवतो महापुरुषस्य विष्णो राज्ञया प्रवर्तमानस्य अद्य ब्रह्मणः द्वितीये परार्द्धे श्री श्वेतवाराहकल्पे अष्टाविंशतितमे कलियुगे कलिप्रथमचरणे भारतवर्षे भारतखंडे जम्बुद्वीपे दंडकारण्ये देशे संवत्सर अयन ऋतु मास पक्ष तिथि वासर नक्षत्र योग प्रातःकालादि नामान्यनुकीर्त्य ममात्मनः पुराणोक्तफलप्राप्त्यर्थे तथा च मम भर्त्रा सह अखंडितसुखसौभाग्यसंतत्यायुरारोग्यैश्वर्यादिअभिवृद्धिद्वारा श्रीतुलसीदेवताप्रीत्यर्थे वृन्दावने तुलसीपूजन महं करिष्ये ॥

આ રીતે સંકલ્પ મૂકયા પછી કળશનું પૂજન કરવું. કળશમાં જળ રેડી તેમાં સર્વે તીર્થો છે, એવી ભાવના કરવી.

गंगे च यमुने चैव गोदावरि सरस्वति ।
नर्मदे सिन्धु कावेरि जलेस्मिन् सन्निधिं कुरु ॥

કળશમાં રહેલા દેવતાને હું નમસ્કાર કરૂં છું. સર્વ પૂજન અર્થે કળશમાં ગંધ, અક્ષત તથા પુષ્પ નાંખવાં. આ કળશમાં સર્વ તીર્થોનું આવાહન કરૂં છું, એમ કલ્પના કરી નમસ્કાર કરવા. ત્યાર બાદ

अपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोऽपि वा ।
यः स्मरे त्पुंडरीकाक्षं सबाह्याभ्यंतरः शुचिः ॥

આ મંત્ર બોલી લોટામાંથી પાણી લઇ પુષ્પવડે પૂજાના દ્રવ્યનું પ્રોક્ષણ કરવું તથા પોતાના શરીરપર છાંટવું. ત્યાર બાદ નીચેના મંત્રવડે ઘંટાનું પૂજન કરવું.

आगमार्थं तु देवानां गमनार्थं तु राक्षसाम् ।
कुरु घंटे महानादं देवतार्चनसन्निधौ ॥

घंटास्थगुरुदेवताभ्यो नमः सकलपूजापरिपूरणार्थे गंधाक्षतपुष्पाणि समर्पयामि ।

એમ કહી ઘંટાપર ગંધ, અક્ષત તથા પુષ્પ ચઢાવવાં.

દીપપૂજનઃ–दीपस्त्वं ब्रह्मरूपोऽसि ज्योतिषां प्रभु रव्ययः ।
सौभाग्यं देहि पुत्रां श्च सर्वा न्कामांश्च देहि मे ॥

दीपदेवताभ्यो नमः सकलपूजापरिपूरणार्थे गंधाक्षतपुष्पाणि समर्पयामि ।

એમ કહી દીવાનાપર ગંધ અક્ષત તથા પુષ્પ ચઢાવવાં. ત્યારબાદ તુલસીનું ધ્યાન કરવુંઃ–

ध्यायेच्च तुलसीं देवीं श्यामां कमललोचनाम् ।
धवलांकुशसंसक्तां पद्मासननिषेविताम् ॥

प्रियां च सर्वदा विष्णोः सर्वदेवनमस्कृताम् ॥
श्री तुळस्यै नमः ध्यायामि ।
એમ કહી તુળસીનું ધ્યાન કરવું. આવાહનમ્ઃ—
देवि त्रैलोक्यजननि सर्वलोकैकपाविनि ।
आगच्छ वरदे मातः प्रसीद तुळसि प्रिये ॥
श्री तुळस्यै नमः आवाहयामि ।
એમ કહી તુળસીનું આવાહન કરવું. આસનમ્ઃ—
सर्वदेवमये देवि सर्वदा विष्णुवल्लभे ।
देवि स्वर्गमयं दिव्यं गृहाणासन मव्यये ॥
श्री तुलस्यै नमः आसनार्थे अक्षतान् समर्पयामि ।
એમ કહી તુળસીનું આવાહન કરવું. આસનમ્ઃ—
सर्वदेवमये देवी सर्वदा विष्णुवल्लभे ।
देवि स्वर्गमयं दिव्यं गृहाणासन मव्यये ॥
श्री तुलस्यै नमः आसनार्थे अक्षतान् समर्पयामि ।
એમ કહી આસન માટે પુષ્પ ચઢાવવું. અર્ઘ્યમ્ઃ—
गंधपुष्पसमायुक्तं सर्वेषां प्रीतिदायकम् ।
अर्घ्यं गृहाण त्वं देवि दैत्यान्तकरणप्रिये ॥
श्री तुलस्यै नमः अर्घ्यं समर्पयामि ।
એમ કહી અર્ઘ્ય આપવો.
आचमनम्ः–कर्पूरवासितं तोयं सुवर्णकलशे स्थितम् ।
दत्त माचमनीयं च गृहाण हरिवल्लभे ॥
श्री तुलस्यै नमः आचमनं समर्पयामि ।
એમ કહી આચમન આપવું.

स्नानम्:-गंगा सरस्वती रेवा पयोष्णी नर्मदाजलैः ।
स्नापितासि मया देवि तथा शांति करोतु मे ॥
श्री तुलस्यै नमः स्नानं समर्पयामि ।

સ્નાન માટે પાણી ચઢાવવું.

वस्त्रम्:-क्षीरोदमथनोद्भूते चन्द्रलक्ष्मि सहोदये ।
गृह्यतां परिधानार्थ मिदं क्षौमाम्बरं शुभं ॥
श्रीतुलस्यै नमः वस्त्रं समर्पयामि ।

એમ કહી વસ્ત્ર ચઢાવવું.

कंचुकीमुपवस्त्रम् -

कंचुकी मुपवस्त्रां च नानारत्नैः समन्वितम् ।
गृहाण त्वं मया दत्तं तुलसि भयहारिणि ॥
श्री तुलस्यै नमः कंचुकीमुपवस्त्रं समर्पयामि ।

એમ કહી કાંચળી ચઢાવવી. જો વસ્ત્ર તથા કાંચળી ન હોય તો અક્ષત ચઢાવવા.

कुंकुमम्:-केशरागुरुसंयुक्तं चंदनादिसमन्वितम् ।
कस्तुरिकासमायुक्तं कुंकुमं प्रतिगृह्यताम् ॥
श्री तुलस्यै नमः कुंकुमं समर्पयामि ।

એમ કહી તુળસી ને કંકુ ચઢાવવું.

पुष्पाणि:-माल्यादीनि सुगंधीमि मालत्यादीनि सत्तये ।
मया हृतानि पूजार्थ पुष्पाणि प्रतिगृह्यताम् ॥
श्रीतुलस्यै नमः पुष्पाणि समर्पयामि ।

એમ કહી પુષ્પ ચઢાવવાં.

धूपमः–वनस्पतिरसोद्भूतो गंधाढ्यो गन्धउत्तम ।
आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् ॥
श्रीतुलस्यै नमः धूपं समर्पयामि ।

એમ કહી ધૂપને માટે પાણી મુકવું.

निराजनमः–वैश्वनरप्रज्वलितं घृतकार्पासनिर्मितम् ।
दीपं भक्तया गृहाणेमं त्रैलोक्यध्वान्तनाशने ॥
श्रीतुलस्यै नमः निरांजनं स०

એમ કહી નિરાંજન કરવું. આગળ પાછળ પાણી ફેરવવું. દેવને આચકા આપવી. પછી પોતે લેવી તથા હાથ ધોઈ નાંખવા.

नैवेद्यमः–

સ્ત્રીએ પોતે જે ભોજન કરે, તે પહેલાં તુળસીને રાંધેલા અન્નનું નૈવેદ્ય અર્પણ કરવું. પણ પૂજા વખતે તો દૂધ, ઘી શાકર આદિ નવેદ્ય અર્પણ કરવું.

अन्नं चतुर्विधं स्वादु रसैः षड्भिः समन्वितं ।
नवेद्यार्थेऽर्पयामि त्वां तुलसि माधवप्रिये ॥
श्रीतुलस्यै नमः नैवद्यं समर्पयामि ।

એમ કહી નૈવેદ્ય અર્પણ કરવું.

प्राणाय नमः अपानाय नमः व्यानाय नमः समानाय नमः उदानाय नमः

એમ કહી પ્રાણાહુતિ આપવી.

नैवेद्यान्ते आचमनं समपयामि मध्ये पानीयं उत्तरापोषार्न हस्तप्र·ाळनम् मुखप्रक्षालनम् ॥ करोद्वर्तनार्थे चंदनं स०

तांबूलम् ॥

पुगीफलं महद्दिव्यं नालवल्लीदलै र्युतम् ।
कर्पुरैलासमायुक्तं तांबूलं प्रतिगृह्यताम् ॥
श्रीतुलस्यै नमः तांबूलं स०

એમ કહી તાંબૂલ અર્પણ કરવું.

प्रदक्षिणाः—

સોભાગ્યવતીએ ૧૦૮ વાર પ્રદક્ષિણા કરવા માટે સ્ફટિકની માળા લેવી તથા વિધવા સ્ત્રીએ તુળસીના સૂકા કાષ્ઠની માળા લેવી.

यानिकानि च पापानि जन्मान्तरकृतानि च ।
तानि सर्वाणि नश्यन्ति प्रदक्षिण पदेपदे ॥
नमस्ते गार्हपत्याय नमस्ते दक्षिणाग्नये ।
नम आह्वनीयाय तुलस्यै ते नमोनमः ॥

આ મંત્ર ભણી સ્ત્રીએ ૧૦૮ વાર પ્રદક્ષિણા કરવી.

मंत्रपुष्पांजलिः—

विष्णुप्रियकरे देवि तुलसि सुखदायके ।
पुष्पांजलि प्रयच्छामि पतेरायुष्यवर्धके ॥
श्रीतुलस्यै नमः मंत्रपुष्पांजलिं स०

એમ કહી પુષ્પ ચઢાવવાં-

अनेन मया यथाशक्ति पूजनेन श्रीतुलसीदेवता प्रीयताम् ॥

એમ કહી પાણી મૂકવું.

॥ इति स्त्रीआह्निकं समाप्तम् ॥

---

## પતિપૂજા પ્રયોગ.

सती स्त्री प्रातरुत्थाय त्यक्त्वा च रात्रीवाससम ।
भर्तारं च नमस्कृत्य करोति स्तवनं मुदा ॥

અર્થઃ—પતિવ્રતા સ્ત્રીએ સવારમાં ઉઠવું. રાત્રીમાં જે વસ્ત્ર પહેર્યું હોય તે કાઢી નાખવું. પછી પતિને નમસ્કાર કરવા. ત્યાર બાદ તેની સ્તુતિ કરવી.

गृहकार्ये ततः कृत्वा स्नात्वा धौते च वाससी ।
गृहीत्वा शुक्लपुष्पं च भक्तितः पूजयेत् पतिम ॥

ત્યાર બાદ ઘરનું વળવા ઝાડવાનું કામ કરવું. સ્નાન કરી ધોયલું વસ્ત્ર ધારણ કરવું. પછી સફેત પુષ્પ લઇ તેવડે પતિની પૂજા કરવી.

स्नापयित्वा सुपूतेन जलेन निर्मलेन च ।
तस्मै दत्वा धौतवस्त्रं तत्पादौ क्षालये न्मुदा ॥

શુદ્ધ તથા નિર્મળ જળ પતિને સ્નાન કરવા આપવું. તેમને ધોયલું વસ્ત્ર પહેરવા આપવું. પછી આનંદયુક્ત થઇ પતિના પગ ધોવા.

आसने वासयित्वा च दत्वा भाले च चंदनम ।
सर्वांगलेपनं कृत्वा रत्वा मालां गलेऽपि च ॥

તેમને બેસવા આસન આપવું. કપાળે ચંદન લગાડી તેમનું પૂજન કરવું. પછી સઘળે અંગે લગાડવું. ત્યાર બાદ ગળામાં તેમને પુષ્પની માળા પહેરાવવી.

सामवेदोक्तमंत्रेण भोगद्रव्यैः सुधोपमैः ।
संपूज्य भक्तितः कांतं स्तुत्वा च प्रणमे न्मुदा ॥

અમૃત સરખા ભોગદ્રવ્યવડે સામવેદોક્ત મંત્રવડે પતિનું ભક્તિ યુક્ત થઈ પૂજન કરવું. તેમની હર્ષયુક્ત થઇ સ્તુતિ કર્યા પછી તેમને નમસ્કાર કરવા.

ॐनमः कांताय शान्ताय सर्वदेवाश्रयाय स्वाहा ॥

આ મંત્રવડે પતિને ચંદન તથા પુષ્પવડે પૂજન કરવું.

पाद्यार्घ्यं धूपदीपौ च वस्त्रनैवेद्यमुत्तमम् ।
जलं सुवासितं शुद्धं तांबूलं च सुवासितम् ॥

પતિનું પાદ્ય તથા અર્ઘ્યવડે પૂજન કરવું. તેમને ધૂપ તથા દીપ અર્પણ કરવાં. શુદ્ધ તથા સુવાસિત જળ પીવા માટે આપવું. ત્યાર બાદ સારૂં સુગંધીદાર તાંબૂલ આપવું.

दत्वा स्तोत्रं पठेद्यद्य त्कृतं वै पाठ्यमेव च ॥

પાઠ કરવા યોગ્ય સ્તુતિવડે પતિની સ્તુતિ કરવી.

---

## પતિને કરવાની સ્તુતિ.

ॐनमः कांताय भर्त्रे च शिर श्चंद्रस्वरूपिणे ।
नमः शांताय दांताय सर्वदेवाश्रयाय च ॥

મસ્તકને વિશે ચંદ્રવાળા, મહાદેવ સરખા, શાંત સ્વરૂપ, જિતેન્દ્રિય તથા સર્વ દેવોના આશ્રયરૂપ રમણીય પતિને હું નમસ્કાર કરૂં છું.

नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥

બ્રહ્મસ્વરૂપ, સતીના પ્રાણ સ્વરૂપ, પૂજ્યસ્વરૂપ તેમજ હૃદયના આધારરૂપ પતિને હું નમસ્કાર કરૂં છું.

पंचप्राणाधिदेवाय चक्षुष स्तारकाय च ।
ज्ञानाधाराय पत्नीनां परमानंदरूपिणे ॥

પંચપ્રાણના અધિદેવરૂપ,આંખોના તારક, સ્કંધરૂપ, જ્ઞાનના આધારરૂપ તથા પત્નીના પરમાનંદ સ્વરૂપ પતિને હું નમસ્કાર કરૂં છું.

पति ब्रह्मा पति विष्णुः पतिरेव महेश्वरः ।
पतिश्च निर्गुणाधारो ब्रह्मरूप नमोऽस्तुते ॥

પતિ બ્રહ્મા રૂપે છે, વિષ્ણુ રૂપે છે, તથા મહેશ્વરરૂપે છે. વળી નિર્ગુણ બ્રહ્મસ્વરૂપે પતિ જ છે. હું આપને નમસ્કાર કરૂં છું.

क्षमस्व भगव न्दोषं ज्ञानाज्ञानकृतं च यत् ।
पत्नीबंधो दयासिंधो दासीदोषं क्षमस्व मे ॥

હે ભગવન્ ! મારા દોષો જાણતાં કે અજાણતાં જે કાંઇ થયા હોય, તે આપ ક્ષમા કરશો. હે પત્નીના બંધુરૂપ ! હે દયાના સિંધુરૂપ ! આ દાસીના જે કાંઇ દોષ થયા હોય, તે ક્ષમા કરવા.

---

## પતિની પૂજાનું ફળ.

इदं स्तोत्रं महापुण्यं सृष्ट्यादौ यन्मया कृतम् ।
सरस्वत्या च धरया गंगया च पुरा व्रजे ॥

મહા પુણ્યકારક આ સ્તોત્ર, હે યશોદા! સૃષ્ટિના આદિમાં મેં જે કર્યું હતું, તે વડે સરસ્વતીએ, પૃથ્વીએ તથા ગંગાએ સ્તુતિ કરી હતી.

सावित्र्या च कृतं पूर्वं ब्रह्मणे चापि नित्यशः।
पार्वत्या च कृतं भक्त्या कैलाशे शंकराय च॥

બ્રહ્માને પ્રસન્ન કરવા સાવિત્રીએ આ સ્તુતિ કરી હતી. કૈલાસમાં શંકરને પ્રસન્ન કરવા પાર્વતીએ પણ આ જ સ્તુતિ કરી હતી.

मुनीनां च सुराणां च पत्नीभि स्तु कृतं पुरा।
पतिव्रतानां सर्वासां स्तोत्रमेत च्छुभावहम्॥

મુનિઓની તથા દેવતાઓની સ્ત્રીઓએ પોતાના પતિની સ્તુતિ આ સ્તોત્રથી કરી હતી. સર્વે પતિવ્રતાઓને આ સ્તોત્ર શુભ ફળ આપવાવાળું છે.

इदं स्तात्रं महत्पुण्यं या शृणोति पतिव्रता।
नरोऽन्योपि नारी वा लभते सर्ववांछितम्॥

પતિવ્રતા સ્ત્રી, નર અથવા કોઇ પણ નારી, જે મહા પુણ્યકારક આ સ્તુતિ સાંભળે છે, તે સર્વ પ્રકારનાં વાંછિત ફળને પામે છે.

अपुत्रो लभते पुत्रं निर्धनो लभते धनम्।
रोगी च मुच्यते रोगा द्बद्धो मुच्यते बंधनात्॥

અપુત્રવાનને પુત્રની પ્રાપ્તિ થાય છે, નિર્ધનને ધન મળે છે, રોગી રોગથી મુકત થઇ જાય છે અને બંધનને પામેલ બંધનમાંથી મુકત થાય છે.

पतिव्रता च स्तुत्वा च तीर्थस्नानफलं लभेत्।
फलं च सर्वतपसां व्रतानां च व्रजेश्वर॥

પતિવ્રતા આ સ્તુતિથી તીર્થસ્નાનનું ફળ પામે છે. સર્વ તપનું તથા વ્રતનું તેને ફળ મળે છે.

इदं स्तुत्वा नमस्कृत्वा भुंक्तं सा तदनुज्ञया।
एष पतिव्रताधर्म एष धर्मः सनातनः॥

આ સ્તોત્રવડે સ્તુતિ કરી નમસ્કાર કરી તેની આજ્ઞા મેળવી, પછી ખાવું. આ જ પતિવ્રતાનો સનાતન ધર્મ છે.

ઇતિ બ્રહ્મવૈવર્તપુરાણે નંદ તથા કૃષ્ણના સંવાદરૂપ ૮૩ મો અધ્યાય સમાપ્ત.

---

## પતિની શ્રેષ્ઠતા.

नारायणा त्परं कान्तं ध्यायते सततं सती।
नहि त्यज्ञ तत्संगं क्षणमेव च सुव्रता॥ १॥
व्रतं तपस्यां देवार्चा परित्यज्य प्रयत्नतः।
कुर्या च्चरणसेवां च स्तवनं परितोषणम्॥ २॥
तदाज्ञारहितं कर्म न कुर्या द्वैरतः सती।
उत्तरेनोत्तरं दद्या त्स्वामिनं च पतिव्रता॥ ३॥

અર્થઃ—નારાયણથી શ્રેષ્ઠ પતિ છે. સતી સ્ત્રી પોતાના પતિનું ધ્યાન કરે છે. પતિના સંગનો ત્યાગ એક ક્ષણ પણ કરવો નહિ. (૧) વ્રત, તપસ્યા, દેવની પૂજા, આ સર્વનો કદાચ વિલંબ થાય, પણ સતીએ પતિના ચરણની સેવા કરવામાં જરાપણ વિલંબ કરવો જોઇએ નહિ. અર્થાત્ સેવા કરવી, તેની સ્તુતિ કરવી તથા તેને સંતુષ્ટ કરવા. (૨) વૈરથી તેની આજ્ઞા વિનાનું કંઇપણ કર્મ કરવું નહિ. સ્વામીની સામા કોઇ પણ સામો ઉત્તર આપવો નહિ. (૩)

शुभं दृष्ट्वा सुधा तुल्यं कांतं पश्यति सुंदरी ।
सस्मितं वदनं कृत्वा भक्तिभावेन यत्नतः ॥ १ ॥
पुत्राणां च शतगुणं स्नेहं कुर्यात् पतिं सती ।
गतिर्बंधु र्गति र्भर्ता दैवतं कुलयोषितः ॥ २ ॥

સારી સ્ત્રી સ્વામીનું શુભ જૂવે છે તથા પતિને અમૃત સમાન જૂવે છે. તે ભકિતયુકત થઈ સ્વામી તરફ મુખ મલકાવી જૂવે છે. (૧) પતિવ્રતા સતીએ પુત્રોના કરતાં સોગણો સ્નેહ પતિ તરફ કરવો જોઇએ. કુળવાન્ સ્ત્રીને પતિ બંધુરૂપે તથા દેવતારૂપે છે. (૨)

---

## રજસ્વલા ધર્મ.

રજોદર્શન થયા પછી સ્ત્રીઓએ ત્રણ દિવસ કેમ વર્તવું તથા શુભ રીતે વર્તવાથી કેવા ફળની પ્રાપ્તિ થાય છે, તે વિશે સ્પષ્ટીકરણ કરવું,આ સ્થળે જરૂરનું છે.દરેક ભગિની આ પ્રમાણે વાંચી વર્તન કરશે તો હું મારો પ્રયાસ સફળ થયલો માનીશ. રજોદર્શન એ બાલિકા ઉમર લાયક થયા પછી યુવતીઅવસ્થામાં આવવાની મુખ્ય નિશાની છે. રજોદર્શન ગર્ભાશયમાંથી પ્રતિમાસે નિયમિત વખતે થતો એક જાતનો રકતસ્રાવ છે. આને જ રકતસ્રાવ, રજોદર્શન, ઋતુસ્રાવ, છેટે બેસવું, અટકાવ અથવા દસ્તાન કહે છે. વૈદ્યકમાં લખ્યું છે કે, રજોકાળ વહેલો યા મોડો આવવો, એ હવા તથા સંગતિપર આધાર રાખે છે. ઘણા યુરોપદેશની કન્યાઓને આસરે ૧૯ કે વીશ વર્ષની ઉમરે ઋતુપ્રાપ્ત થાય છે.પરંતુ આપણા દેશની ગરમીના પ્રભાવે આપણા દેશની કન્યાઓને તેરથી ચૌદ વર્ષની

ઉમરે ઋતુ પ્રાપ્ત થાય છે. આથી પચાસ વર્ષની ઉમર થતાં બંધ પડે છે. કેટલીકને બે ત્રણ વર્ષ મોડું અથવા વહેલું ઋતુ પ્રાપ્ત થાય છે, તેમ બંધ પણ થાય છે.

આળસમાં ઘણો સમય વ્યતીત કરનારી, કામાંધ વાંચનમાં પ્રીતિ રાખનારી, સ્નેહની વાતો કરનારી, કામાંધ સ્ત્રીઓની સંગતિ કરનારી, મોડા તેમ જ અનિયમિત સુવાની ટેવ રાખનારી, આ રીતની કેટલીક સ્ત્રીઓનું ગર્ભાશય જલદીથી સતેજ થઇ તેમને ઘણું કરી જલદી રજોદર્શન આવે છે. અતિશય મોજ માણનારી અને મહેનત વિના બેસી રહેનારી સ્ત્રીઓને પણ આ દોષ લાગુ પડે છે. તેવી સ્ત્રીઓએ ઉપરના દોષથી મુક્ત રહેવા પ્રયત્ન કરવો. મહેનત પોતાથી બને તેટલી વધુ પ્રમાણમાં કરવા પ્રીતિ રાખવી, પોતાનો ખોરાક હલકો અને સારો રાખવો. આ રીતે કરવાથી ઋતુ મોડું આવે છે. તેમ સ્ત્રીઓના શરીરનો બાંધો વધારે મજબૂત થાય છે તથા તેને વૃદ્ધાવસ્થા જલથી આવતી નથી. શરીર હ્રષ્ટપુષ્ટ રહેવા સાથે શરીરમાં બળ, બુદ્ધિ અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે. શરીર નીરોગી રહેવાથી દેખાવમાં સારૂં તથા કદાવર બને છે.

ઘણા સુખમાં જીંદગી વ્યતીત કરનારી, ઘણો સારો ખોરાક વધારે ખાનારી, જ્યાં ચોખી હવા ઓછી હોય ત્યાં વસનારી, અર્થાત્ ચોખી હવા નહિ લેનારી, અતિ નિદ્રા કરનારી, હૃદયમાં અહર્નિશ ધાસ્તી રાખનારી, અતિ ક્રોધ કરનારી, વધુ સમય ઠંડી હવામાં તેમ જ ભીનાશવાળી જગામાં ફરનારી સ્ત્રીઓને ઋતુ આવતો અટકી જાય છે તથા તેને લીધે શરીરમાં નબળાઇ પેદા થઇ અનેક જાતના રોગો થાય છે. સ્ત્રીઓએ આ રોગથી સાવચેત રહેવું તથા દવા કરી તે રોગને ટાળવા

કાળજી રાખવી. જે સ્ત્રીને યોગ્ય ઉમર થવા છતાં રજો દર્શન આવતું નથી, અને આવે છે તો અનિયમિત રીતે આવે છે અર્થાત્ દરેક માસમાં કન્યાને ઋતુ આવવું જોઇએ, તે ઉમ્મરે તેને દરેક માસે અટકાવ આવવા પહેલાંનાં સર્વ ચિહ્ન જણાય છે, પણ તે સર્વ બે દિવસમાં બંધ પડી જાય છે. આ રીતે દરેક માસે થયા કરે છે. પણ ઋતુ દેખાતો નથી. આથી માથામાં દુખાવો થાય છે, કોઠામાં બીગાડ જણાય છે, ઝાડો બરાબર આવી શકતો નથી, અને દિવસે દિવસે શરીરમાં અનેક જાતનો બીગાડો ઉત્પન્ન થાય છે. અંતે તે સ્ત્રીને હીસ્ટીરીઆ તથા ક્ષય વગેરે રોગો લાગુ પડે છે.

સ્ત્રીને રકતસ્રાવ સાધારણ રીતે દરમાસે અઠાવીશથી ત્રીશ દિવસે થાય છે. કેટલીકને ત્રણ અઠવાડીએ આવે છે તથા તે ૩ થી ૫ દિવસ દેખાય છે.

રજોદર્શન થવા પહેલાં કમરમાં દુખાવો, પેઢુપર વજન, ફ્રાટ અને કળતર થાય છે. આખા શરીરમાં અમુક જાતના વ્યાધિ જેવું થાય છે, શરીર બેચેન થાય છે, જલદીથી થાક લાગવો, કામકાજ ઉપર અભાવ, પડી રહેવાપર પ્રીતિ, શરીરપર બોજ લાધેલો હોય તેમ શરીરનું ભારે લાગવું, દસ્તકબજીઆત, માથાનું ચસકવું, મનનું તીવ્ર થવું, વગેરે ચિહ્નો અટકાવ આવવા પહેલાં થાય છે અને તે અટકાવ આવ્યા પછી હલકાં પડી જાય છે. ઉપરોકત ચિહ્નો કોઇને ન્યૂનાધિક જણાય છે. સઘળી સ્ત્રીને આમ જણાતું હોય, તેવો નિયમ નથી. કેટલીક સ્ત્રીઓને રજોદર્શન થયા પછી એક બે દિવસે બંધ પણ પડી જાય છે, જેથી નિયમ કરતાં ઝાડે વધારે જવું પડે છે.

રજો દર્શન થયા પછી સ્ત્રીનું શરીર ગૌર અને ભરાવદાર લાગે છે. ચરબી જૂદા જૂદા શરીરના ભાગોમાં વધારે માલમ પડે છે. મનની શકિત મજબૂત થાય છે, શરીર હ્રષ્ટ પુષ્ટ બને છે, કમર ભરાવ દેખાય છે તેમજ મોઢું ભરાઉ લાગે છે. આ ચિહ્નો જ્યારે થાય છે ત્યારે તે યુવાવસ્થામાં આવેલી ગણાય છે. કેટલીક સુધરેલી ખરાબ વિચારની સ્ત્રીઓ રકતસ્રાવ આવવાની વિરૂદ્ધ હોય છે. તેને અટકાવવા માટે અથવા તો બીલકુલ તેમાંથી મુકત થવાની ઇચ્છાએ દવા વગેરે ખાય છે તથા અટકાવ બંધ કરે છે. આમ કરવાથી અટકાવ બંધ થઇ શકે છે, પણ બીજી ઘણી બાબતો સ્ત્રીને નુકશાનકર્તા થાય છે. જેમકે ગર્ભસ્થાન અથવા તેવા અગત્યના ભાગ પર સોજો તેમજ દુઃખદાયક બીજા રોગો ઉત્પન્ન થાય છે. દરેક ભગિનીને મારી નમ્ર પ્રાર્થના છે કે, તેવા વિચારથી પોતે દૂર રહેવું. વિશ્વકર્તાએ જે જે બંધારણો અર્થાત્ જે જે નિયમો બાંધ્યા છે, તે પૂર્ણ ડહાપણ વાપરીને બાંધેલા છે. તેના નિયમોને આડે આવવાથી નકકી માની લેવું કે, તેથી ફાયદો નથી, પણ દુઃખજ છે. પુખ્ત ઉમરે આપોઆપ બંધ થાય, એજ ઉત્તમ છે. મારી વહાલી બહેનોએ રજો દર્શનવખતે એક નીચેની બાબત ખાસ લક્ષમાં રાખવા જેવી છે. તે એ કે જ્યારે પોતાને ઋતુ પ્રાપ્ત થાય ત્યારે જખમી દરદીની જેટલી સંભાળ રાખવામાં આવે છે, તેટલીજ અટકાવ વખતે રાખવી. રજસ્વલા સ્ત્રીએ રજો દર્શન વખતે જેમ બને તેમ પોતાનો ખોરાક ઘણોજ સાદો લેવો. કારણ કે જેવો ખોરાક તે વખતે ખાવામાં આવે છે તેવીજ અસર મનપર થાય છે. ટાઢો અને વાયડો ખોરાક પેટમાં વાઈ અને અજીર્ણ ઉત્પન્ન કરે છે. ગરમ અને મસાલાદાર ખોરાક દાહ ઉત્પન્ન કરે છે. છાસ, દહી, લીંબુ,

આમલી વગેરે ખાટો પદાર્થ તેમજ મુખ્યત્વે કરી ખાંડવાળા પદાર્થ ઋતુને અટકાવનાર છે. ઋતુ નિયમિત ન આવવાથી તાવ, માથુ તથા વાંસાનું દુખવું, આંચકી વગેરે રોગો ઉત્પન્ન થાય છે. વધુમાં ઉધરસ પણ લાગુ પડે છે. માટે રજોમતી સ્ત્રીએ બનતાંસૂધી ખાટા પદાર્થથી દૂર રહેવું તે સારૂં છે. પોતાનું હિત ચહાનાર દરેક સ્ત્રીએ રજોદર્શન વખતે માત્ર રોટલી, દાળ, ભાત, પુરી, શાક, દૂધ વગેરે સાદો અને હલકો ખોરાક લેવો. વળી અજીર્ણ થાય તેવો ખોરાક ખાવા માટે સંભાળ રાખવી. પૌષ્ટિક ખોરાક ખાવાથી કમતાકાત થતી નથી. ગરમ કપડાં પહેરવાથી તથા તંગ પોષાકથી દૂર રહેવું. ભીનાશવાળી જગ્યામાં ઝાઝીવાર રહેવું નહિ. શિયાળા જેવી ઋતુમાં કેટલીક સ્ત્રીઓ કપડાં ધોવાને આળસે પૂરતાં કપડાં રાખતાં નથી, પણ તે ખોટું છે. છોપર બેસવું નહિ, ભીનાં કપડાં પહેરવાં નહિ, શરીરપર ઠંડો પવન લેવો નહિ. ઋતુમતી સ્ત્રીએ જેમ બને તેમ ઠંડીથી સાવધ રહેવું. કેમકે ઠંડી ઋતુને અટકાવનાર છે, જેથી ગર્ભાશયમાં સોજો ઉત્પન્ન થાય છે. ઋતુનું લોહી ગર્ભાશયમાં જામી જવાથી પેડુમાં પીડા થાય છે તથા ગર્ભ રહેવામાં અડચણ આવે છે. વળી ઘણો વખત ઉભું રહેવું, ન પચે તેવો ખોરાક ખાવો, થાક લાગે તેવી મહેનત કરવી, ઘણી ધાસ્તી તથા ક્રોધ કરવો, જોશાવર જુલાબ લેવો વગેરે પણ ઋતુને અટકાવાનારાં મુખ્ય કારણો છે. આ સિવાય સ્નાન, શૌચ, માન, રૂદન, હસવું, તેલ લેપન, દિવસની નિદ્રા, જુગાર, અંજન, લેપન, ગાડીપર વાહન, આગળ પડતું બોલવું, ઘણું સાંભળવું, મોહ, પતિસંગ, દેવપૂજન, દેવદર્શન, પૃથ્વી ખોતરવી, પોતે રજસ્વળા હોય ત્યારે બીજી રજસ્વળાવાળીને સ્પર્શ કરવો, દાંત ઘસવા, પૃથ્વીપર લીટા કાઢવા,

પૃથ્વીપર સૂવું, ખોબાથી કે લોખંડ તથા તાંબાના પાત્રથી પાણી પીવું, બહારગામ મુસાફરી કરવી, ચંદનનું લેપન કરવું, પુષ્પમાળા ધારણ કરવી, તાંબુલ ખાવું, પાટલાપર બેસવું, સુવાવડીનો સ્પર્શ, વટલેલ, ઘેડ, ચંડાળ, કૂકડાં, શ્વાન, સુવર વગેરેનો જો ભૂલેચૂકે પણ સ્પર્શ કરવો નહિ. આ રીતે નહિ વર્તવાથી શરીરમાં અનેક જાતના વ્યાધિ થાય છે, ગર્ભાશય બગડી જાય છે અને અંતે શરીર દુર્બળ થઈ તે સ્ત્રીનો સમય પ્રાણાંત દુઃખમાં જ જાય છે. ઋતુમતી સ્ત્રીએ પોતાના રજોદર્શન વખતે પોતાની માવજત પોતે જ રાખવાની છે. જો તેથી પ્રમાદી બને છે તો પોતાના ગર્ભાશયમાં ભયંકર દર્દો ઉત્પન્ન થયા વિના રહેતાં નથી. આવી બેદરકાર સ્ત્રીઓએ પોતાને ગર્ભ રહેવાની બીલકુલ આશાજ રાખવી નહિ. કદાચ ગર્ભ રહે છે તો તે ટકી શકતો નથી; અને કસુવવાડ થઈ જાય છે. આવી સ્ત્રીઓ વધારે કામ કરવાથી તથા દાદરપર ચઢવાથી હાંફી જાય છે તથા આંખે અંધારાં આવે છે. માટે રજસ્વલા સ્ત્રીઓએ પોતે આવી વખતે જેમ બને તેમ સંભાળ રાખવી. હવાવાળી તથા અજવાળાવાળી સુકી સફાઈવાળી જગામાં તે વખતે પોતાનું રહેવું રાખવું, ગંધાતી જગોથી દૂર રહેવું, સ્વચ્છ કપડાં પહેરવાં, મેલાં ગંધાતાં કપડાંનો ત્યાગ કરવો, પોતાના હાથ પગ સૂકા અને ગરમ રાખવા, મન નિર્મળ રાખવું, ભીનાશથી જેમ બને તેમ દૂર રહેવું, ખોરાક તાજો તથા ચોખો લેવામાં કાળજીવાળાં થવું, અટકાવના મુખ્ય ત્રણ દિવસ સૂધી બનતાં સૂધી કોઈપણ પુરૂષનું મુખ જોવું નહિ, સૂતક આદિ જરૂરનો પ્રસંગ હોય તોજ સ્નાન કરવું. વળી આ વખતે સ્નાનની જરૂર પડે તો જૂદા પાત્રમાં ગરમ જળવડે સ્નાન કરવું. તે વખતે શરીરપર ઠંડો પવન આવવા

હેવો નહિ. સ્નાન કર્યા પછી કોરાં વસ્ત્ર તુરત પહેરવાં. આમ નહિ કરવાથી અર્થાત્ યોગ્ય વર્તણુકના અભાવે પોતાની ભવિષ્યની પ્રજાપર માઠી અસર લાગુ પડે છે.

રજોદર્શન વખતે જે સ્ત્રી દિવસે સૂઇ જાય છે, તેની સંતતિ અતિ નિદ્રાળુ, આંજણુ આંજવાથી અંધ, રોવાથી નેત્રવિકારવાળી, દુઃખી સ્વભાવની, તેલનું મર્દન કરવાથી કોઢવાળી, હસવાથી હોઠ, દાંત, જીભ તથા તાળવું કાળાં વર્ણવાળી, ઘણું બોલવાથી પ્રલાપી, બહુ શ્રવણ કરવાથી બહેરી, જમીન ખોતરવાથી આળસુ, પવનના અતિ સેવનથી ઘેલી, ઘણી મહેનત થવાથી એક બે અવયવોની ખામીવાળી, નખ ઉતારવાથી ખરાબ નખવાળી, પાંદડાવડે જળ પીવાથી ઉન્મત્ત તથા નાનાં પાત્રવડે જળ પીવાથી ઠીંગણી થાય છે. માટે આ બાબતમાં કાળજી રાખવી.

રજસ્વલા સ્ત્રીએ ત્રણ દિવસ થયા પછી ચોથે દિવસે દાંત ઘસી સૂર્યોદય થયા પછી બેથી અઢી કલાકે સ્નાન કરવું અને પતિસેવામાં હાજર થવું તથા પાંચમે દિવસે દેવસેવામાં તૈયાર થવું. ચોથે દિવસે સ્નાન કર્યા પછી તુરત જ એટલે પહેલવહેલું પતિનું મુખ જોવું. કારણ કે વૈદ્યક શાસ્ત્રના આધારે રજસ્વળા સ્ત્રી જેવા પુરૂષનું મુખ જૂવે છે, તેવી પ્રકૃતિ અને આકૃતિવાળું બાળક થાય છે. તેથી સ્ત્રીએ રજોદર્શનના ચોથે દિવસે જ પતિનું મુખ જોવાની અભિલાષા કરવી. જો પતિ બહારગામ હોય તો સૂર્યનું દર્શન કરવું. આમ કરવાથી સ્ત્રીઓને ઉત્તમ સુખ સંપત્તિવાળી સંતતિ પ્રાપ્ત થાય છે.

સ્ત્રીઓને રજસ્વળા ધર્મવિશે શ્રીકૃષ્ણ ભગવાને નારદ મુનિને જે ધર્મ સમજાવ્યા છે, તે અત્રે જણાવ્યા છે. આના

અધ્યયનથી આર્ય ભગિનીઓને અવશ્ય લાભ થશે. શ્રીકૃષ્ણે કહ્યું છે કેઃ—

त्रेताप्रभृति नारीणां मासि मास्यार्तवं मुने ।
तदा दिनत्रयं त्यक्त्वा शुद्धा स्या त्त गृहकर्मणि ॥

ત્રેતાયુગથી આરંભી સ્ત્રીઓને એકએક મહિને ઋતુ પ્રાપ્ત થાય છે. તે દિવસે ત્રણ દિવસ ત્યાગ કરી ચોથે દિવસે શુદ્ધ સ્નાન કરી પોતાના ગૃહસંબંધી કાર્યમાં પ્રવેશ કરવો. કેમકે ત્રણ દિવસ બ્રહ્મચર્યનું પાલન કરી જ્યાં સુધી રજો નિવૃત્ત થઇ નથી ત્યાં સુધી યથાર્થ ધર્મ પાળવો. કારણ કે ત્રણ દિવસ સુધી રજસ્વલા સ્ત્રીનુ સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ—

प्रथमेऽहनि चांडाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुध्यति ॥

રજસ્વલા સ્ત્રીઓનું સ્વરૂપ પ્રથમ દિવસે ચાંડાલિની જેવું સમજવું, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારીના જેવું તથા ત્રીજે દિવસે ધોબણના જેવું સમજવું. તે ચોથે દિવસે શુદ્ધ થાય છે, “ જે સ્ત્રી યથાર્થ રીતે રજોદર્શનધર્મ પાળે છે, તે સ્ત્રી ઉત્તમ ગર્ભને ધારણ કરી શકે છે. જ્યાં સુધી રક્તસ્રાવ બરોબર થતો નથી ત્યાં સુધી સ્ત્રીએ ગર્ભની આશા રાખવી વ્યર્થ છે.

स्नानं शौचं तथा गानं रोदनं हसनं तथा ।
यानं अभ्यर्चनं नारी द्यूतं चैवानुलेपनम् ॥

સ્ત્રીને રજોદર્શન થાય કે, રજસ્વલા સ્ત્રીએ ત્રણ દિવસ સુધી સ્નાન કરવું નહિ. વળી વધારે પવિત્ર આચાર પાળવો નહિ. મનમાં દુરાચારની ઇચ્છા રાખવી નહિ. દેવતાઓનાં

તથા અન્યગીત ગાવાં નહિ. ત્રણ દિવસ રોવું નહિ, વિશેષ હસવું નહિં, ગાડીમાં બેસી બહારગામ જવું નહિ, આંખમાં મેંસ આંજવી નહિ તથા દ્યૂત વગેરે કોઇપણ પ્રકારની રમત કરવી નહિ.

वर्जयेच्च नमस्कारं देवतानां रजस्वला ।
रजस्वलायाः संस्पर्शो संभाषं च तया सह ॥ १ ॥
दिवास्वप्नं विशेषेण तथा वै दंतधावनं ।
मैथुनं मानसं वापि वाचिकं देवतार्चनम् ॥ २ ॥
त्रिरात्रं स्वमुखं नैवं दर्शयेच्च रजस्वला ।
स्ववाक्यं श्रावयेन्नैव यावत् स्नाता न शुध्यति ॥ ३ ॥
स्नात्वान्यं पुरुषं नारी न पश्येच्च रजस्वला ।
ईक्षेत भास्करं देवं ब्रह्मकूर्चं ततः पिबेत् ॥ ४ ॥
केवलं पंचगव्यं च क्षीरं चात्मविशुद्धये ।
यथोपदेशं च नियता वर्तयेत वरांगना ॥ ५ ॥

અર્થઃ—રજસ્વલા સ્ત્રીને દેવતાના પૂજનનો તેમજ નમસ્કાર કરવાનો અધિકાર નથી. તેણે કોઇનો સ્પર્શ કરવો નહિ. કામ સિવાય વિશેષ કોઈ સાથે ભાષણ કરવું નહિ. (૧) રજસ્વળા સ્ત્રીઓએ દિવસના શયન કરવું નહિ, ત્રણ દિવસ સૂધી કાષ્ઠવડે દાતણ કરવું નહિ. કારણ કે વનસ્પતિ દેવરૂપે છે, માટે તેનો સ્પર્શ કરવાથી પ્રાયશ્ચિત્ત લાગે છે. ભૂલેચૂકે પણ મૈથુનની ઇચ્છા કરવી નહિ, માનસીક તથા વાચિક પણ એવાં કર્મ કરવાં નહિ. (૨) જ્યાં સૂધી સ્નાન કરીને શુદ્ધ થઇ નથી ત્યાં સૂધી રજસ્વલા સ્ત્રીએ પોતાનું મુખ બનતાં સૂધી કોઈને બતાવવું નહિ. તેમજ વચન પણ કોઈને કહેવું નહિ. (૩) ચોથે દિવસે સ્નાન કર્યા પછી પોતાનું મુખ પર-

પુરૂષને બતાવવું નહિ. સ્નાન કર્યો પછી પોતાના પતિનું તથા સૂર્યનારાયણનું દર્શન કરવું. (૪) પોતાના દેહની શુદ્ધિ માટે તેણે પંચ ગવ્યનું પ્રાશન કરવું. પંચગવ્ય એટલે ગાયથી ઉત્પન્ન પાંચ વસ્તુઓ, જેવી કે, ગાયનું છાણ, ગાયનું મૂત્ર, ગાયનું દૂધ, ગાયનું દહીં તથા ગાયનું ઘી. (૫) રજસ્વલાએ ત્રણ દિવસ સૂધી દૂધનો આહાર કરવો, પુષ્પ તથા અલંકાર વગેરે ધારણ કરવાં નહિ, આંખમાં મેંસ, કપાળે કંકુ, સુગંધી આદિ તેલ, પલંગપર શયન તથા દેવપૂજન વગેરેનો ત્યાગ કરવો.

चतुर्थेऽहनि संशुद्धा भवति व्यावहारिकी ।
देवकर्मणि पित्र्ये च पंचमेऽहनि शुद्ध्यति ॥

અર્થ:—આ પ્રમાણે પાંચમે દિવસે માથાબોળ નહાવા પછી રસોઇ કરવામાં, દેવપૂજા કે પિતૃઓના કર્તવ્યમાં અધિકારવાળી થાય છે. પાંચમે દિવસે અટકાવ વધુ આવતો હોય તો સાતમે દિવસે શુદ્ધ થાય છે. વળી પારાશર સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

विवाहोत्सवयज्ञेषु दुर्भिक्षे देशविप्लवे ।
पलायने रणेऽरण्ये सोपवासेन शुद्ध्यति ॥

વિવાહ અર્થાત્ લગ્નમાં કિંવા કોઈ મહોત્સવમાં અથવા યજ્ઞયાગાદિમાં, દુકાળમાં તેમજ દેશભંગ થતો હોય તેમાં અર્થાત્ આવી બારીક સ્થિતિમાં કોઇપણ ઉપદ્રવથી ભાગવું પડે ત્યારે આપત્કાળના સમયમાં રજસ્વળા સ્ત્રીને શુદ્ધ કરવી હોય તો ઉપવાસ કરાવવો. ત્રીજો દિવસ હોય અને તે દિવસે જો ઉપવાસ કરવામાં આવે તો ચોથો દિવસ ગણાય છે. તેવી જ રીતે અનુક્રમે ઉપવાસનો એક વધુ દિવસ લઈ શકાય છે.

તે આધારે રજસ્વલા સ્ત્રી શુદ્ધ દેવ, પિતૃ તથા વિવાહ આદિમાં ઉપયોગી થાય છે. કદાચ યજ્ઞયાગાદિના આરંભ પછી સ્ત્રી જો રજસ્વલા થાય તો ધર્મસિંધુમાં કહ્યું છે કે, જ્યાંસૂધી રજોદર્શનની ખબર પડી નથી અને અજ્ઞાનપણાથી કોઇનો સ્પર્શ થઈ જાય તો તેમાં દોષ લાગતો નથી. કહ્યું છે કે,

अविज्ञातरजोदोषा यदि गृहे व्यवहरति तदा तया स्पृष्ट गोरसमृद्भांडादिकं जलादिकं च त्याज्यं सूतकवच्च ज्ञानकालमारभ्यैव दोषात् ।

રજોદર્શનની પ્રાપ્તિ થાય છતાં તે રજોદર્શનની ખબર પડે નહિ અને ગૃહ સંબંધી સર્વ વસ્તુઓનો સ્પર્શ થઇ ગયો હોય તો તેનો દોષ નથી. માટે સ્પર્શ કરેલ ગોરસ વાસણ મૃત્તિકાનાં હોય, તોપણ તે કહાડવાં નહિ. ભરેલા જળનો ત્યાગ કરવો નહિ. સૂતકના જ્ઞાન થવા પછી જેમ બાધ લાગે છે, તેમ રજોદર્શનનો પણ જાણ થયા પછી બાધ લાગે છે. વળી,

मैथुनं मानसं वापि वाचिकं देवतार्चनं ।
वर्जयेच्च नमस्कारं देवतानां रजस्वला ॥

માનસીક તથા વાચિક મૈથુનનો પણ ત્યાગ કરવો, દેવનું પૂજન કરવું નહિ. વળી રજસ્વળા સ્ત્રીએ દેવોને નમસ્કાર પણ કરવા નહિ. વળી ત્ર્યંબકીયમાં લખ્યું છે કે;—

रजस्वलायास्तु विंशतिदिनोत्तरं प्रायशो रजोदर्शनं भवति तस्याः सप्तदश दिन पर्यन्त पुनः रजोदृष्टौ स्नानमात्रं । अष्टादशे एकरात्रं । नवदशे द्विदिनं । विंशतिप्रभृति दिनत्रयं ॥ यस्यास्तु विंशतिदिनात् अर्वाक् प्रायशो रजोदर्शो भवति तस्याः दशदिनपर्यन्तं स्नानमात्रं एकादशे एकरात्रं द्वादशे द्विरात्रं त्रयोदशादारभ्य त्रिरात्रम् ॥

રજસ્વળા સ્ત્રીનું રજોદર્શન ઘણું કરી વીસ દિવસ પછી થાય છે. જો સત્તર દિવસની અંદર થાય તો તેણે સ્નાન માત્ર કરવું. અઢારમે દિવસે એક રાત્રી પાળવી, ઓગણીસમે દિવસે બે રાત્રી પાળવી તથા વિસમા દિવસ પછી ત્રણ રાત્રી પાળવી. વળી જેને હમેશાં વીશ દિવસ પહેલાં રજોદર્શન થતું હોય તો અને દશ દહાડા સુધીમાં થાય તો કેવળ તે સ્ત્રીએ સ્નાન જ કરવું. અગીઆરમા દિવસે એક રાત્રી, બારમે દિવસે બે રાત્રી તથા તેરમા દિવસથી આરંભી ત્રણ રાત્રી પાળવી.

अश्वारूढं यतिं दृष्ट्वा खट्वारूढां रजस्वलां ।
सकेशां विधवां दृष्ट्वा सचैलं स्नानमाचरेत् ॥

ઘોડાપર સ્વારી કરતા સંન્યાસીને જોવામાં આવે, રજસ્વલા સ્ત્રી ખાટલાપર બેઠેલી જોવામાં આવે, તથા વિધવા સ્ત્રી ચોટલાવાળી જોવામાં આવે તો તેણે સચૈલ સ્નાન કરવું.

एतैव विधिना प्रोक्ताः स्त्रीणां धर्माः सनातनाः ।
ते नौकाः परमाः प्रोक्ता भवसंसारतारणे ॥

સ્ત્રીઓના આ સનાતન ધર્મો વિધિયુક્ત કહ્યા છે. સ્ત્રીઓ ભવરૂપી સંસાર તરવામાં નૌકારૂપ છે. માટે દરેક સ્ત્રીએ ધર્મપરાયણ રહેવું.

---

## ગર્ભિણી સ્ત્રી ધર્મ.

સ્ત્રી જાતિને પુરુષ કરતાં વિશેષમાં ગર્ભાશય હોય છે. માટે સ્ત્રીજાતિને શારીરીક સ્થિતિના નિયમો પાળવાની આવશ્યકતા છે. જ્યારે ગર્ભ રહે છે ત્યારે ગર્ભની રક્ષા કર-

આવી જોખમદારી સ્ત્રીની જાતિપર રહેલી છે. ગર્ભવૃદ્ધિ કેવા પ્રકારના આચરણથી થાય, તે જાણવું જોઇએ. ગર્ભનાં ચિન્હોમાં ભાવ અભાવ થવા, પેટમાં બાળકનું ફરવું, ગર્ભિણી સ્ત્રીની માવજત કેવી રીતે રાખવી, વગેરે દરેક બાબત સ્ત્રી જાતિએ જાણવાની જરૂર છે. ગર્ભરક્ષા બરોબર કરવાથી પોતાની શારીરીક સ્થિતિ પણ નિયમસર રહે છે. સંતાન પણ ઉત્તમ ઉત્પન્ન થાય છે. ગર્ભરક્ષાથી અજ્ઞાત રહેનારી સ્ત્રીનો ગર્ભપાત તથા મૃતપ્રજાવાળી તે થાય છે. વળી સુશ્રુતમાં લખ્યું છે કેઃ—

आहाराचारचेष्टाभि र्यादृशीभिः समन्वितौ ।
स्त्रीपुंसौ समुपेयातां तयोः पुत्रोऽपि तादृशः ॥

સ્ત્રી અને પુરુષને જે પ્રમાણે આહાર, આચાર અને ચેષ્ટા હશે, તેજ પ્રમાણે તેમનાં સંતાન પણ થાય છે. કહ્યું છે કેઃ—

तदा प्रभृत्येव व्यायामं व्यवायमपतर्पण मतिकर्मणं दिवा स्वप्नं रात्री जागरणं शोकं यानावरोहणं। भयमुत्कटकासनं चैकांतस्नेहादिक्रियां शोणितमोक्षणं चाकाले वेगविधारणश्च नं सेवेत् ॥

જે દિવસથી સ્ત્રી ગર્ભવતી થાય, તે દિવસથી આરંભી નીચે લખેલી વસ્તુનો ઉપભોગ કરવો નહિ. જેમકે શરીરથી અધિક શ્રમ, (મહેનત), કુચેષ્ટા, કદન્ન, કોયલા માટી વગેરે બહુ તીક્ષ્ણ તથા બહુ ગરમ અન્નનું ભોજન, દિવસે સૂવું, રાત્રિમાં જાગરણ કરવું, શોક કરવો, વાહનપર બેસવું, ભયભીત થવું, ઉંચા આસનપર ચઢી બેસવું, હરરોજ તેલ વગેરેથી શરીરનું મર્દન કરવું, સમય વિના રૂધિરને છોડાવવું, મળ મૂત્રાદિનો નિરોધ કરવો ઇત્યાદિ કર્મોનો ગર્ભિણી સ્ત્રીએ

ત્યાગ કરવો. જો તેમ નથી પાળતી તો ભગવાન્ ચરકાચાર્યે કહ્યું છે, તે પ્રમાણે ગતિ થાય છે. જેમકેઃ-

गर्भो म्रियते अंतः कुक्षेर्वा अकाहंस्रंसते शोषीभवति वा ॥

ગર્ભનું મૃત્યુ થાય છે અથવા પડી જાય છે, સોજો ચડે છે વગેરે અનેક પ્રકારની હાનિ થાય છે. વળી બૃહન્ના-રદીય પુરાણમાં કહ્યું છે કેઃ-

गर्भिणी चेन्द्रवेज्ञारी तदानियमतत्परा ।
अलंकृता सुप्रयाता भर्तुः प्रियहितेरता ॥

ગર્ભિણી સ્ત્રીએ સદા સદાચાર પાળવો, પોતાનું શરીર સ્વચ્છ રાખવું, હમેશાં સારાં પવિત્ર વસ્ત્ર પહેરવાં, પોતાના પતિ સાથે મધુર ભાષણ બોલવાનો મહાવરો રાખવો.

વળી સ્વધર્મમાં પ્રીતિ રાખી અંતઃકરણ પ્રસન્ન રાખવું, કોઇ પણ પ્રકારનો ખોટો વિચાર મનમાં લાવવો નહિ, ગર્ભસ્થાનને રક્ષણ કરનારી જે રક્ષા આવે છે તે બાંધવી. ગર્ભિણી સ્ત્રીએ દુરાચારવાળી સ્ત્રી સાથે બોલવું નહિ. સુપડાનો વાયુ ભૂલે ચૂકે પોતાના શરીરપર નાંખવો નહિ. જે સ્ત્રીનાં બાળકો મૃત્યુ પામતાં હોય, તેવી સ્ત્રી સાથે પરિચય રાખવો નહિ. પારકું અન્ન જમવું નહિ.

न विभत्सं किंचिद्दिक्षेत न रौद्रां श्रुणुयात् कथाम् ।
गुरुत्वात्युष्णमाहारमजीर्णं न समाचरेत् ॥

જે વસ્તુને જોવાથી ભયની પ્રાપ્તિ થતી હોય, તેવી ભયંકર વસ્તુ જોવાની કદી પણ ઇચ્છા કરવી નહિ. જે વાર્તાલાપથી ભય ઉત્પન્ન થતો હોય તેનો ત્યાગ કરવો. ગરમ પદાર્થ કે ભોજન કરવું નહિ, ગરમ ખાવાથી ગર્ભને બહુ

પીડા થાય છે. અજીર્ણું થાય તેવું ભોજન કરવું નહિ. વિશેષ ખાટી વસ્તુનો ત્યાગ કરવો. ખાટું ખાવાથી શરીરમાં શૂળ પેદા થાય છે.

उग्रौषधं तथा क्षारं मैथुनं भारवाहनम ।
कृतपुंसवने चैव गर्भिणी परिवर्जयेत् ॥

ગર્ભ ધારણ કર્યો પછી ગરમ ભોજન તો શું, પણ ગરમ ઔષધ તેમજ કોઈ પ્રકારનો ક્ષાર ખાવો નહિ. ક્ષાર ખાવાથી ગર્ભ પાતળો થઇ જાય છે અને બાળક રોગિષ્ટ નીવડે છે. આ નિયમ ગર્ભના ત્રીજા માસથી પાળવાની જરૂર છે.

गर्भिणी कुंजरश्वादिशैलरम्यादि रोहणम ।
व्यायामं शीघ्रगमनं शकटारोहणं त्यजेत् ॥

ગર્ભવતી સ્રીએ હાથી તથા ઘોડાપર વાહન કરવું નહિ. ઉંચા પર્વતપર તેમ ઉંચા મહેલપર ચઢવું નહિ. શરીરને પરિશ્રમ પહોંચે તેવી મહેનત કરવી નહિ. બહુ ચાલવું નહિ તથા ગાડામાં બેસવું નહિ." તેણે સાવરણી, મુશળ, વગેરેપર બેસવું નહિ. ઉંડા પાણીમાં જઈ સ્નાન કરવું નહિ. શૂન્ય સ્થાને વાસ કરવો નહિ. સર્પાદિ પ્રાણીઓને રહેવાના રાફડા આગળ ઉભા રહેવું યા બેસવું નહિ. કોઈ પણ પ્રકારનો ઉદ્વેગ કરવો નહિ. હાથના નખવડે અથવા ભસ્મ કોલસા વગેરેથી ભૂમિપર લીસોટા પાડવા નહિ. પોતાના નખ તોડવા નહિ.

न शयालुः सदा तिष्ठेत् व्यायामं च विवर्जयेत् ।
न तुषांगारभस्मास्थि कपालेषु समाविशेत् ॥

ગર્ભવતી સ્ત્રીએ આખો દિવસ સૂઈ રહેવું નહિ. શ્રમ વિશેષ કરવો નહિ. કપાળમાં અથવા શરીરપર કોઇપણ પ્રકારનો લેપ યા ભસ્મ લગાડવી નહિ.” તેણે બનતાં સુધી કંકાશથી દૂર રહેવું તથા મસ્તકના કેશ છૂટા મૂકી બહાર ફરવું નહિ. પવિત્રપણે રહેવું. વળી પોતાનું મસ્તક ઉત્તર દિશામાં મૂકી શયન કરવું નહિ. વળી મસ્તક જમીનપર મૂકીને પણ સૂવું નહિ. વસ્ત્ર વગર ક્ષણ માત્ર પણ ફરવું નહિ. કોઇનું એઠું ખાવું નહિ. પાણીથી ભીંજાયલા પગ ઝાઝીવાર રાખવા નહિ. વળી અમંગલ ભાષણ કરવું નહિ. સંધ્યા સમયે ભોજન કરવું નહિ.

गर्भरक्षा सदा कार्या नित्यं शौचनिषेवणात् ।
प्रशस्तमंत्रलिखनात् शस्तमाल्यानुलेपनात् ॥

શરીરે સુગંધીદાર પદાર્થોનું લેપન કરી સ્નાન કરવું. મન, વચન તથા કર્મે કરી હમેશાં પવિત્રપણે ગર્ભની રક્ષા કરવી. ગર્ભના રક્ષણ કરનાર દેવતાનું પૂજન તથા વિધિપૂર્વક મંત્રનો જપ કરાવવો.

इति व्रता भवेन्नारी विशेषेण तु गर्भिणी ।
यश्च तस्यां भवेत्पुत्रः स्थिरायु र्वृद्धिसंयुतः ॥

આવી રીતે ઉપર કહેલા નિયમોને જે સ્ત્રી બરાબર પાળશે, તેનાથી ઉત્પન્ન થતી પ્રજા ઘણી આયુષ્યવાન્ તથા શક્તિવાન્ થશે. દરેક ગર્ભિણી સ્ત્રીએ ઉપર કહેલા ધર્મોનું કાળજીપૂર્વક પાલન કરવું. આ સંસારમાં સ્ત્રી જેમ ઘરનો શણગાર છે, તેમ સુશીલ સ્ત્રી આખા દેશનો શણગાર છે. બાળકોનું ભવિષ્ય સ્ત્રીના હાથમાં છે. જેવી માતાની બુદ્ધિ,

આચાર, આચરણ, જ્ઞાન, વિચાર અને નીતિ હોય છે, તેવાંજ બાળકમાં આવે છે. જ્યાંસૂધી સ્ત્રી કેળવાયલી નથી, ત્યાંસૂધી પુરૂષનો સુધારો કે જ્ઞાન કશા ઉપયોગમાં નથી. કહ્યું છે કેઃ—

તનદુરસ્ત જનનાં તનુજ, હોયે તંદુરસ્ત;
જેમ સરસ બીજનાં તરૂ, ફાલી થાયે મસ્ત.

સાર એ કે, બાળકની જીંદગી તથા તંદુરસ્તીના બંધારણનો પાયો માબાપપર આધાર રાખે છે. માટે જ્યારે સ્ત્રી ગર્ભ ધારણ કરે ત્યારે ઉપરના નિયમોથી કદી પણ અળગા થવું નહિ. ગર્ભવતી જેવાં આચરણો કરે છે, તેવાં બાળકો ઉત્પન્ન થાય છે. કહ્યું છે કેઃ—

विवृत्तशायिनी नक्तचारिणी चोन्मत्तं जनयत्यपस्मारिणम् ।

નિત્ય દિવસે સૂઈ રહેવાથી તથા રાત્રીમાં ફરવાથી ગર્ભિણી સ્ત્રી અપસ્માર રોગવાળા સંતાનને મેળવે છે.

ગર્ભિણી સ્ત્રીને નીચે પ્રમાણેનાં ચિન્હો જણાય છે;— જ્યારે સ્ત્રીને ગર્ભ રહે છે ત્યારે તેનું શરીર ઘણુંજ પરિશ્રમથી થાકી જવા જેવું લાગે છે, તૃષા લાગે છે, હૃદયમાં ગ્લાનિ થાય છે, પગની પીંડીમાં દુખાવો વગેરે થાય છે, પ્રસવસ્થાન ફરકે છે, રૂવાંડાં ઉભાં થાય છે, સુગંધી ચીજો દુર્ગંધવાળી વાસ આપે છે, આંખની પાંપણ બાઝી જાય છે. ગર્ભાધાનના એક માસ પછી શરીરમાં ઘણી જાતના ફેરફારો થાય છે, અટકાવ જતો રહે છે. જે સ્ત્રીને એકાદ વાર પ્રજા થઇ ગઇ હોય અને પછી નિયમિત થયલો અટકાવ બંધ થઈ જાય ત્યારે તે સ્ત્રીને ગર્ભ રહ્યાનું એક ચિન્હ છે. વળી એક

વાર પ્રજા થઈ ગયા પછી એકાદા ચિન્હપર પોતાને ગર્ભ રહ્યાની અટકળ કરી શકે છે, પણ નવીન ગર્ભ ધારણ કરવાવાળી સ્ત્રીથી તેમ થઇ શકતું નથી. ગર્ભ ધારણ પછી ઓલ અને ઉલટીનો પ્રારંભ થાય છે. ઓલ અને ઉલટી ગર્ભ રક્ષા પછી કેટલીક સ્ત્રીઓને માસ દોઢ માસ તથા કેટલીક સ્ત્રીઓને સાત માસ સૂધી પણ રહે છે. આ ઉલટી બીજી ઉલટીની માફક ગર્ભિણી સ્ત્રીઓને હેરાન કરતી નથી. આથી આ ઉલટીના અટકાવ માટે કોઇ પણ દવા કરવાની જરૂર રહેતી નથી. ઓલ અને ઉલટી થનાર સ્ત્રીને સુવાવડ વખતે સંકટ ઓછું આવે છે. મોઢામાં થુંક ગર્ભ રહ્યાની શરૂઆતમાં આવવા માંડે છે. પણ તે થોડા વખતમાં એની મેળે બંધ પડી જાય છે. મગજ તથા ગર્ભાશયને જ્ઞાનતંતુવડે ઘણો નિકટ સંબંધ છે. તેની ગર્ભાશયની અસર મગજપર થાય છે. આની અસરથી ગર્ભવતી સ્ત્રીને ખાવાનું મન થાય છે. જે ખાવાનું મન કોઇ દિવસ ન કરે, તેની ઇચ્છા કરે છે. જે પુષ્પ સુગંધવાળું હોય, તે સુગંધ વિનાનું લાગે છે. કોઇને સારી વાક્પટુતામાં રસ પડે છે, કોઇને સૃષ્ટિની સૌંદર્યતા જોવાનું મન થાય છે, ચોથે અથવા પાંચમે મહિને માતાના પેટમાં બાળક ફરે છે. જેમ જેમ ગર્ભ મોટો થતો જાય છે, તેમ તેમ તેની ગતિ માલુમ પડે છે. જ્યાં સૂધી લઘુ હોય છે ત્યાં સૂધી કશું જણાતું નથી. વારે વારે પીશાબ કરવા જવું પડે છે. આ થવાનું કારણ એ કે, ગર્ભાશય અને મૂત્રાશય એ બે ઘણા જ નિકટ હોય છે. ગર્ભાશયનો વધારો થવાથી મૂત્રાશય ઉપર દબાણ થાય છે, જેથી વારંવાર પીસાબ આવવાનું મુખ્ય કારણ છે. આ ઉપરાંત ગર્ભિણીનો ચહેરો

પ્રફુલ્લિત, રળિયામણો તથા મનોહર થાય છે. વળી કેટલીક દુર્બળ પણ થાય છે.

પ્રથમ માસે સ્ત્રી કે પુરૂષના સર્વઅંગોનું મળવું થાય છે, માટે તે માસમાં મધુર શીતવીર્ય અને નરમ આહારનો ઉપયોગ કરવો. બીજે માસે શીત બાફ અને પવનથી મળેલા પંચ મહાભૂતોનો મેળાપ ઘાટો થાય છે. માટે આ માસમાં પણ ઉપર પ્રમાણે નિયમ પાળવો. ત્રીજે માસે બે હાથ, બે પગ અને એક માથું એ રીતે પાંચ અવયવોનો પિંડ જેવો આકાર થાય છે. આ વખતે બીજા અવયગો સૂક્ષ્મ હોય છે. આ વખતે ઉપરના નિયમ ઉપરાંત સાળુ ચોખા દૂધમાં ખાવાનો નિયમ લેવો. ચોથે માસે ગર્ભિણીનું શરીર ભારે પડી જાય છે, ગર્ભ સ્થિર થાય છે, તેના સર્વ અંગો ખુલ્લાં દેખાય છે, હૃદય ઉપસ્થિત થાય છે, ગર્ભ ફરકવા માંડે છે તથા સર્વ ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે. પાંચે ઇન્દ્રિયોમાં જાણવાની શકિત પેદા થઇ તેના વિષયોની ઇચ્છા થાય છે. જ્યારે ગર્ભને હૃદય ઉત્પન્ન થાય છે ત્યારે અરૂચિ, શરીરનું ભારેપણું, અન્નની ઇચ્છા ન થવી, સારાનરસા પદાર્થોપર પ્રીતિ, સ્તનમાં ધાવણનું ઉત્પન્ન થવું, નેત્રનું શિથિલપણું, હોઠ અને સ્તનમૂળનું કાળું પડી જવું, પગપર સોજાનું ઉત્પન્ન થવું, મોંમાં પાણી આવવું, વગેરે ચિહ્નો મુખ્ય કરી થાય છે. ગર્ભનું હૃદય માતાના હૃદય સાથે સંબંધ રાખે છે. તેની માતાના હૃદયમાં રહેલા રસને વહન કરનારી નાડીથી ગર્ભનું પોષણ થાય છે. આ વખતે ગર્ભવતી સ્ત્રીને ભાવાભાવ થાય છે. આ વખતના ભાવાભાવ પૂર્ણ થતાં બાળક વીર્યવાન્, કાન્તિવાન્ અને આયુષ્યવાન્ થાય છે. જે પદાર્થપર માતાનો ભાવ, તેવા પદાર્થના ગુણવાળું બાળક થાય છે. જો ભાવાભાવ પૂર્ણ કરવામાં નથી

આવતા તો તે બાળક ખામીવાળું થાય છે. નઠારી ભયંકર વસ્તુ જોવાથી ખરાબ લક્ષણવાળું નીવડે છે. ગર્ભવતી સ્ત્રીએ પોતાનાથી બની શકે તો સદ્‌વિચાર, સદ્‌વર્તન અને સદ્‌અધ્યયન કરવાનો મહાવરો રાખવો. સાત્વિક ખોરાક ખાવો, સત્ય વસ્તુ તથા સત્ય ચારિત્રનું અવલોકન કરવું. વળી જેમ બને તેમ વિકારવાળા પદાર્થોથી, ક્લિષ્ટ વાક્ પટુતાથી તથા તામસી ખોરાકથી દૂર રહેવું. પાંચમે માસે ગર્ભાશયમાં બાળકને સંકલ્પવિકલ્પ કરવાની શક્તિ આવે છે. માંસ અને રૂધિરનો વધારો થાય છે. તેથી ગર્ભવતી સ્ત્રીનું શરીર દુબળું થઇ જાય છે. આ વખતે ઘી અને દૂધનું મોટે ભાગે સેવન કરવું. છઠ્ઠે માસે નિશ્ચય કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે તથા તેના શરીરમાં બળ અને વર્ણનો વધારો થાય છે, જેથી બાળકની માતાનું બળ તથા વર્ણમાં ઘટાડો થાય છે. આ સમયે ઘી, દૂધ અને કાંજીનું સેવન કરવું. સાતમે માસે બાળકનાં અંગો ખુલ્લાં જણાય છે તથા તેનું શરીર પુષ્ટ થતું જાય છે. આઠમે માસે ઓજ ધાતુ સ્થિર થાય છે. ગર્ભ સાથે સંબંધ ધરાવનારી નાડીથી માતા ગર્ભનું અને ગર્ભ માતાનું ઓજ ગ્રહણ કરે છે. આથી ગર્ભવતી સ્ત્રીને કોઇ વખતે હર્ષ તથા કોઇ વખતે ખેદ થાય છે. ઓજની સ્થિરતાના અભાવને લીધે ગર્ભ આ માસમાં ઘણો પીડાય છે. માટે આ વખતે ગર્ભિણીએ ખોરાકમાં, ચાલવામાં, ઉઠવામાં, બેસવામાં, પરિશ્રમમાં તથા સુવા વગેરેમાં ઘણી જ કાળજી રાખવી. નવમા તથા કોઇને દશમા માસે ગર્ભાશયમાં રહેલું બાળક ઉદરમાંજ ઓજસહિત સ્થિર થઇને રહે છે. તેની પુષ્ટિ માટે ઘૃત તથા દૂધ વગેરે ઉત્તમ ખોરાકની જરૂર છે. ત્યાગ કરવા લાયક વિપરીત પદાર્થો, જેવા કે અતિ ઉષ્ણ તથા અતિ તીખા ખોરાકથી દૂર

રહેવું. આમ નહિ કરનારી સ્ત્રીના ગર્ભનો કેટલીકવાર પાત થાય છે, કસુવાવડ થાય છે તથા પાછળથી સ્ત્રીને સુવારોગ લાગુ પડે છે. અંતિમમાં એટલુંજ કે, ગર્ભ સારો યા નરસો ઉત્પન્ન થવો, તે માતાની વર્તણુકપર આધાર રાખે છે. માટે દરેક આર્ય સ્ત્રી ભગિની ધર્મશાસ્ત્રપર શ્રદ્ધા રાખી તેનું નિત્ય મનન કરી વર્તન કરશે તો હું મારો પ્રયત્ન સફળ થયલો માની કૃતાર્થ થઈશ.

---

## વિધવા ધર્મ.

સ્ત્રી જાતિને પતિ સમાન અન્ય કોઈ કલ્યાણકારક સાધન નથી. પતિ ભવસાગર તરવા માટે નૌકારૂપે છે. પુરૂષકાયાને સ્ત્રી છાયારૂપે છે. પતિના પ્રેમવડે પ્રમદા ઉજળી છે. પતિના ભાગ્યે પત્ની ભાગ્યશાળી છે. પતિના સુખ વૈભવોની પ્રમદા વિલાસભાગિની છે. પતિવડે મુગ્ધા સૌભાગ્યવતી છે. પતિના જીવનથી સ્ત્રીનું જીવન મંગળમય છે. પતિથી જ તેનું તન, મન, ધન, સુખ તથા વિલાસમાં આનંદ છે. પતિ વિનાની પ્રમદા શુષ્ક થયલા કાષ્ઠવત્ છે. પતિ વિના તેનું જીવન ખાખ સમાન છે. સૃષ્ટિ ભલે સૌન્દર્યયુક્ત, અલૌકિક તથા આનંદકારી હો, પણ તેને મને પોતે સ્મશાનમાં વસે છે. અમૃતતુલ્ય નવેનિધ હો, પણ વિધવા બિચારીને તે ભોજન નીરસ માટી જેવું છે.

આ સંસારસાગરમાં પતિરૂપી નૌકાને વળગી કલ્યાણકિનારે પહોંચવા નીકળેલી સ્ત્રીને પોતાનાં પતિરૂપી નૌકા નાશ પામવાથી ક્રૂર ઘાતકી જળચર પ્રાણીઓના ત્રાસનું સેવન કરવું પડે છે તથા કોઇ અજાણી ખડકોપર અથડાઇ પોતાના સ્થૂલ

શરીરને સંકટ વેઠવું પડે છે. પતિ વિના નિરાધાર થયેલ અબળાની અનેક આશાઓનું નિકંદન થઇ જાય છે. તે બીચારીની ગતિ શ્વાન સમાન થાય છે. કમનસીબે પતિ મરણ પામે તો પોતાનું કલ્યાણ ઇચ્છનારી અબળાએ અહીં દર્શાવેલ વૈધવ્ય ધર્મ અવશ્ય પાળવા, જેથી પતિરૂપી નૌકાથી વિમુખ સંસારસાગરમાંથી સહિસલામત રીતે કીનારે પહોંચશે, એમ ધર્મશાસ્ત્રનું વચન છે. કહ્યું છે કે;

पत्यौ मृते तु नारीणां विधिद्रव्यमुदीरितम् ।
वैधव्यं पालयेत् सम्यक् सहाग्निगमनं तु वा ॥

પતિ મરણ પામ્યા પછી વિધવાને બે પ્રકારના નિયમ કહ્યા છે. પહેલો તો એ કે, પોતે વિધવાધર્મ પાળવો અથવા તો પતિના મૃત્યુ પછી પતિના શબ સાથે બળી ભસ્મ થવું. પણ વર્તમાન સમયમાં સતી થવાનો રીવાજ બંધ થયો છે, માટે વિધવાધર્મ પાળવો, એ જ ઉત્તમ છે.

पत्यौ मृते च या योषित् वैधव्यं पालयेत् सदा ।
सा पुनः प्राप्य भर्तारं स्वर्गलोकं समश्नुते ॥

જે સ્ત્રી પોતાના પતિના મરણ પછી વૈધવ્ય ધર્મ એટલે વિધવા ધર્મ પોતાના સદાચારમાં રહી પાળે છે, તે સ્ત્રી મરણ પામ્યા પછી પોતાના પરલોકવાસી પતિ સાથે પરલોકમાં ઉત્તમ પ્રકારનું સુખ ભોગવે છે.

विधवा पालयेत् शीलं तत्तु भंगात् पतत्यधः ।
तद्वैगुण्यात् अपि स्वर्गात् पतिः पतति सर्वथा ।
तस्याः पिता च माता च भ्रातृवर्गस्तथैव च ।

વિધવા સ્ત્રીએ પોતાનો સદાચાર હમેશાં પાળવો તથા શીલની રક્ષા કરવી. જો સદાચાર તથા શીલવ્રતથી વિમુખ

રહે છે તો પોતાની અધોગતિ થાય છે; એટલે નરકને પામે છે. એટલું જ નહિ, પરંતુ માતા પિતા તથા ભ્રાતૃવર્ગ જો સદાચારવાળાં હોવાથી સ્વર્ગમાં ગયા હોય તો તેમને પણ નરકમાં નાંખે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે;—

कामं तु क्षपयेत् देहं पुष्पमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात् पत्यौ प्रेते परस्य तु ॥

વિધવાએ ફળફૂલ અથવા કંદમૂળથી જ પોતાના દેહનું અંત સૂધી પોષણ કરવું. પરપુરૂષનું સ્મરણ ખરાબ ઇચ્છાથી કદી પણ કરવું નહિ. પોતાને પ્રજા ન હોય તો પણ પોતાનું શીલવ્રત બરાબર પાળવું, જેથી ઋષિઓ, મહાત્માઓ (પુત્ર-વગરના) છતાં સ્વર્ગ પ્રાપ્ત કરી શકયા છે, તેમ વિધવા અપુત્રવતી હોવા છતાં પ્રાપ્ત કરી શકે છે.

मृते भर्तरी साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥

વિધવાએ બ્રહ્મચર્ય અવસ્થામાં રહેવું, પોતાને પુત્ર ન હોવાથી કદી પણ ગ્લાનિ કરવી નહિ. પોતાના સારા નિયમમાં વર્તનારી સ્ત્રી અવશ્ય મોક્ષપદને પામે છે. શ્રી કૃષ્ણભગવાન્ બૃહન્નારદીય પુરાણમાં કહે છે કે;—

विधवा कबरीबंधो भर्तृबंधाय जायते ।
शिरसो वपनं कार्यं तस्मात् विधवया सदा ॥

વિધવા સ્ત્રીએ પોતાના કેશનો અંબોડો વાળવો નહિ. કારણ કે ગાંઠ વાળવાથી પરલોકવાસી પતિનું બંધન થાય છે. માટે મસ્તકપર કેશ રાખવા નહિ, જેથી મરેલા સ્વામીને બંધનની પ્રાપ્તિ થાય નહિ.

एकाहारः सदा कार्यो न द्वितीयः कथंचन ।
पर्यंकशायिनी नारी विधवा पातयेत् पतिम् ॥

વિધવાએ જો બની શકે તો એક જ વખત ભોજન કરવું. ભોજન પણ એવું કરવું કે, પોતાના અંતઃકરણના વિચારો ખરાબ માર્ગે જાય નહિ. પલંગ અથવા ખાટલાપર શયન કરવું નહિ. કારણ શયાપર સૂવાથી પતિની અધોગતિ થાય છે અને પોતે નરકમાં પડે છે.

तस्मात् भूशयनं कार्यं पतिसौख्यसमीहया ।
नैवांगोद्वर्तनं कार्यं तांबूलस्य च भक्षणम् ॥
नाधिरोहेदनड्वाहं प्राणैः कंठगतैरपि ।
कंचुकं न परिदध्यात् वासो न विकृतं वसेत् ॥
श्वेतवस्त्रं सदा धार्यं अन्यथा रौरवं व्रजेत् ॥ २ ॥
वैशाखे कार्तिके मासे विशेषं नियमं चरेत् ।
तांबूलाभ्यंजनं चैव कांस्यपात्रे च भोजनं ।
यति श्च विधवा चैव वर्जयेच्चन्दनादिकम् ॥ ३ ॥

પોતાનું અને પોતાના પતિનું શ્રેય ઈચ્છનારી વિધવાએ હમેશા પૃથ્વીપર પથારી કરી સૂવું. પરંતુ કોઈપણ પ્રકારનો દુઃખદાયક શરીરમાં રોગ થયો હોય અને જમીનપર સૂવાઇ શકાતું ન હોય, તેવા આપત્કાળ વખતે શયાપર સૂવાનો બાધ નથી. પણ તે સિવાય પોતાના આનંદને માટે શયાનું સેવન કરવાની ધર્મશાસ્ત્રની આજ્ઞા નથી. વળી શરીરપર અત્તર, આદિ સુગંધીવાળા પદાર્થો ચોપડવા નહિ. તાંબૂલનું ભક્ષણ કરવું નહિ. (૧) વિધવાએ ગમેતેટલું દુઃખ આવ્યું હોય તો પણ કોઈ વાહનપર બેસવું નહિ અને સાંઢ બળદની ગાડીમાં

સ્વારી કરવી નહિ. રંગવાળી કંચુકી અથવા રંગબેરંગી વસ્ત્ર પહેરવાં નહિ, તેણે માત્ર શ્વેત સાદું વસ્ત્ર પહેરવું. (૨)વૈશાખ, કાર્તિક તથા માઘ આદિ મહિનાઓમાં વિધવા સ્ત્રીએ વિશેષ નિયમો અને વ્રત વગેરે પાળવાં, તાંબૂલપાન કરવું નહિ. આંખમાં મેસ નાંખવી નહિ, કાંસાના વાસણમાં ભોજન કરવું નહિ, સુગંધી પદાર્થનું સેવન કરવું નહિ તથા સ્વતંત્રપણે વર્તવું નહિ. (૩)

યાજ્ઞવલ્કય સ્મૃતિમાં કહ્યું છે કે;—

पितृमातृसुतभ्रातृश्वश्रुश्वशुरमातुलैः ।
हीना न स्याद्विना भर्त्रा गर्हणीयान्यथा भवेत् ॥

વિધવાને માતા, પુત્ર, ભાઇ, સાસુ, સસરો, મામો એમાંથી કોઇના પણ અંકુશતળે રહેવું, પણ સ્વતંત્ર કદી પણ રહેવું નહિ. સ્વેચ્છાચારી વિધવાની નિંદા થાય છે.

પારાશર સ્મૃતિમાં કહ્યું છે કે;

सधवा विधवा वा स्त्री या स्वातंत्र्या चरेत् ।
सा ग्रामे सूकरी तुल्या धर्मभ्रष्टा भवेत्किल ॥

સધવા અથવા વિધવા એમાંથી કોઇપણ સ્ત્રીને સ્વતંત્ર વર્તવાનું કોઇપણ ઠેકાણે કહ્યું નથી. છતાં ધર્મશાસ્ત્રની અવજ્ઞા કરનારી સ્ત્રી ગામની ભુંડણરૂપે પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે. ભૃગુ સંહિતામાં કહ્યું છે કે;—

विधवा धारयेन्नैव सूक्ष्मवस्त्रमलंकृतिम् ॥

વિધવા સ્ત્રીએ સૂક્ષ્મ ઝીણાં વસ્ત્ર તથા અલંકાર પહેરવાં નહિ. વળી ગર્ગાચાર્યે કહ્યું છે કે;—

मृते भर्तरि या जीवेद् ब्रह्मचर्यविवर्जिता ।
पातयेत् स्वैरिणी सा तु निरयं सकुलत्रयं ॥

જે વિધવા પોતાના બ્રહ્મચર્યને ખંડિત કરે છે, તે સ્વૈરિણી વિધવા પોતાના ત્રણ કુળને નરકમાં નાંખે છે.

કાત્યાયનમાં કહ્યું છે કે;—

विधवा या भवेन्नारी भुंजीतैकादशीदिने ।
तस्यास्तु सुकृतं नश्येत् ब्रह्महत्या दिनेदिने ॥ १ ॥
उपवासव्रतादौ तु नित्यं कार्ययथोदितं ।
इत्येव नियमैर्युक्ता कर्म कुर्याद्‌निंदितम् ॥ २ ॥
गंधद्रव्यस्य संभोगो नैवकार्यस्तया क्वचित् ।
श्वेतवस्त्रं सदा धार्यं अन्यथा रौरवं व्रजेत् ॥ ३ ॥

જે વિધવા એકાદશીને દિવસે ખાય છે, તેના પોતાના સઘળા પુણ્યનો ક્ષય થાય છે. તેને દિવસે દિવસે બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. આપત્કાળે વ્રત ન થાય તો બાધ નથી. (૧) જે દિવસે વ્રત અથવા ઉપવાસ આવ્યો હોય તે પ્રમાણે કરવા. જગતમાં પોતાની નિંદા થાય, તેવું કર્મ કદી પણ કરવું નહિ. ( ૨ ) તેણે કદી પણ ગંધવાળા પદાર્થનો ઉપયોગ કરવો નહિ. સર્વદા શ્વેત વસ્ત્ર પહેરવાં. જો તેમ નથી કરતી તો તેનો પતિ નરકમાં પડે છે. (૩)

केशरांजनतांबूलगंधपुष्पादिसेवनम् ।
भूषितं रंगवस्त्रं च कां[illegible]यपात्रे च भोजनम् ॥ १ ॥
द्विवारभोजनं चाक्ष्णो रंजनं वर्जयेत्सदा ।
स्नात्वा [illegible]क्लांबरधरा [illegible]जितक्रो[illegible] । [illegible]जितेन्[illegible]या ॥ २ ॥

न कुक्कुटका साध्वी तन्द्रालस्यविवर्जिता ।
सुनिर्मला शुभाचारा नित्यं संपूजयेद्धरिम् ॥ ३ ॥

વિધવાએ કેસર, અંજન, તાંબૂલ, ગંધ તથા પુષ્પાદિ કશું ધારણ કરવું નહિ. રંગીન વસ્ત્ર પહેરવું નહિ, તેમ કાંસાના વાસણમાં ભોજન કરવું નહિ. (૨) સાધ્વી સ્ત્રીએ ઠગાઈ કરવી નહિ. નિદ્રા તથા આળસનો ત્યાગ કરવો. સારી રીતે નિર્મળ તથા શુભાચારવાળા થવું. સર્વદા હરિભજનમાં મગ્ન રહેવું. (૩)

મયૂખમાં કહ્યું છે કે;—

यद्यपि स्यात् स्वयं ब्रह्मा त्रैलोक्यकर्षणक्षमः ।
तथापि लौकिकाचारं मनसापि न लंघयेत् ॥ १ ॥
समाचारिको धर्मो जातिदेशकुलोद्भवः ।
ग्रामाचारः परिग्राह्यः सर्वत्रैव यथोदितः ॥ २ ॥

અર્થ:—ત્રણ લોકને આધીન કરનાર કદાપિ સમર્થ બ્રહ્મા હોય, તો પણ લૌકિક આચારનું મનથી પણ ઉલ્લંઘન કરવું નહિ. (૧)પોતાનો દેશ, પોતાની જ્ઞાતિ અને પોતાના કુળમાંથી જે ઉચિત આચાર તથા પોતાના ગ્રામ્યના આચારનું સેવન કરવું. પણ પોતાને માટે કોઇપણ પ્રકારનું ખરાબ બોલાય, તે બાબતનો અવશ્ય ત્યાગ કરવો. (૨)

ઉપર પ્રમાણે જે વિધવા સ્ત્રી ધર્મ પાળશે, તેનો બેલી ઇશ્વર થશે. વિષ કરતાં વિષયો વધારે ઝેરી છે તથા દુઃખ આપનારા છે. વિષપાન કરનારના જીવનનો અંત આવે છે, પણ વિષયો સેવનાથી ભવોભવના કલ્યાણનો નાશ થાય છે.

માટે દરેક આર્ય ભગિનીએ ઉપર કહેલા ધર્મોનું પાલન કરી વર્તવું, એ જ હિતાવહ છે.

વિષયો તરફ વધુ ન દોરવાય, તે માટે સદ્વર્તનશીલ મારી ભગિનિઓને તથા તેમાં મુખ્ય તો વિધવા બહેનોને માટે અહીં વૈરાગ્ય સંબંધી કેટલાંક વચનો મૂકવાં, તે અયોગ્ય સ્થાને નહિ ગણાય.

---

## વૈરાગ્ય ઉપદેશ.

---

अयमविचारितचारुतया संसारो भाति रमणीयः ।
अत्र पुनः परमार्थदृशां किमपि न सारो रमणीयः ॥

અર્થ:–માયાથી અંધ થએલ સ્ત્રી કે પુરૂષ આ સંસાર અતિ રમણીય છે, એમ માને છે. પણ વિવેકી લોક આ સંસારમાં કાંઇ પણ સાર અથવા રમણીય જોતા નથી.

आत्मज्ञानविवेकनिर्मलधियः कुर्वन्त्यहो दुष्करं ।
यन्मुंचत्युपभोगभाञ्ज्यपि धनान्येकान्ततो निःस्पृहाः ॥
न प्राप्तानि पुरा न संप्रति न च प्राप्तौ दृढप्रत्ययाः
वाञ्छामात्रपरिग्रहाण्यपि वयं त्यक्तुं न तानि क्षमाः ॥

અર્થ:–આત્મજ્ઞાન તથા વિવેકવડે શુદ્ધ બુદ્ધિવાળા મહાત્માઓએ કેવું કઠિણ કામ આદર્યું છે. કારણકે તેઓ નિઃસ્પૃહી થઈ ભોગને આપવાવાળા ધનનો પણ તેઓએ ત્યાગ કર્યો છે. અમે જે ધન લાલસા માત્ર છે, તેને પણ છોડી દેવા સમર્થ નથી. આ લાલસા પ્રાપ્ત થઈ નથી, પૂર્વે પણ પ્રાપ્ત

થઈ ન હતી, તેમ કયારે તે પૂરી થાય છે, તેનો પણ નિશ્ચય નથી.

આવા જ પ્રસંગને લઇ યાજ્ઞવલ્કય મુનિને એક વેળા એકાંતમાં બેઠાં બેઠાં વિચાર આવ્યો કે, મને પૌત્રો થયા તેમ મારા પ્રશિષ્યો છે, છતાં મારી ભોગલાલસા તૃપ્ત થઇ નથી. માટે હવે મારે સંસારનો ત્યાગ કરી સંન્યસ્ત દિક્ષા ગ્રહણ કરવી જોઇએ.

હું પ્રથમ વશંપાયનનો શિષ્ય હતો. હું સઘળામાં મોટો શિષ્ય હતો. એક વેળા સઘળા ઋષિઓ સુમેરૂ પર્વત પર એકઠા થયા હતા, તેવામાં બધા ઋષિઓએ એવા સપથ લીધા હતા કે, જે સુમેરૂ પર્વતપર નહિ જાય, તેને બ્રહ્મહત્યાનો દોષ લાગશે. કમનસીબને યોગે મારા ગુરૂ વૈશંપાયન જઇ શકયા નહિ. આથી તેને બ્રહ્મહત્યાનો દોષ લાગ્યો. બધા શિષ્યોમાં હું મોટો હોવાથી મેં મારા ગુરૂને કહ્યું કે, આપશ્રી અત્યંત વૃદ્ધ છો. માટે આપની બ્રહ્મહત્યાના દોષનું હું પ્રાયશ્ચિ-ત કરીશ. આ વખતે મુનિની બુદ્ધિ બ્રહ્મહત્યાના દોષથી દૂષિત થયેલી હોવાથી તેના મનમાં એમ આવ્યું કે, યાજ્ઞવલ્કય અભિમાની થઇ એમ કહે છે કે, તમારાથી દોષ નિવારણ નહિ થઈ શકવાથી હું તમારા દોષનું નિવારણ કરીશ આવો અભિમાની શિષ્ય મારે જોઇએ નહિ. આથી મુનિએ મને કહ્યું કે, તું મારી પાસેથી જે બ્રહ્મવિદ્યા શીખ્યો છે, તે બ્રહ્મવિદ્યા તું મને પાછી આપી દે. મેં મુનિના ઘણા કાલાવાલા કર્યા, પણ મુનિ એકના બે થયા નહિ. આખરે મુનિએ શીખવેલી બ્રહ્મવિદ્યા મેં ઓકી કાઢી. આથી હું કેવળ મૂર્ખ જેવો પાછો થઇ ગયો. મારી ઓકી કાઢેલી બ્રહ્મવિદ્યા ઋષિઓએ તેતર પક્ષીનું રૂપ લઈ ગ્રહણ કરી. કારણ મનુષ્ય શરીરથી

ઓકેલું ચટાય તો દોષ લાગુ પડે. આથી તે ઋષિઓએ તેતર પક્ષીનું રૂપ લઇ બ્રહ્મવિદ્યા ગ્રહણ કરી. આથી તે ઋષિઓ તૈત્તિરીય શાખાના નામથી ઓળખાયા. હવે મને કેવળ ગાયત્રી મંત્રનો ઉપવીત સંસ્કાર વખતે જે ઉપદેશ આપ્યો હતો, તેજ આવડતો હતો. આ મંત્રવડે મેં સૂર્યોપાસના કરવા માંડી. કેટલાક વર્ષ સૂધી જળમાં ઉભા રહી મેં સૂર્યની ઉપાસના કરી, કેટલાક વર્ષ સૂધી પાંદડાનો આહાર કરી રહ્યો, કેટલાક વર્ષ સૂધી કેવળ પવનનો આહાર કરી રહ્યો. આ રીતે સૂર્ય ભગવાનની ઉપાસના કરવાથી શ્રી સૂર્યભગવાન્ મારાપર પ્રસન્ન થયા તથા તેમણે મને સાક્ષાત્ દર્શન આપ્યાં. શ્રી સૂર્યભગવાને મને કહ્યું કે, હું તારાપર પ્રસન્ન થયો છું. તારે જે માંગવું હોય તે માંગ મેં કહ્યું કે, મેં પ્રથમ વૈશંપાયન પાસેથી બ્રહ્મવિદ્યા ગ્રહણ કરી હતી. પણ હવે હું દેવલોક પાસેથી બ્રહ્મવિદ્યા ગ્રહણ કરવા ઇચ્છું છું. માટે આપ મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો સૂર્યભગવાને મને અનેક ભોગ વિલાસો આપવા કહ્યું, પણ તેમાં નહિ લલચાતાં મેં તો કેવળ બ્રહ્મવિદ્યા જ માંગી. આથી આખરે શ્રી સૂર્યભગવાને મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો જ્યારે યાજ્ઞવલ્કયને પૂર્ણ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ ત્યારે તેમને બ્રહ્મચર્યાશ્રમમાંથી એકદમ સંન્યસ્તાશ્રમને અંગીકાર કરવાની ઇચ્છા થઇ. સૂર્યભગવાને આથી યાજ્ઞવલ્કયને કહ્યું કે, તું મારો શિષ્ય થયો છે. માટે તારે મને ગુરૂ દક્ષિણા આપવી જોઇએ. મેં કહ્યું કે, આપ જે કહો તે ગુરૂદક્ષિણા હું આપવા તૈયાર છું. સૂર્યભગવાને કહ્યું કે હું ગુરૂદક્ષિણામાં તારી પાસે એટલું માગી લઉં છું કે, તારે બ્રહ્મચર્યાશ્રમમાંથી એકદમ સંન્યસ્ત લેવું નહિ, પણ તારે ગૃહસ્થાશ્રમ માંડવો. આથી ન છૂટકે યાજ્ઞવલ્કયને ગૃહસ્થાશ્રમ માંડવો પડયો. ગૃહસ્થાશ્રમમાં હું ત્યાર પછી

એવા આસક્ત થઇ ગયે કે, એક વખતે એકાંતમાં બેઠાં તેમને પસ્તાવો થવા લાગ્યો કે;

હું કેવો દુર્ભાગી છું કે, પ્રથમ હું બ્રહ્મચર્યમાંથી સંન્યસ્ત લેવા તૈયાર થયો તથા હાલ શ્રી સૂર્ય ભગવાને ગૃહસ્થાશ્રમ મંડાવ્યા પછી હું તેમાં જ પડી રહ્યો છું, પણ સંન્યસ્ત ગ્રહણ કરવા મને ઈચ્છા થતી નથી. આ જ વખતે તેણે પોતાની બે સ્ત્રી મૈત્રેયી તથા કાત્યાયનીને બોલાવી તથા તેમને કહ્યું કે, હું હવે સંન્યાસ ગ્રહણ કરવા માંગું છું. માટે મારી પાસે જે પૈસા છે તે તમો બેઉને હું વહેંચી આપું છું. આથી તમો જીવશો ત્યાંસૂધી તમે સુખચેનથી તમારૂં જીવન ગાળી શકશો. તમને કોઈપણ પ્રકારની દુનિયામાં અડચણ આવશે નહિ. આ સાંભળી કાત્યાયની તો મૌન થઇ બેસી રહી. પણ મૈત્રેયી બોલી ઉઠી કે, આપ સંન્યસ્ત ગ્રહણ કરો છો તથા આ ધન અમને આપી જાઓ છો. પણ આ ધનથી અમને શાશ્વત સુખની પ્રાપ્તિ થશે કે અમારો દેહ રહેશે ત્યાં સૂધી જ આ ધનવડે સુખની પ્રાપ્તિ રહેશે ? યાજ્ઞવલ્કયે કહ્યું છે કે, શાશ્વત સુખની પ્રાપ્તિ માટે આ ધન નથી. પણ તેને માટે તો બ્રહ્મવિચારરૂપી ધન જ છે. આ સાંભળી મૈત્રેયી બોલી ઉઠી કે, મને આપ તે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશો. પછી યાજ્ઞવલ્કયે પોતાની પત્ની મૈત્રેયીને બ્રહ્મવિદ્યા સંબંધી નીચે પ્રમાણે ઉપદેશ આપ્યોઃ—

યાજ્ઞવલ્કયઃ—તું જો, કે જે શબ્દ સ્પર્શવાળા અર્થો છે, તે અનર્થરૂપે છે તથા તે શરીરને વિશે સ્થિતિ કરી રહેલા છે. આ સ્પર્શાદિ અર્થવિશે જે આસક્ત છે, તે ભૂતાત્મા પરમપદનું સ્મરણ કરી શકતો નથી. તપના સામર્થ્યથી

સત્વની પ્રાપ્તિ થાય છે, સત્વથી મનની પ્રાપ્તિ થાય છે, મનવડે આત્મોપલબ્ધિ થાય છે તથા આત્મસાક્ષાત્કાર થવાથી તેની પુનરાવૃત્તિ થતી નથી. જેવી રીતે કાષ્ઠ વિનાનો અગ્નિ પોતાની ઉત્પત્તિ વિશે શમી જાય છે, તેજ પ્રમાણે વાસનાનો ક્ષય થવાથી ચિત્તનું પોતાની યોનિ વિશે શમન થાય છે. મન જ્યારે પોતાના સ્થાનને વિશે શાંતિ પામેલું હોય છે ત્યારે તે સત્યપ્રતિ ગમન કરે છે, પણ જ્યારે ઇન્દ્રિયોના વિષયોથી તે મન મુગ્ધ બનેલું હોય છે ત્યારે કર્મને વશ થવાથી અનૃતરૂપે થાય છે. ચિત્ત એ જ સંસાર છે. તેનું પ્રયત્નવડે શોધન કરવું જોઇએ. જ્યારે ચિત્ત તન્મયતાને પામે છે ત્યારે તે સનાતન માર્ગને અવલંબેલું કહેવાય છે. ચિત્તના પ્રસાદવડે શુભાશુભ કર્મનો નાશ થાય છે. જેની સ્થિતિ પ્રસન્નાત્મામાં છે, તે અવ્યય સુખને ભોગવે છે. જ્યારે પ્રાણીનું ચિત્ત આસકિતવાળું થાય છે ત્યારે તે વિષયોમાં લુબ્ધ બને છે. જો તે બ્રહ્મમાં આસકત થાય છે તો તે બંધનથી મુકત થાય છે. હૃદયકમળમાં પરમાત્માનું ધ્યાન કરવું જોઇએ. આ પરમાત્મા સાક્ષીરૂપે છે તથા તે શુદ્ધ બુદ્ધિવાળા અને પરમ પ્રેમનો વિષય છે. તે મન તથા વાણીનો અવિષય છે તથા તે અક્ષયરૂપ છે. તે સત્તામાત્ર પ્રકાશના એક પ્રકાશકરૂપે છે તથા તે સર્વ ભાવનાનું અતિક્રમણ કરનાર છે. તે નહિ ત્યાગ કરવાયોગ્ય તથા સામાન્ય અને વિશેષ ભાવોથી રહિત છે. તે નહિ ગ્રહણ કરવા યોગ્ય,ધ્રુવ,અત્યંત ગંભીર, તેજ તથા તમથી રહિત, સંકલ્પના અભાવરૂપ, આભાસથી રહિત તથા મોક્ષના સ્થાનરૂપ છે. તે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત સ્વભાવવાળા, સત્યરૂપ, સૂક્ષ્મ, વિભુરૂપ, અદ્વિતીય, આનંદના સાગરરૂપ, પરમરૂપ, સોહમસ્મિ એ નામવાળા તથા સંશયથી રહિત છે. આનંદરૂપ, સ્વાશ્રયને

વિશે રહેલ, આશારૂપી ડાકિનીનો નાશ કરનાર તથા સર્વ પ્રકારના સંગથી રહિત એવા મારે વિશે તેમજ જગતને માયા-રૂપે જોનારા મારેવિશે, જંતુ કેવી રીતે પ્રવેશ કરી શકે? વર્ણાશ્રમ તથા આચારથી યુક્ત અજ્ઞાનીઓ પોતપોતાના કર્મો-નુસાર ફળને મેળવે છે. જેઓ વર્ણાદિ ધર્મનો ત્યાગ કરે છે, તે પુરૂષો સ્વાનંદને વિશે તૃપ્ત થાય છે. વર્ણાશ્રમ ધર્મ તથા અવયવયુક્ત પોતાનું સ્વરૂપ આદિમાં અને અંતમાં વ્યર્થ છે. વળી પુત્રાદિ દેહવિશે અભિમાનથી જે રહિત થાય છે, તે સુખ કરવાવાળા અનંતને વિશે સ્થિતિ કરે છે. એક સમયપર મૈત્રેય નામના મુનિ કૈલાસપ્રતિ ગયા. ત્યાં જઈ મહાદેવને કહેવા લાગ્યા, હે ભગવન્! મને પરમ તત્ત્વ રહસ્યનો ઉપદેશ કરશો. મહાદેવ બોલ્યા; દેહ દેવતાના સ્થાનરૂપ છે. તે જીવ તથા શિવરૂપ છે. અજ્ઞાનરૂપી નિર્માલ્યનો ત્યાગ કરવો જોઇએ તથા 'સોહં-તે ને હું એક છીએ' એવી રીતની ભાવનાથી પૂજન કરવું જોઇએ. અદ્વૈતનો સાક્ષાત્કાર થવો, તે જ્ઞાનરૂપે છે. મન કોઈ પણ પ્રકારના વિષયથી રહિત કરવું, તે ધ્યાન છે. મનમાંથી દોષોનો ત્યાગ કરવો, તે સ્નાનરૂપે છે તથા ઈન્દ્રિયોનો નિગ્રહ કરવો તે શૌચરૂપે છે. તેણે બ્રહ્મરૂપી અમૃતનું પાન કરવું જોઇએ, દેહના રક્ષણ અર્થેજ ભિક્ષા કરવી જોઇએ તથા દ્વૈતથી રહિત એવા એકાન્ત સ્થાનમાં તેણે રહેવું જોઈએ. આ રીતે જ્ઞાનીએ ચાલવું જોઇએ. આ પ્રમાણે કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. મૈત્રીયીઃ—હે ભગવન્! દેહ શું કરવાથી પવિત્ર થાય છે? મુનિઃ—આના સંબંધમાં હું કહું તે સાંભળ. માતા તથા પિતાના મળવાળું, ઉત્પત્તિ તથા મરણ ધર્મવાળું તથા સુખદુઃખના સ્થાનરૂપ હોવાથી અપવિત્ર આ દેહનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું જોઇએ. આ

દેહ ધાતુથી બંધાયલો છે, મહા રોગવાળો છે, પાપના આશ્રયરૂપ છે તથા અશાશ્વત છે. તે વિકાર તથા આકારથી પૂર્ણ થાય છે. તેનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું જોઇએ. આ દેહમાં કુદરત રીતે ઉત્પન્ન થયલા મલોનો નવદ્વારવડે સ્રાવ થયા કરે છે. તે દુર્ગંધવાળો તથા નઠારા મળવાળો છે. આનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું જોઇએ. જનનાશૌચ તથા મરણાશૌચવાળા દેહનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું જોઇએ. આ તો હું છું તથા આ મારો દેહ છે, એ રીતના અભિમાનવાળું શરીર છે. વળી વિષ્ઠા, મૂત્ર, લાળ આદિ દુર્ગંધોનો ત્યાગ કરવાવાળું છે. લૌકિક રીતિએ મૃત્તિકા તથા જળવડે તે શુદ્ધ તથા પવિત્ર થાય છે. પણ વાસ્તવિક રીતે ચિત્તની શુદ્ધિથી જ દેહ શુદ્ધ થાય છે તથા ત્રણ પ્રકારની વાસનાનો ક્ષય થવાથી તે શૌચ થાય છે. જ્ઞાનરૂપી મૃત્તિકા તથા વૈરાગ્યરૂપી જળવડે ક્ષાલન કરવાથી દેહ પવિત્ર બને છે. ભિક્ષારૂપે અદ્વૈત ભાવના છે, પણ દ્વૈત ભાવના ભક્ષણ કરવા યોગ્ય નથી. ગુરૂ તથા શાસ્ત્રના કહેવામાં આવેલા ભાવવડે ભિક્ષુકની ભિક્ષા કહેવામાં આવે છે. અધિકારી સંન્યાસ ગ્રહણ કર્યા પછી પોતાના દેશનો ત્યાગ કરે છે. જેમ ચોર હોય તે કારાગારમાંથી છૂટે છે ત્યારે સગાંથી દૂર જઈ વસે છે તેમ સંન્યાસીએ દૂર જઇ વસવું જોઇએ. અહંકારરૂપી પુત્રનો, સંપત્રૂપી ભાઇનો, મોહરૂપી મંદિરનો તથા આશારૂપી પત્નીનો જ્યારે ત્યાગ કરવામાં આવે છે ત્યારે તે અવશ્ય મુકત થાય છે. મોહ કરવાવાળી માતા જેની નાશ પામી છે તથા જ્ઞાનરૂપી સુત જેને ઉત્પન્ન થયો છે, જેને આ બે રીતના આશૌચની પ્રાપ્તિ થઈ છે તો તેણે સંધ્યાની શા માટે ઉપાસના કરવી? હૃદયાકાશમાં

ચિત્તરૂપી સૂર્ય સર્વદા પ્રકાશે છે, જે અસ્તને પામતો નથી તેમજ ઉદયને પામતો નથી, તો પછી સંધ્યાની ઉપાસના શા માટે કરવી જોઇએ? સર્વ એક તથા અદ્વયરૂપે છે, એ પ્રમાણે ગુરૂના ઉપદેશથી જે નિશ્ચય થયો છે, તેજ એકાંત સ્થળ છે. મઠ અથવા તો અન્ય વનની આવશ્યકતા નથી. જેઓ સંશય ભાવથી રહિત છે, તેઓને મુકિત છે; પણ સંશયયુકત મનવાળાની મુકિત એક જન્મે કે અનેક જન્મે પણ નથી, માટે વિશ્વાસ મેળવવો જોઇએ. કર્મનો ત્યાગ, એ સંન્યાસ નથી. જીવાત્મા તથા પરમાત્માની એકતા થવી, એ જ સંન્યાસ છે. સર્વ પ્રકારની ઇચ્છાઓ, જેને ઓકેલાના આહાર સરખી છે, તેજ સંન્યાસને વિશે અધિકારવાળો છે તથા તેને પોતાના દેહનું અભિમાન હોતું નથી. જ્યારે મનવડે સર્વ વસ્તુમાં વૈરાગ્ય થાય છે ત્યારેજ અધિકારીએ સંન્યાસ ધારણ કરવો, નહિ તો તે પતિત થાય છે. દ્રવ્યની લાલસાથી તેમજ અન્ન વસ્ત્રની લાલસાથી અથવા તો પ્રતિષ્ઠાને અર્થે જે સંન્યાસ લે છે, તે ઉભય લોકથી ભ્રષ્ટ થાય છે તથા તેને મુકિતની પ્રાપ્તિ થતી નથી. તત્ત્વજ્ઞાનનું ચિંતન એ ઉત્તમ છે, શાસ્રનું ચિંતન એ મધ્યમ છે, મંત્રનું ચિંતન એ અધમ છે તથા તીર્થનું ભ્રમણ એ અધમમાં અધમ છે. જેમ જળમાં પ્રતિબિંબિત થયેલા વૃક્ષના ફળનો સ્વાદ વૃથા છે, તેમ અનુભવવિના બ્રહ્મમાં હર્ષ થવો વૃથા છે. ત્યાગ વિના પણ જે યતિને મધુકરીરૂપી માતા છે, વૈરાગ્યરૂપી પિતા છે, શ્રદ્ધારૂપી સ્રી છે તથા જ્ઞાનરૂપી પુત્ર છે તે મુકત છે. ધનવડે જે મોટા છે, વયવડે જે મોટા છે તેમજ વિદ્યાવડે જે મોટા છે, તે સર્વે જ્ઞાનવડે જે મોટા છે, તેના શિષ્યરૂપે તથા શિષ્યના પણ દાસરૂપે છે. માયાવડે જેમનાં ચિત્ત મૂઢ

બનેલાં છે તથા આત્મારૂપી મને પૂર્ણપણે જેણે પ્રાપ્ત કર્યો નથી તેવા દેવો કાગડાની માફક ક્ષુભિત ઉદરને પૂરવા માટે ભમે છે. પાષાણ, સુવર્ણ તથ મૃત્તિકાથી બનેલા દેહમાં બાહ્ય પૂજા મુમુક્ષુને પુનર્જન્મ તથા ભોગ કરવાવાળી છે. માટે યતિએ પોતાના હૃદયનું જ અર્ચન કરવું તથા પુનર્જન્મ ન થવા માટે બાહ્યાર્ચનનો ત્યાગ કરવો. સમુદ્રમાં પાણીથી ભરેલો ઘડો અંદરથી પૂર્ણ છે તથા બહારથી પણ પૂર્ણ છે, તેજ પ્રમાણે આકાશમાં રહેલ કુંભ અંદરના ભાગમાં શૂન્ય છે તથા બહારના ભાગમાં શૂન્ય છે. ગ્રાહ્ય ભાવરૂપે તું મા થા, તેમ ગ્રાહકાત્મારૂપે મા થા. હે મૈત્રેયી! સઘળી ભાવનાનો ત્યાગ કરી જે શેષરૂપે છે તે રૂપે તું થા. વાસનાના ત્યાગ સાથે દ્રષ્ટા, દર્શન તથા દશ્યભાવનો તું ત્યાગ કર. દર્શનમાં પ્રથમથી જ આભાસરૂપે રહેલા આત્માનું જ કેવળ તું અવલંબન કર. સર્વ સંકલ્પો શાંત થયા છે એવી શિલાના સરખી જે સ્થિતિ છે, તે જાગ્રત તથા નિદ્રાવસ્થાથી રહિત છે. તે જ શ્રેષ્ઠ સ્થિતિ છે. પરરૂપે હું છું, બ્રહ્મરૂપે હું છું, પ્રભાવરૂપે હું છું, સર્વ લોકના ગુરૂરૂપ હું છું, સર્વ લોકમાં હું છું, સિદ્ધરૂપે હું છું, પરમરૂપે હું છું, નિત્યરૂપે હું છું, વિમલરૂપે હું છું, વિજ્ઞાનરૂપે હું છું, વિશેષરૂપે હું છું, સોમરૂપે હું છું, સકલરૂપે હું છું, શુભરૂપે હું છું, શોકથીરહિતરૂપે હું છું, ચૈતન્યરૂપે હું છું તથા સમરૂપે હું છું. હું માન તથા અપમાનથી રહિત છું, હું નિર્ગુણરૂપે છું, શિવરૂપે હું છું, હું દ્વૈત તથા અદ્વૈતથી રહિત છું, હું દ્વંદ્વથી રહિત છું તથા તે હું પોતે છું. ભાવ તથા અભાવથી રહિત હું છું, વાણીથી રહિત હું છું. કાંતિરૂપે હું છું, શૂન્ય તથા અશૂન્યના પ્રભાવરૂપે હું છું તથા શોભન અને અશોભનરૂપે હું છું. તુલ્ય તથા

અતુલ્યથી રહિત હું છું, નિત્ય, શુદ્ધ તથા સદાશિવરૂપે હું છું. સર્વ તથા અસર્વથી રહિતરૂપે, સાત્વિકરૂપે, તથા સદારૂપે હું છું. એક સંખ્યાથી રહિતરૂપે, દ્વિસંખ્યારૂપે, સદ્ તથા અસદ્થી રહિતરૂપે તથા સંકલ્પથી રહિતરૂપ હું છું. અનેક આત્માના ભેદોથી રહિતરૂપે, અખંડાનંદરૂપે હું છું. ભિન્નરૂપે હું નથી, દેહાદિથી રહિતરૂપે હું છું. આશ્રય તથા અનાશ્રયથી રહિતરૂપે, આધારથી રહિતરૂપે, બંધમોક્ષાદિથી રહિતરૂપે, તથા શુદ્ધ બ્રહ્મરૂપે હું છું. ચિત્તાદિ સર્વથી રહિત રૂપે, પરમરૂપે, પરાત્પરરૂપે, વિચારરૂપે તથા વિચારથી રહિતરૂપે હું છું. હું જ સનાતન અકાર, ઉકાર તથા મકારરૂપે છું. ધ્યાતા, ધ્યાન તથા ધ્યેયથી રહિતરૂપે હું છું. સર્વ પૂર્ણરૂપે, સચ્ચિદાનંદ લક્ષણરૂપે, સર્વ તીર્થ સ્વરૂપરૂપે, પરમાત્મારૂપે તથા શિવરૂપે હું છું. લક્ષ્ય તથા અલક્ષ્યથી રહિતરૂપે, લયથી રહિતરૂપે, માતા, માન તથા મેયથી રહિત શિવરૂપે હું છું. હું જગતરૂપ નથી, સર્વના દ્રષ્ટારૂપ, નેત્રાદિથી રહિતરૂપે, વૃદ્ધરૂપે, જ્ઞાનીરૂપે, પ્રસન્નરૂપે તથા પરરૂપે હું છું. સર્વ ઇન્દ્રિયોથી રહિતરૂપે, સર્વ કર્મના કરનારરૂપે, સર્વ વેદાન્તથી તૃપ્તરૂપે તથા સુલભરૂપે હું છું. મુદિત તથા અમુદિતરૂપે, સર્વ મૌનના ફળરૂપે, ચિન્માત્રરૂપે, તથા ચિન્મયરૂપે હું છું. હીનરૂપે, સ્વલ્પરૂપે, હૃદય ગ્રંથિથી રહિતરૂપે તથા હૃદયકમળના મધ્યમાં રહેલો હું છું. છ વિકારથી રહિત, છ કોશથી રહિત, છ શત્રુથી દહિત, અંદરના કરતાં વધારે અંદરરૂપ હું છું. દેશ તથા કાળથી રહિતરૂપે, દિશારૂપી વસ્ત્રથી સુખી એવો હું છું. મારા સિવાય અન્ય કાંઇ નથી. હું વિમુક્ત છું તથા નકારથી રહિત છું. અખંડાકાશરૂપે, અખંડાકારરૂપે, પ્રપંચથી મુક્ત ચિત્તવાળો તથા પ્રપંચથી રહિતરૂપે હું છું. સર્વ પ્રકાશરૂપે, ચિન્માત્ર

જ્યોતિરૂપે, ત્રણ કાળથી રહિતરૂપે, તથા કામાદિથી રહિતરૂપે હું છું. કાયિકાદિ દોષોથી રહિત, નિર્ગુણ, કેવળ એકરૂપ, મુક્તિથી રહિત, મુક્તરૂપે, તથા મોક્ષથી રહિતરૂપે હું છું. સત્ય તથા અસત્યાદિથી રહિતરૂપે તથા સર્વદા સન્માત્રથી રહિતરૂપે હું નથી. ગંતવ્ય અર્થાત્ જવા યોગ્ય સ્થાનથી રહિતરૂપે, ગમનાદિથી રહિત હું છું. સમરૂપે, શાંતરૂપે, પુરૂષોત્તમરૂપે, તથા સ્વાનુભવરૂપે હું છું, એમાં સંશય નથી.

હે મૈત્રેયી! આ પ્રમાણે સર્વમાં હું સ્વરૂપ આત્માનો નિશ્ચય કરવો.

મૈત્રેયીઃ—હે મુનિ; આપે મને બ્રહ્મવિદ્યાનો પ્રથમ ઉપદેશ કેમ ન કર્યો.

મુનિઃ—હે મૈત્રેયી! આ સંસારના જન્મ મરણાદિ દુઃખો જોઇ તું ઉન્મત્ત પુરૂષની માફક રહેતી હતી. જેમ ગાયનો વાછરડો મરી જવાથી તે સર્વદા શોકાતુર રહે તેમ તું સર્વદા ગૃહસ્થાશ્રમ વખતે શોકાતુર રહેતી. હું જાણતો હતો કે તે વખતે તને વિચાર આવતો હતો કે, હું દેહાદિના સમૂહરૂપ છું અથવા તેથી ભિન્ન છું. વળી દેહાદિ સમૂહથી ભિન્ન વિશે પણ હું જડરૂપે છું કે ચતન્યરૂપે છું. હું આ લોકમાં કેવા કારણને લઇ આવી હોઇશ. મરણ પછી કયા સ્થાનવિશે સ્થિતિ થશે, મારા પતિનું સ્વરૂપ કેવું હશે. વળી જે દુઃખ થાય છે તેનું સ્વરૂપ કેવું હશે? જે સુખ થાય છે તેનું સ્વરૂપ કેવું હશે? ચક્ષુઆદિ ઇન્દ્રિયોનું સ્વરૂપ કેવું હશે? વળી ચક્ષુવડે જે સ્થાવર જંગમાત્મ વસ્તુઓ જોવામાં આવે છે, તેનું સ્વરૂપ કેવું હશે? આવી વસ્તુ તારા મનમાં હંમેશ ઘોળાતી હતી. તે હું સારીરીતે જાણતો હતો. પણ ગૃહસ્થા-

શ્રમની સિદ્ધિ થવા માટે હું તને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતો ન હતો. હે મૈત્રેયી ! આ શરીરને બાળ, યૌવન તથા વૃદ્ધ આદિ ત્રણ અવસ્થાઓમાં રાગ, દ્વેષ, મોહ, શોક તથા આસક્તિ આદિ વિકારોથી અનેક પ્રકારનાં દુઃખ થાય છે. શરીરમાં આત્માના પ્રવેશ તથા જવાવડે ભય ઉત્પન્ન થાય છે. આ ભયને લીધે અનેક પ્રકારનાં દુઃખ જે આ લોકમાં તથા પરલોકમાં થાય છે, તે દેહના સંબંધથી જીવને થાય છે. માટે સઘળા દુઃખનું કારણ શરીરનો સંબંધ છે. પોતાના જ શરીરમાં 'મારૂં તારૂં' એવા અભિમાનથી અનેક પ્રકારનાં દુઃખ ઉત્પન્ન થાય છે. જો કે આત્મા તો સર્વ રોગથી રહિત તથા નિર્ગુણ સ્વરૂપે છે, છતાં અવિદ્યાથી થયેલા દોષોથી અનેક પ્રકારનાં દુઃખો થાય છે. આથી સંગ, તે જ સર્વ અનર્થનું કારણ છે. જેમ પાણીનો શીતળતાનો ગુણ સ્વભાવથી છે, છતાં અગ્નિ આદિનો તેને સંબંધ લાગવાથી તેને ઉષ્ણતા આવે છે, તેમ શરીર સંબંધથી દુખાદિભાવ થાય છે. હે મૈત્રેયી ! આત્માનું જ્ઞાન, તે અજ્ઞાનની નિવૃત્તિનું કારણ છે. ધનમાં જે આસક્ત છે, તેનું ચિત્ત આત્મજ્ઞાનમાં કદી લાગતું નથી. જ્યાંસૂધી અજ્ઞાનતા હોય છે ત્યાંસૂધી આત્મજ્ઞાનમાં ચિત્ત લાગતું નથી. અજ્ઞાનતાને લીધે અજ્ઞાનતાના કાર્યરૂપ સૂક્ષ્મ શરીરનો કદી નાશ થતો નથી. વળી પુણ્ય તથા પાપ કર્મો રહેવાથી સ્થૂળ શરીરની અવશ્ય પ્રાપ્તિ થવાની. સ્થૂળ શરીરને લીધે પુણ્ય તથા પાપવાળા કર્માનુસાર સુખ તથા દુઃખની પ્રાપ્તિ પણ અવશ્ય થવાની. આ રીતના પૂર્વના સંસ્કાર અથવા પ્રારબ્ધને લઇ જીવનો ફરી જન્મ થાય છે. આ રીતે આત્મજ્ઞાન વિનાનો અજ્ઞાની જીવ, ઘંટીના યંત્રની માફક સંસારચક્રમાં ભટક્યા કરે છે. હે મૈત્રેયી ! તે ધનનો

ત્યાગ કર્યો તથા મોક્ષરૂપ અમૃત મેળવવા તું મને પૂછે છે. આથી મને ઘણો આનંદ થાય છે. પુત્રરૂપ સ્ત્રીમાં પુરૂષ ઉત્પન્ન થાય છે. આથી સ્ત્રીને જાયા કહેવામાં આવે છે. તુંજ મારી ખરી જાયા છે. જગતમાં જેટલી સ્ત્રીઓ છે, તે અન્ન તથા વસ્ત્ર ભૂષણાદિ પદાર્થની યાચના કરી, પોતાના પતિને અનેક પ્રકારના ક્લેશ ઉત્પન્ન કરે છે. આ રીતની સ્ત્રીઓને જાયા, એ નામ આપવું યોગ્ય નથી. તેઓ જાયા અથવા લલના, એ નામને લાયક છે. જેમ મેં ધનનો ત્યાગ કર્યો છે, તેમ તેં પણ ધનનો ત્યાગ કરી, તું મને આત્માના સ્વરૂપ વિશે પૂછે છે. હે પ્રિયા! તને હું પતિ પ્રિય છું તથા મને તું જાયા પ્રિય છે. આ તો અનુભવસિદ્ધ છે. પણ મારી પ્રીતિ તારા શરીર વિશે છે, તે તારા સુખ માટે નહિ, પણ મારા પોતાના આત્માના સુખ માટે મારી તારામાં પ્રીતિ છે. તે જ રીતે તારી પ્રીતિ મારે વિશે જે છે, તે હું પતિના સુખને માટે નહિ, પણ કામની શાંતિ તથા વસ્ત્ર ભૂષણાદિ મેળવવાના સુખ માટે છે.

મૈત્રેયીઃ—સ્ત્રી પોતાના સુખને માટે પતિપર પ્રીતિ કરે છે, એમ કેવી રીતે જાણી શકાય ?

યાજ્ઞવલ્કયઃ—હે મૈત્રેયી! પતિના સુખ માટે સ્ત્રી પ્રીતિ કરતી હોય તો જ્યારે પતિ અન્ય સ્ત્રીમાં આસક્તિ રાખે છે ત્યારે તેની સ્ત્રી પતિમાં પ્રતિકૂળ બને છે. જગતમાં કોઈ પણ સ્ત્રી પોતાના પ્રતિકૂળ પતિપર પ્રીતિ કરતી નથી. જો પતિ અનુકૂળ હોય, તોજ સ્ત્રી તેને વિશે પ્રીતિ કરે છે. આથી જણાય છે કે, સ્ત્રીઓ પોતાના સુખ વાસ્તે પતિપર પ્રીતિ કરે છે, નહિ કે પતિના સુખને માટે. તેમજ પતિ સ્ત્રીના

સુખને અર્થે સ્ત્રીપર પ્રીતિ કરતો નથી, પણ પોતાના કામરૂપ અગ્નિને શમાવવા તથા અન્નપાનાદિ વ્યવહારનું સુખ મેળવવા સ્ત્રીમાં પ્રીતિ રાખે છે. જો સ્ત્રીના સુખ અર્થે પતિ પ્રીતિ કરતો હોય તો જ્યારે સ્ત્રી વ્યભિચારાદિ કર્મોને લીધે પતિને પ્રતિકૂળ થાય છે ત્યારે પતિની પ્રીતિ તેનાપર હોવી જોઇએ. અર્થાત્ પતિની પ્રીતિ અનુકૂળ જાયામાં થાય છે, પણ પ્રતિકૂળ જાયામાં થતી નથી. જેમ સ્વભાવથી મધુર શર્કરા અમધુર એવા આપણા શરીરનો સંબંધ કરી, તેને મધુર બનાવે છે. માટે શર્કરા અતિશય મધુર કહેવાય છે. તેમ આપણો આત્મા આ શરીર આદિ અપ્રિય પદાર્થને ગ્રહણ કરી તેને પ્રિય બનાવે છે; માટે આ આત્મા સૌથી અધિક પ્રિય છે. જેમ સ્ત્રીને પોતાના સુખ અર્થે પતિ પ્રિય છે, તેમ પુત્ર સુવર્ણાદિ ધન, ગાય આદિ પશુઓ, બ્રાહ્મણ તથા ક્ષત્રિય આદિ જાતિઓ, ઇન્દ્રાદિ દેવતાઓ તથા જગતમાં જે પદાર્થ છે, તે સર્વની પુત્રાદિ પદાર્થમાં પ્રીતિ હોય છે, તે પુત્રાદિના સુખ માટે નહિ, પણ પોતાના સુખ માટે છે. જો પુત્રાદિમાં પુત્રના પોતાના સુખ માટે પ્રીતિ હોય તો જ્યારે પુત્ર પ્રતિકૂળ વર્તે ત્યારે તેનામાં પ્રીતિ ઓછી થવી જોઈએ નહિ. કોઇપણ પ્રતિકૂળ પદાર્થપર પ્રીતિ કરતું નથી. પણ આત્માના સુખ માટે સર્વને પોતાને અનુકૂળ પદાર્થ પર પ્રીતિ થાય છે. મૈત્રેયીઃ—હે ભગવન્! પતિ, સ્ત્રી તથા પુત્ર આદિ જેટલું જગત્ છે, તેને પ્રતિકૂળ વસ્તુ સુખરૂપે હોતી નથી, પણ અનુકૂળ વસ્તુ જ સુખરૂપે હોય છે, તો પછી આનંદ સ્વરૂપ આત્માને આ જગત્ પ્રિય નહિ, પણ અપ્રિય જ લાગવું જોઈએ. પણ અપ્રિય જગત નથી લાગતું, તેનું શું કારણ?

યાજ્ઞવલ્કયઃ—આનંદસ્વરૂપ આત્માવિના પતિ આદિ જેટલા પદાર્થો છે, તે સ્વભાવથી પ્રિય પણ નથી, તેમ અપ્રિય પણ નથી. પણ જેટલા પદાર્થ પોતાના આત્માને સુખના સાધનરૂપે લાગે છે, તેટલા પદાર્થ પ્રિય લાગે છે તથા જે પદાર્થ આત્માને દુઃખના સાધનરૂપે લાગે છે, તેટલા પદાર્થ અપ્રિય લાગે છે. અર્થાત્ સૌથી પ્રિય જે આત્મા છે, તેને અર્થેજ સર્વ પદાર્થોમાં કેટલાક પદાર્થ અપ્રિય, કેટલાક પ્રિય તથા કેટલાક વધારે પ્રિય લાગે છે. આત્મસ્વરૂપ આનંદ બ્રહ્માના આનંદથી શ્રેષ્ઠ છે. સ્વર્ગથી માંડી બ્રહ્મલોક સૂધી જેટલા વિષયજન્ય આનંદ છે, તે સર્વ આનંદના કરતાં આત્મસ્વરૂપ આનંદ વધારે છે. આ આનંદસ્વરૂપ આત્માનો સાક્ષાત્કાર થવા માટે શ્રવણાદિ સાધનની જરૂર છે. વિષયજન્ય આનંદ કુતરૂં હાડકું ચાવે છે તથા તેથી જે આનંદ થાય છે તેના સરખો છે. જ્યારે કુતરૂં હાડકું ચાવે છે ત્યારે તેના કાંટા પોતાની જીભમાં લાગે છે. આથી પોતાના મુખમાંથી લોહી નીકળે છે. આ લોહી કુતરાને ગળ્યું લાગે છે તથા તેને સ્વાદ આવે છે. આ જ પ્રમાણેનો આનંદ વિષયજન્ય સુખનો છે. ચિત્તશુદ્ધિને માટે આહાર શુદ્ધિની આવશ્યકતા ઘણી જ જરૂરની છે. "જેવું અન્ન તેવો ઓડકાર" આ કહેવત ખરી છે. સર્વ ઇન્દ્રિયોનું સ્વામી મન છે. વળી મન અન્નનું બનેલું છે. આથી કહ્યું છે કે, જે અન્નનું ભક્ષણ કરવામાં આવે છે, તે ત્રણરૂપે થાય છે. સ્થૂલભાગ નરકરૂપે થાય છે, મધ્યમભાગ માંસરૂપે બને છે તથા સૂક્ષ્મભાગ મનરૂપે થાય છે. આથી સાત્વિક આહાર ખાવાથી મન પણ સાત્વિક બને છે. વળી જે જળ પીવામાં આવે છે તે પણ ત્રણ રૂપેથાય છે, સ્થૂલભાગ મૂત્રરૂપે થાય છે, મધ્યમભાગ લોહીરૂપે થાય છે તથા સૂક્ષ્મભાગ પ્રાણરૂપે

બને છે. તેજ અર્થાત્ ઘૃતાદિ પદાર્થ ખાવાવડે તે ત્રણરૂપે થાય છે. સ્થૂળભાગ હાડકાંરૂપે થાય છે, મધ્યમભાગ મજ્જારૂપે થાય છે તથા સૂક્ષ્મભાગ વાણીરૂપે થાય છે. આ રીતે મન, પ્રાણ તથા વાણી અનુક્રમે અન્ન, જળ તથા તેજના ભક્ષણથી થએલાં છે. આના સંબંધમાં એક દૃષ્ટાંત કહું, તે હે મૈત્રેયી ! તું સાંભળ.

બે બ્રાહ્મણો કાશી ગયા તથા ત્યાંથી સંપૂર્ણ કર્મકાંડ વિદ્યા શીખી પોતાને ગામ આવ્યા. ત્યાંથી આવ્યા પછી તેઓએ પોતાના બાપદાદાની વૃત્તિ, જે યજમાનવૃત્તિની હતી, તે કરવા માંડી. આ બેઉ બ્રાહ્મણો સગા ભાઇ થતા હતા. બેઉ એકઠા જ રહેતા હતા તથા જમતા હતા. પહેલાજ પ્રસંગે પોતાના યજમાનમાં કોઇ મરણ પામ્યું હશે. આ બ્રાહ્મણ ભાઇઓમાંથી એક ભાઇ ઘેર રસોઈ કરવા રહ્યો તથા બીજો ભાઇ એકાદશાહ સરાવવા ગયો. હવે એકાદશાહ જેવું કર્મ, એટલે ઘેર આવતાં છેક સાંજ પડી. ત્યાં શ્રાદ્ધ અડધું થયું હશે, તેવામાં બ્રાહ્મણભાઇને ભૂખ લાગી. આથી પ્રેતાન્નમાંહે જે કાંઈ બરફી આદિ લાવ્યા હશે, તે ખાઇ લઇ ભુખને શાંત કરી. હવે શ્રાદ્ધ સારી રહ્યા પછી બ્રાહ્મણભાઇ ઘેર આવ્યા. ત્યાં ઘેર આવી ઝોળી લાવીને મૂકી તથા પોતાના મોટા ભાઇએ જે રસોઇ કરી હતી, તે ખાવા માટે પ્રથમ સ્નાન કરવા કૂવા ઉપર ગયો. ત્યાં ગામનાં ઘણાં માણસો પાણી ભરતાં હતાં તથા આ બ્રાહ્મણભાઈ પણ ત્યાં નહાવા આવ્યા. બૈરાંઓ આઘાં ખસતાં નહિ હોવાથી તથા આ બ્રાહ્મણભાઇને છાંટા ઉડવાના ભયથી બ્રાહ્મણે કહ્યું કે, અરે બાઇઓ ! તમે આઘાં ખસી જાઓ. મને અડકશો તો તમારે

નહાવું પડશે. હું તો જાતે શૂદ્ર જાતિનો છું. પછી સ્નાન કરી આવ્યા પછી બેઉ ભાઇઓએ સાથે ભોજન કર્યું. ભોજન કરી રહ્યા પછી સાંજના નાના ભાઇએ મોટા ભાઇને કહ્યું કે, ચાલ ભાઇ, આજે આપણે ગામમાં ફરવા જઇએ. મોટા ભાઇને વહેમ ગયો કે, કોઈ દિવસ નહિ ને આજે ભાઇની બુદ્ધિ આવી કેમ થઇ હશે. આથી તેણે પોતાના નાના ભાઇને પૂછ્યું કે, મેં રસોઇ કરી તને જમાડયા પહેલાં તેં બીજું કાંઇ અન્ન લીધું હતું ખરૂં? નાના ભાઇએ કહ્યું કે, હા ભાઈ, ભૂખ ઘણી લાગેલી હોવાથી એકાદશાહ સરાવવા ગયો હતો, ત્યાં જે બરફી આવી હતી, તે મેં ખાધી હતી. આથી મોટાના મનમાં સજડ વહેમ પેસી ગયો કે, ભાઇની બુદ્ધિમાં આવો ફેરફાર થવાનું કારણ પ્રેતાન્ન છે. આથી તેણે પોતાની યજમાનવૃત્તિ બીજાને સોંપી દઈ પોતે યજ્ઞયાગાદિપર જ પોતાનો નિર્વાહ ચલાવવાનો નિશ્ચય કર્યો. હે મૈત્રેયી! આ મનનાં પાપોને બાળવા માટે જ્ઞાનરૂપ અગ્નિ સિવાય બીજો કોઈ અગ્નિ નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

ॐकारं अरणिं कृत्वा प्रणवश्चोत्तरारणिं।
ध्याननिर्मथनाभ्यासा त्पापं दहति पंडितः॥

અર્થઃ—ૐકારને ઉપરની અરણી કરવી તથા પ્રણવને નીચેની અરણિ કરવી. વળી ધ્યાનરૂપી મંથનદંડવડે ખૂબ ઘર્ષણ કરવાથી જ્ઞાનરૂપ અગ્નિ ઉત્પન્ન થાય છે. પણ શરીરને સાબુવડે અથવા જળવડે હમેશ સ્નાન કરવાથી મનનો મેલ જતો નથી. આના સંબંધમાં એક બીજું દૃષ્ટાંત કહું તે, હે મૈત્રેયી! તું સાંભળ.

એક કર્મકાંડી બ્રાહ્મણ હતો. આ બ્રાહ્મણ જરાપણ

કશાને અડકાઇ જાય તો સ્નાન કર્યો જ કરે. આ બ્રાહ્મણ આ પ્રમાણે હમેશ સ્નાન કર્યો કરે, છતાં તેના મનનો મેલ નહિ ગયેલો હોવાથી તેના મુખપર જરા પણ તેજસ્વીપણું મળે નહિ. એક વેળા બ્રાહ્મણભાઇ બીજે ગામ ગાડામાં બેસીને ગયા. ત્યાં જવામાં પોતાની સાથે એક બીજો અજાણ્યો માણસ બેસી ગયો હશે. રસ્તે ચાલતાં બ્રાહ્મણે પેલા અજાણ્યાને કહ્યું કે, આપ જ્ઞાતિએ કોણ છો? પેલાએ કહ્યું કે, હું તો જાતનો ચમાર છું. હવે પેલા બ્રાહ્મણભાઇ તો તુરત નીચે ઉતરી પડયા. ત્યાં પાસે એક કૂવો હતો, ત્યાં પોતાની પોટલી વગેરે બોળી સુકવવા નાંખી તથા પોતે પણ સ્નાન કરવા માંડયું. એવામાં તે સ્થળેથી એક મહાત્મા જતા હતા. તેમણે પેલા બ્રાહ્મણને પૂછયું કે, આપ આમ શા માટે આ બધું કરી રહ્યા છો? બ્રાહ્મણે કહ્યું કે, મને ચાંડાલનો સ્પર્શ થયો, તેથી આ પ્રમાણે કરૂં છું. મહાત્માએ કહ્યું કે, તમે થોડા કોયલા લાવો. બ્રાહ્મણ થોડા કોયલા લઇ આવ્યો. હવે મહાત્માએ કહ્યું કે, આને સાબુવડે સારી રીતે ધોઇ નાંખો, જેથી એની શ્યામતા જતી રહે. ગમે તેટલીવાર ધોયા કર્યું, પણ કોલસાની શ્યામતા ગઇ નહિ. ત્યાર પછી મહાત્માએ કહ્યું કે, હવે એ કોલસા સૂકવી નાંખો. સૂકવ્યા પછી આમાં અગ્નિ મૂકો. આ રીતે કરવાથી કોયલાની રાખ થઇ ગઇ તથા કાળાશને બદલે શ્વેતતા આવી. મહાત્માએ કહ્યું કે, આજ પ્રમાણે મનની શુદ્ધિ માટે જ્ઞાનની જરૂર છે. નહિ કે અહર્નિશ કેવળ સ્નાન જ કર્યો કરવું તથા તેમાં જ પોતાનો સમય ગાળવાની જરૂર છે. આથી જ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે,

ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन ।

અર્થ:—હે અર્જુન ! જ્ઞાનરૂપી અગ્નિ જ સર્વ આંતર

પાપોનું નિવારણ કરે છે. બાહ્ય ઇન્દ્રિયો તો કેવળ બાહ્ય વિષયોને જ જોઇ શકે છે, પણ આંતરના વિષયોને જોઇ શકતી નથી. આથી જ શ્રુતિમાં કહ્યું છે કેઃ–

पराञ्चि खानि व्यतृणत् स्वयंभू स्तस्मात्पराङ् पश्यति नांतरात्मन् ।

અર્થઃ–પરમાત્માએ ઇન્દ્રિયો એવી બનાવી છે કે, જેથી બાહ્ય વિષયોને તે જોઇ શકે છે, પણ આંતરના વિષયોને જોઇ શકતી નથી. આ જ હેતુથી શ્રુતિમાં કહ્યું છે કે,

यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

અર્થઃ—પરબ્રહ્મ પરમાત્મા મન તથા વાણીનો અવિષય છે" મૈત્રેયીઃ—હે ભગવન્! આપ એમ કહો છો ત્યારે બીજી શ્રુતિમાં એમ કેમ કહ્યું છે કે,

मनसैवानुद्रष्टव्यम ।

અર્થઃ—મનવડે પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે. માટે આપના કહેવામાં વિરોધ આવે છે, તેનું કેમ ?

મુનિઃ— મેં જે ઉપર શ્રુતિનું પ્રમાણ આપ્યું, તે અશુદ્ધ મનને માટે છે, પણ શુદ્ધ મન હોય છે તો તેવડે આત્મસાક્ષાત્કાર થઇ શકે છે. અર્થાત્ વ્યવહારવાળા મનવડે આત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી, પણ મનને પરમાર્થિક સ્વરૂપમાં જોડવાથી જ્યારે તે ચિત્ત શુદ્ધ થાય છે ત્યારે તેમાં આત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે. આ જગતમાં જેટલી ઉપાધિ છે તે સુખરૂપે નથી, પણ તે પારમાર્થિક સુખનો નાશ કરવાવાળી છે. આના સંબંધમાં એક દ્દષ્ટાંત કહું, તે સાંભળ. એક ભક્ત એક મહાત્માને ત્યાં રોજ કથા સાંભળવા જાય.

પણ થોડો વખત થાય કે ગાંડ ઉંચીનીચી કરવા માંડે. મહાત્માં પૂછે કે, કેમ ભાઇ! તું ઉતાવળ કરે છે? પેલો ભકત કહે કે, આજે લાકડાં થઈ રહ્યાં છે તે લાવવાનાં છે. જો નહિ લાવું તો છોકરાં ભૂખે મરશે, માટે હું જાઉં છું. આમ એક દિવસ એક નિમિત્ત તો બીજે દિવસે બીજી ઉપાધિને લઇ પેલા ભકતથી સત્સંગનો લાભ વધારે વખત લઈ શકાય નહિ. પેલા મહાત્માએ જાણ્યું કે, આને સ્ત્રીપુત્રાદિમાં આસક્તિ ઘણી છે, માટે તે આસક્તિ છોડાવવી જોઇએ. આથી જ શાસ્ત્રમાં કહ્યું છે કે;

निःसंगता मुक्तिपदं यतीनां संगादशेषाः प्रभवन्ति दोषाः।
आरूढयोगोऽपि निपात्यतेऽधः संगेन योगी किमुताल्पसिद्धिः॥

સ્ત્રી, પુત્ર તથા ધન આદિનો ત્યાગ કરવો, તે જ સંન્યાસીઓને મોક્ષનો માર્ગ છે. સ્ત્રી આદિનો સંગ મોટા યોગીને પણ યોગભ્રષ્ટ કરે છે. જેને યોગી થવાની ઈચ્છા હોય, તેને આસંગ યોગથી ભ્રષ્ટ કરે, તેમાં તો શું જ કહેવું?" હવે તેણે પોતાના પેલા ભકતને કહ્યું કે, ભાઈ, મારે બહારગામ જવું છે તથા મારી સાથે એક માણસ જોઇએ. તું મારી સાથે આવે તો ઘણું સારૂં થાય. પેલા ભાઈએ કહ્યું કે, હું આવું તો ખરો, પણ છોકરાંનું તથા બૈરીનું શું થાય? મહારાજ કહે કે, આપણે બે દિવસમાં ચાલ્યા આવીશું. પેલા ભકતે હા પાડી. મહારાજશ્રી બે દિવસ ત્યાં રહ્યા. તેવામાં મહારાજશ્રીએ જ ભકતની બૈરીપર કાગળ લખી દીધો કે, મારા ભકતને સર્પદંશ થવાથી મરણને શરણ થયો છે. પોતાના ભકતને તેણે કહ્યું કે, હું આ પ્રમાણે કાગળ લખું છું. પછી તારે વિશે કેવી ભક્તિ છે તે તું જો. પેલી સ્ત્રીએ પોતાના સ્વાર્થને ખાતર રડારૂટ વગેરે

કરી. એમ કરતાં તેર દિવસ પૂરા થયા. છોકરાં પાસે ત્રયોદશાહ વગેરે કરાવ્યાં. હવે મહાત્માએ કહ્યું કે, ચાલ આજે હવે આપણે આપણા સ્થાનપ્રતિ જઇએ.

હવે ત્યાં ગામમાં પેલા ભક્તનાં છોકરાં તથા બૈરીનાપર ગામના લોકોને દયા આવવાથી તે બાઇને ઘણાને ત્યાંથી દળણું દળાવવા ચાલ્યું આવે. વળી તેના છોકરાને કેટલાક જણાઓએ નબાપા જાણી, પોતાને ત્યાં નોકરીએ રાખ્યા. આથી પેલો ભક્ત જ્યારે ઘેર હતો ત્યારે તેઓનું જે રીતે પોષણ ચાલતું હતું, તે કરતાં પણ વધારે સારી રીતે પોષણ થવા લાગ્યું. તેઓ મહિના માસમાં ઉલટાં પાંચ પૈસે સુખી થયાં. એક મહિના કેડે પેલા મહાત્મા તથા ભક્ત ગામમાં આવ્યા. રાતના મહાત્માએ કહ્યું કે, તું તારી બૈરીની ખબર લઈ આવ કે તેની સ્થિતિ કેવી છે? પેલો ભક્ત ઘેર ગયો તથા બારણાં ઠોકયાં. એટલે ઘરનાં માણસોએ પૂછયું કે, કોણ છે? ત્યારે પેલાએ કહ્યું કે, હું ફલાણો, દીકરા! બારણું ઉઘાડ. એટલે છોકરાં પોતાની મા પાસે દોડી ગયાં તથા માને કહેવા લાગ્યાં કે, અમારા બાપા તો મરી ગયા ને હવે કયાંથી આવ્યા? એટલે ઘરમાં બેઠાં જ પેલી બૈરીએ કહ્યું કે, અરે ભૂત! તું મારાં છોકરાંને શું બીવડાવવા આવ્યો છે? ચાલ, તારે રસ્તે ચાલ્યો જા. નહિ તો તારા મોઢા આગળ મરચાંની ધૂણી કરવી પડશે. પેલાએ ઘણું કહયું, પણ બૈરી તથા છોકરાંએ બારણું ઉઘાડયું નહિ. વળી વધારામાં તેની બૈરીએ કહયું કે તું જીવતો હતો, તે વખતમાં અમો જેવાં સુખી હતાં, તે કરતાં હાલમાં અમો વધારે સુખી છીએ. આ શબ્દ સાંભળતાં પેલાના મનમાં ઘણું લાગી આવ્યું. તે મહાત્માની પાસે ગયો

તથા કહયું કે, હું મારૂં મારૂં કરૂં છું, પણ તે ફોકટ છે. બૈરી છોકરાં વગેરે સૌ સ્વાર્થનાં સગાં છે. માટે મારે હવે ઘેર જવું નથી. પણ મારે તો મારો સમય હવે ઇશ્વરભજનમાં જ ગાળવો છે. માટે આસક્તિજ અનર્થનું મૂળ છે. જેવી સ્ત્રી પુત્રાદિ ઉપાધિપર આસક્તિ ખોટી છે, તેમ જડ વસ્તુપર પણ આસક્તિ મનુષ્યને બંધનમાં નાંખનારી છે. આ સંબંધમાં એક પરમહંસ વ્રત ધારણ કરતા, પણ મનનો મેલ નહિ ગયેલા. એક સંન્યાસીનું દૃષ્ટાંત લઇએ. એક સંન્યાસી ગામમાં ભિક્ષા કરવા જાય તથા રાતના પોતાની પર્ણકુટીમાં ગામ બહાર આવી સૂવે. હવે લોકો સંન્યાસીને કપડાં આપે. પેલો સંન્યાસી કપડાં એકઠાં કર્યા કરે, પણ ઉંદરો વધારે થવાથી તેઓએ સંન્યાસીનાં કપડાં કરડવા માંડયાં. આથી તેણે એક બીલાડી પાળી, કે જેથી ઉંદરનું જોર ઓછું થાય. હવે બીલાડીને ઘરમાં બાંધી રાખવાથી તે ભૂખે મરવા લાગી. આથી તેને દૂધ પાવા એક ગાય રાખી. ગાયને દોવા ગામમાંથી એક માણસને બોલાવતા. ગાયને ચરવા માટે મઢીની આગળપાછળ ઘાસ ઉગાવવા માંડયું તથા ત્યાં થોડું ઘણું અનાજ પણ વાવવા માંડયું. ગામના ઠાકોરે આ જોઇ તે ખેતરપર કર નાંખ્યો. એક વેળા સંન્યાસીની ગફલતીથી અનાજ વવાયું નહિ. આથી આગળપાછળ અનાજ થયું, પણ એના ખેતરમાં ન થયું. ઠાકોરનાં માણસોએ પેલા સંન્યાસી જૂઠું બોલે છે, એમ માની તેને કેદ કર્યો. અહો જડઉપાધિપર પણ આસક્તિ રાખવાથી કેવી સ્થિતિમાં તેને આવવું પડયું ! હે મૈત્રેયી ! શ્રુતિમાં આત્મજ્ઞાન માટે ગુરૂ કરવાવા સંબંધમાં કહયું છે કે;

आचार्यवान् पुरुषो वेद ।

અર્થઃ—ગુરૂ જેને હોય છે તેનેજ આત્માનો સાક્ષાત્કાર

થઈ શકે છે. તેમાં પણ ગુરૂ બ્રહ્મનિષ્ઠ તથા શ્રોત્રિય હોવો જોઈએ. કારણ શ્રુતિમાં કહયું છે કે,

स समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं गुरुमेवाभिगच्छेत् ।

શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂ પાસે હાથમાં સમિધની જુડી લઈ જ્ઞાન લેવા જવું જોઈએ. જો ગુરૂ બ્રહ્મનિષ્ઠ હોય છે તો તેના પૂજનવડે શિષ્યના ચિત્તની શુદ્ધિ થાય છે. કારણ કે આપસ્તંબમાં કહયું છે કે;

तस्य पुत्रादायमुपयान्ति सुहृदः साधुकृत्य द्विषन्तः पापकृत्यम् ।

જે બ્રહ્મનિષ્ઠ છે તેનો જે પૈસો હોય છે તેનો ઉપભોગ તેનાં બૈરી છોકરાં લે છે, તેનું જે પુણ્ય હોય છે તેના ભાગી તેની ઉપાસના કરનારા થાય છે તથા તેવા બ્રહ્મનિષ્ઠપર જે દ્વેષ કરે છે તે તેના પાપના ભાગી થાય છે. આથી બ્રહ્મનિષ્ઠનાં પુણ્ય તથા પાપ જતાં રહેતાં હોવાથી તે નિર્લેપ થઇ મોક્ષને યોગ્ય થાય છે. અર્ધદગ્ધ ગુરૂ નકામા છે. આ સંબંધી હું તને એક દૃષ્ટાંત કહું, તે સાંભળ.

એક ધનાઢય ગૃહસ્થ પોતાની પાછળ બે છોકરા તેમજ એક છોકરી તથા વિધવા સ્ત્રીને મૂકી મરી ગયો. મરતાં અગાઉ પેલા બીચારાને હેડકી આવવા માંડી. આ વખતે તેના છોકરાએ તથા બૈરીએ આવી પેલા ડોસાને પૂછયું કે, કાકા કંઇ કહેવું છે ? આપે પૈસા બૈસાની શી વ્યવસ્થા કરી છે ? પેલા ડોસાએ ન સમજાય એવે ખોખરે અવાજે કહ્યું કે, મારા જે પૈસા છે તે મારા ચોપડામાં છે, પણ બીજે ઠેકાણે નથી. આમ કરતાં પેલો ડોસો મરી ગયો. મરણ બાદ તેની સર્વ

ક્રિયા વગેરે બેરી છોકરાએ કરી. ચોપડામાં શું પૈસા છે, તે કોઇએ પણ જોયા નહિ. જે પ્રમાણે વ્યાપાર ચાલતો હતો, તે જ પ્રમાણે ચલાવ્યા કર્યો. એક વેળા વ્યાપારમાં ઘલાઇ જવાથી પૈસા માટે ટાંચ પડવા માંડી. આથી છોકરાઓએ તીજોરીમાંથી ચોપડા કઢાવ્યા તથા પેલા ડોસા પૈસા ચોપડામાં રાખી ગયા છે, તે જોવા લાગ્યા. ચોપડા વાંચતાં વાંચતાં એક ઠેકાણે એમ આવ્યું કે, આપણા ઘરના મંદિરના શિખરમાં અખાડ સુદ ૧૫ ને દિવસે બપોરના બરોબર બારવાગતે એક લાખ સોનામહોર દાટી છે. છોકરાઓએ આ વાંચી શિખર તોડાવવા નિશ્ચય કર્યો. ગામના કેટલાક લોક છોકરા પાસે આવ્યા તથા ચોપડો મંગાવ્યો. ચોપડા પ્રમાણે સોનામહોર શિખરમાં હોવી જોઇએ. પણ તે જોનારાના પોતાનાજ મનમાં સંશય થયો કે, આટલા સરખા નાના શિખરમાં આટલી બધી સોનામહોર કેવી રીતે રહી શકે? માટે લખેલું ભૂલ ભરેલું હોવું જોઇએ. તેઓએ કહ્યું કે, ભાઈ, અમને તો સંશય થાય છે. કેટલાક દિવસ સૂધી આ પ્રમાણેનો ધાધાડુવો ચાલ્યા કર્યો. ગામમાંથી એવામાં એક વૃદ્ધ વ્યાપારી તે છોકરાને ત્યાં ગયો. ચોપડા મંગાવ્યા. વાંચ્યા પછી પેલા વૃદ્ધ વેપારીએ વિચાર કર્યો કે, આમાં દિવસ તથા કલાકનો સમય આપેલો છે. જો કેવળ શિખરમાંજ પૈસા હોત તો સમય આપવાની કશી જરૂર ન હતી. માટે પેલા છોકરાઓને કહ્યું કે, અખાડ સુદ ૧૫ આવે ત્યારે મારી પાસે આવજો, પછી ધન જોઈશું. એમ કરતાં અખાડ સુદ ૧૫ આવી. છોકરાઓ પેલા વૃદ્ધ વેપારી પાસે ગયા. પેલો વેપારી બરોબર અગીઆરને સુમારે શિખર આગળ ગયો. પછી જેવા બરોબર બાર વાગ્યા, કે તેજ વખતે

તે શિખરની છાયા જેટલા જમીનના ભાગમાં પડતી હશે, તેટલા ભાગને ખોદાવવા કહ્યું. તે ભાગ ખોદાવતાં તેમાંથી પુષ્કળ દ્રવ્ય મળી આવ્યું. ચોપડાની માફક શાસ્ત્રના જોનારા તો ઘણા છે. પણ ઘણાખરા પેલા સંશયાત્માવાળા છે. વળી સંશયાત્મા ગુરૂ અર્ધદગ્ધ છે. તેનાથી કોઇ દિવસ કલ્યાણ થઈ શકતું નથી. પણ પેલા વૃદ્ધ વેપારીની માફક જ્યારે ખરો સદ્ગુરૂ મળી આવે છે, ત્યારે જ ખરો માર્ગ જાણવામાં આવે છે તથા શિષ્યને મોક્ષના માર્ગ પ્રતિ લઈ જઇ શકે છે. વળી સત્સંગ, એ જ મુખ્ય ચિત્તની શુદ્ધિનું કારણ છે. આથી જ કહ્યું છે કેઃ—

अंब्धौ विधो वधूमुखे फणिनां निवासे स्वर्गे सुधा वसति वै विबुधा वदन्ति । क्षारं क्षयी पतिमृतं गरलं पतन्ति कंठे सुधा वसति वै भगवज्जनानां ।

અર્થઃ—સમુદ્રમાં અમૃત રહે છે, ત્યારે સાગર ખારો કેમ? તેમ નહિ તો ચંદ્રમામાં અમૃત ખરો કે નહિ. જો ચંદ્રમામાં અમૃત હોય તો તેનામાં દિવસે દિવસે ક્ષય કેમ થાય છે ? જો ચંદ્રમાં અમૃત નથી તો સ્ત્રીના મુખમાં ખરું કે નહિ ? જો તેમ હોય તો સ્ત્રીનો પતિ મરી કેમ જાય છે? વારૂ, સ્ત્રીમાં નથી, પણ નાગલોકમાં તો અમૃત ખરૂં કે નહિ ? જો નાગ લોકમાં અમૃત હોય તો નાગના મુખમાં ઝેર કેમ છે ? જો નાગ લોકમાં અમૃત નથી તો સ્વર્ગમાં તો અમૃત ખરૂં કે નહિ ? જો સ્વર્ગમાં અમૃત હોય તો પુણ્યવાનનું પુણ્ય પૂરૂં થવે તે પૃથ્વીપર પડવા ન જોઇએ. ત્યારે અમૃત ક્યાં છે ? અમૃત સત્પુરૂષોના કંઠમાં છે, કે જેનો સંગ કરવાથી અક્ષય તૃપ્તિ થાય છે. આથીજ સત્સંગને સઘળા કરતાં શ્રેષ્ઠ ગણેલ

છે. આના સંબંધમાં આ સત્સંગના મહિમા સંબંધી એક દ્રષ્ટાંત કહું તે, હે મૈત્રેયી ! તું સાંભળ. એક સોની હતો. તે પોતાના સોનીના ધંધામાં એવો તો કુશળ હતો, કે ભાગ્યેજ તેના હાથે કોઈ સોનાની ધાલમેલમાંથી બચી જાય. આ સોનીને એકજ પુત્ર હતો. તે પણ પોતાના પિતાની દુકાનપર બેસી, સોનું ગાળવા વગેરેનો ધંધો સારી રીતે ચલાવતો હતો. પેલો વૃદ્ધ સોની પરમેશ્વરની પણ બીક રાખે નહિ. આમ કરતાં તે માંદો થયો તથા પોતાના છોકરાને પોતાની પાસે બોલાવી, તેણે શિખામણ આપવા માંડી કે, બેટા, તારે કોઇ પણ દિવસ ઇશ્વરસંબંધી કથા થતી હોય ત્યાં જવું નહિ. તેવા માર્ગ આગળથી પણ જવું નહિ. જો તું આ પ્રમાણેનું મને વચન આપે તો મારો જીવ ગતે જાય. પેલા છોકરાએ કહ્યું કે, પિતાજી ! આપના કહેવા પ્રમાણે કોઈ પણ સ્થળે કથા સાંભળવા નહિ જાઉં. એમ કહેતાં પેલા વૃદ્ધ સોનીનો જીવ ગયો. પછી છોકરો પણ પોતાના પિતાની માફક પોતાનો ધંધો કરતો હતો. એક વેળા એક ચોર રાજાના કોઠારમાં ખાતર પાડી કેટલુંક ધન ચોરી ગયો તથા તે ધનને એક ઘોડાપર લાદી ત્યાંથી ચાલી જવા માંડયું. પણ એટલામાં રાજાનાં માણસો જાગી ઉઠવાથી તેઓ, પેલા ચોરની પૂઠે પડયા. ચોરે જાણ્યું કે, હવે કોઇ ઠેકાણે ધન મૂકી જવું તે સારું છે. આથી સોનીવાડામાં પેલા સોનીના ઘરમાં તેણે સઘળું ધન નાંખ્યું તથા કહ્યું કે, આ ધન તું સાચવ તથા મને એકતારા ભોંયરામાં સંતાડી રાખ. પેલા સોનીએ હા પાડી. હવે રાજાનાં માણસોએ જાણ્યું કે, સોનીવાડામાં ગયું છે, પણ કયા ઘરમાં તે ગયું હશે, તેની ખબર પડે નહિ. રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે, જે કોઇ આ ધન પકડી આપશે, તેને એકલાખ રૂપીઆ આપીશ.

ત્યાં રાજવાડામાં રહેનારી ગુણિકાએ આ બીડું ઝડપ્યું. તેણે ભીલડીનો વેશ લીધો તથા સોનીવાડામાં જઇ કહ્યું કે, જે મને ઘોડાનું માંસ આપે તો તેનું કલ્યાણ થાય. કારણ મારા છોકરાને દવામાં જોઇએ છે. ભોગજોગે પેલો સોની કોઇ કામ-સર બહારગામ ગયેલો તથા તેની સ્ત્રી ઘરમાં એકલી હતી. તેણે જાણ્યું કે, આપણે ભોંયરામાં જે ચોરને રાખ્યો છે તેનું ધન તથા ઘોડો આપણે રાખ્યાં છે. વળી ઘોડાને મારી આપણા વાડામાં તેનું શરીર દાટયું છે. માટે તે ખોદી તેમાંથી આને માંસ આપું. આ રીતે પેલી સ્ત્રીએ ઘોડાનું માંસ આપ્યું. પેલી ગુણિકાએ પેલી સ્ત્રીને આશીર્વાદ આપ્યો તથા તેના ઘરપર વાંકસાથીઓ કર્યો. હવે ગુણિકાએ કહ્યું કે, મેં ચોરને પકડયો છે. રાજાના માણસ સહિત તે સોનીવાડામાં દેખાડવા આવી. પણ તેટલા વખતમાં સોની ઘેર આવી ગયલો તથા તે સમજી ગયો. તેથી તે સરખીજ નિશાની કેટલાએક ઘરપર કરી. આથી ગુણિકા શરમાઈ ગઇ. હવે ગુણિકાએ કહ્યું કે, હું બીજે ઉપાય કરીને પણ પકડી આપીશ. તેણીએ કહ્યું કે, આપનો પાળેલો જે વાઘ છે, તેપર બેસવા મને પરવાનગી આપો. રાજાએ હા પાડી. છૂટા કેશ મૂકી માથાપર પીએળ કાઢી હાથમાં ખડ્ગ તથા ત્રિશૂળ લઇ વાઘપર સ્વારી કરતી સોનીલોકના મોહોલામાં જઇ બૂમ મારી કે, હું વાઘેશ્વરી તમો સઘળાઓને ખાઈ જઈશ. કારણ તમોને ચોર લોક તરફથી પુષ્કળ દ્રવ્ય મળ્યું છે, છતાં તેમાંથી પૈસા લઈ મને હોમ આપતા નથી. પેલા સોનીએ જાણ્યું કે, ખચીત આ વાઘેશ્વરી મને ખાઇ જશે. તેણે કહયું કે, હું હોમ કરીશ. પણ તમે તમારે સ્થાને, હે માતાજી ! પધારો. આ વખતે જતી વખતે માતાએ જમીનપર પગ મૂકી ચાલવા માંડયું. એક વેળા તે સોની એક ટેકરાપરથી જતો

હતો, તેવામાં કથામાં વાત ચાલતી હતી કે, કોઇ દિવસ દેવલોક જમીનપર ચાલતા નથી. આ વખતે જો કે સોની તો કાનમાં આંગળી ઘાલી ચાલતો હતો, પણ પગમાં કાંટો વાગવાથી આટલી વાત તેના સાંભળવામાં આવી. આ જ વાતનું તે સોનીને આ વખતે સ્મરણ થયું. તેણે તુરતજ પેલા વાઘને તેમજ પેલી ગુણિકાને ચોર પાસે સ્વધામ પહોંચાડી દેવડાવ્યા. ત્યાર બાદ પેલા રાજાએ ગામમાં બીજે દિવસે ઢંઢેરો પીટાવ્યો કે, જે કોઈ મને આ ચોર ઝાલી આપશે, તેને હું મારૂં અર્ધું રાજ્ય આપીશ. આ જ વખતે પેલો સોની રાજા પાસે ગયો તથા પોતે સઘળી વાત રાજાને કહી સંભળાવી. રાજાએ કહ્યું કે, મારા વચન પ્રમાણે તે ચોર તથા તને અર્ધ રાજ્ય આપું છું. તમે વહેંચી લ્યો. આજ વખતે પેલા સોનીના મનમાં આવ્યું કે, જ્યારે આટલા બે જ શબ્દ કાને પડવાથી આટલા બધા અનહદ દ્રવ્યની પ્રાપ્તિ થાય છે તો પછી હમેશ સત્સંગ કરવાથી શું નહિ મળે ? તે જ પ્રમાણે પેલા ચોરે પણ પોતાનો ચોરીનો ધંધો સોનીના સંગથી છોડી દીધો. હે મૈત્રેયી! આ પ્રમાણે સત્સંગ સૌથી શ્રેષ્ઠ છે.

આર્યમહિલાઓ ! આ સદ્ઉપદેશમાંથી થોડું ઘણું પણ સમજી, આના દશમા ભાગમાં કહ્યા પ્રમાણે પણ ચાલશે તો હું મારો પ્રયાસ સફળ થયલો સમજીશ. જો કે સઘળા જ શાસ્ત્રના નિયમો પાળી શકાવા અશક્ય છે, પણ યત્કિંચિત્ પળાય તો તેથી આપણી આર્ય ભવિષ્યની પ્રજાને ઘણો જ ફાયદો થાય તથા વર્ણસંકરતા થતી અટકે. આટલું કહી હવે હું મારી કલમ અહીંથી સમાપ્ત કરૂં છું.

**સમાપ્ત.**

### તૃતીય અધ્યાય.



### ચતુર્થ અધ્યાય



ઇત્યાદિ સર્વ કેવળ બ્રહ્મ સંબંધીનું નિરૂપણ કરેલ છે. આની કીંમત રૂા૦ ૬) રાખી છે.

## પ્રકીર્ણ ઉપનિષદ્
## સહિત
# (૨) એકાદશોપનિષદ્
### ( શુદ્ધ ગુજરાતી ભાષાંતર )

આપણા આર્ય ધર્મનું રહસ્ય વેદમાં રહેલ છે. કૈવલ્ય મોક્ષને પ્રાપ્ત કરવાવાળું સત્ય જ્ઞાન, જે ખરૂં તત્વજ્ઞાન શાસ્ત્ર

છે, તે કેવળ ઉપનિષદને વિષે જ રહેલ છે. ખરૂં જોતાં દર્શનો કેવળ વિજ્ઞાનના વિકાસની વૃદ્ધિ થવા માટે દાદરના પગથીયા-રૂપે છે. આમાં બીજી આવૃત્તિમાં દરેક મંત્રનો અન્વયાર્થ આપવામાં આવ્યો છે.

| | |
|---|---|
| બૃહદારણ્યક ઉપનિષદ | કઠોપનિષદ |
| માંડૂક્ય ઉપનિષદ્ | મુંડકોપનિષદ |
| ઇશાવાસ્ય ઉપનિષદ | તૈત્તરિય ઉપનિષદ |
| આગમ પ્રકરણ | ઐતરેય ઉપનિષદ |
| વૈતથ્ય પ્રકરણ | છાંદોગ્ય ઉપનિષદ |
| અદ્વૈત પ્રકરણ | શ્વેતાશ્વતર ઉપનિષદ્ |
| અલાત શાંતિ પ્રકરણ | બ્રહ્મબિંદુ ઉપનિષદ |
| | હંસોપનિષદ |

આ રીતે ૧૦૮ ઉપનિષદોનો સમાવેશ કરવામાં આવ્યો છે. છતાં ગરીબ જિજ્ઞાસુને પણ લેવા સુગમ પડે, માટે આ મોટા પુસ્તકની કીંમત ફકત રૂ૦ ૮) રાખી છે.



(૩) તત્ત્વાનુસંધાનઃ—જીવ બ્રહ્મની એકતા સંબંધી જે જ્ઞાન, તેનું નિરૂપણ કરનારો આ ગ્રંથ છે. જેમ બ્રહ્મસૂત્રમાં ચાર અધ્યાય છે તેમ આમાં ચાર અધ્યાય રહેલા છે. પહે-લામાં આત્માનું પ્રમેયરૂપે, બીજામાં પ્રમાણરૂપે, ત્રીજામાં પ્રમાતારૂપે તથા ચોથામાં મુક્તિનું નિરૂપણ કર્યું છે. આમાં આત્મજ્ઞાન સંબંધી નીચે પ્રમાણેના વિષયો છે. જેવા કેઃ—

આ ગ્રંથ વેદાંતના જિજ્ઞાસુને ઘણો ઉપયોગી છે. ગુરૂ શિષ્યના સંવાદરૂપ આત્માનું નિરૂપણ બહુજ સ્પષ્ટ રીતે કર્યું છે. ગ્રંથની કીંમત રૂ૦ ૨ાા છે.



(૪) અદૃષ્ટ ફળ દર્પણઃ—આ ગ્રંથમાં પ્રારબ્ધ આદિ ફળનું નિરૂપણ કર્યું છે. આમાં ઘણા જૂદી જૂદી રીતના વિષયો છે. આમાં ૧૪ પ્રકરણો છે, જેવાં કે નીતિની પવિત્ર નશીહતો, પ્રારબ્ધ પુરૂષાર્થનો સાચો ભેદ, છપી ફંદી લોકના

ટુચકા, જ્યોતિષને માટે મનોહર વિષય, સંસ્કારે જો મળે છે તેની દલીલો, સોનેરી ટોળીથી બચવાની કુંચી, મહાન્ વરોની વિચિત્ર કર્મ રેખા, પ્રારબ્ધની વિચિત્ર રચના, ધર્માદિ મેળવવા જોઇતાં સાધનો, પરદેશ ગમનથી થતી અસર, બાળલગ્નાદિથી નીપજતાં પરિણામ, મક્કારોની જાળ, સાચા પ્રેમનું સત્વ, પ્રભુ પ્રાર્થનાનાં ભજનો. આની કીંમત રૂ૦ ૨ા રાખી છે.

(૫) શ્રીમદ્ ભગવદ્ ગીતાઃ—સ્વામી શ્રી મધુસૂદનની ટીકાનું શબ્દશઃ ભાષાંતર, દરેક શ્લોકની અવતરણિકા, હેડીંગ, પદચ્છેદ, શબ્દાર્થ તથા ગુરૂ શિષ્યના સંવાદરૂપે મધુસૂદનની ટીકા. કીંમત રૂ૦ ૬ (ટપાલ જૂદું. [છપાય છે.]

(૬) સુંદરી સૌભાગ્યઃ—સ્ત્રીઓને વાંચવાનો અપૂર્વ ગ્રંથ છે. આમાં લગભગ ૫૦ પતિવ્રતા સ્ત્રીઓનાં ચરિત્રો, લગ્નમાં લેવાની પ્રતિજ્ઞાઃ-વાક્દાન, અતિથિપૂજન, અગ્નિની પ્રાર્થના, સપ્તપદી, અગ્નિસમક્ષ વરવડે લેવાની પ્રતિજ્ઞા, કન્યાનો કાળ, કન્યાશિક્ષણ, સત્સંગ નિરૂપણ, ગર્વ નિરૂપણ, ક્રોધ વિચાર, સહનશીલતા, શ્રદ્ધાવિચાર, સંતોષ વિચાર, નયન મેળાપ, વિચાર મેળાપ, હૃદય મેળાપ, આત્મ મેળાપ, દંપતી-પરસ્પર ધર્મવિચાર, સ્ત્રીધર્મ, પુરૂષધર્મ, યુવતીધર્મવિચાર, સતી શિક્ષા, પતિવ્રતાનો ધર્મ, યુવતીધર્મ આચાર, પતિવ્રતા મહિમા, સુવાસિની વિચાર, પતિ ભકિતથી વિમુખ થતી સ્ત્રીઓની દુર્ગતિ, સુવાસિની દેવપૂજા, વિધિવિચાર, તુલસી પૂજાનો વિધિ, પતિપૂજા પ્રયોગ, પતિની પૂજાનું ફળ, સૌભાગ્યવતીને પતિપ્રતિનું નિત્યકર્મ, રજસ્વલા ધર્મ, ગર્ભિણી ધર્મ, વૈરાગ્ય ઉપદેશ, વિધવા ધર્મ, આ રીતના વિષયો સાથે

લગભગ પંદરથી વીશ ચિત્રો સહિત જોઇને વાંચવાનું ઉત્તમ પુસ્તક. કીમત રૂ૦ ૩) ટપાલ જૂદું.

(૭) વિવાહ કૌમુદી:—કર્મ કાંડમાં સૌથી શિરોમણિ ગ્રંથ, જેમાં કુવંડીથી લગ્ન સૂધીનું સઘળું કર્મ તેમજ ઉદ્યાપન વિધિ, પૂર્ણ વિવેચન સહિત આપ્યું છે. આ ગ્રંથ હાથમાં રાખી જે કાંઇ કર્મ કરાવવું હોય, તે કરી શકાય એમ છે. કિમત રૂ૦ ૧ાા ટપાલ ખર્ચ જૂદું.

જે કોઇ મારી આખી વેદાંત સીરીઝ માંહેલા ગ્રંથો આ જાહેર ખબરમાં જણાવ્યા છે તે લેશે તો તેને પચીસ ટકા કમીશન આપવામાં આવશે.

મળવાનું ઠેકાણું:—
છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.
ઘર નં ૪૧ નાગરવાણીઆનો માળો
મહારાજનો ભોઇવાડો ભુલેશ્વર—મુંબઇ.

